श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।







श्रीकृष्णाय नमः ।

## तृतीयोध्यायः ।

पुरुषानुग्रहं पूर्वमुक्त्वा भगवता कृतम् ।
स्त्रीपु तं विस्तरेणाह रूपत्रयविभेदतः ॥१॥
अनुग्रहः कालतुल्यस्ततो द्वादशधोदित ः ।
तत्र मुख्या तु लक्ष्मीः स्यात्तस्यां त्रेधा हरेः कृपा ॥२॥
मानसेनाथ कायेन वेदेनेति निरूप्यते ।
गान्धर्वो मानसः प्रोक्तो दूरत्वाद्वचनाभिधा ॥३॥
कृष्णानुग्रहयुक्तानां कृतार्थत्वे ततः परम् ।
स्त्रीणां मुक्तिर्निरूप्येति मुचुकुन्दतपः कथा ॥४॥
प्रसङ्गात्तामसानां हि वधो देवहिताय हि ।
पलायनं लीलयैव सोऽप्यनुग्रह ईर्यते ॥५॥
सात्त्विके राजसे चैव तामसे च हरेः कृपा ।
इति दर्शयितुं राज्ञो वृत्तं लक्ष्म्याः शिवस्य च ॥६॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## અધ્યાય ત્રીજો રાજસ સાધન પ્રકરણ

### દ્વારકાગમન, શ્રી બલરામજીના વિવાહ તથા રુક્ષ્મિણીજીનો પત્ર સંદેશ

કારિકાઓ :

કારિકા- ૧ : ભગવાને કરેલ પુરૂષ ઉપરના અનુગ્રહને પહેલાં કહી, સ્રીઓ ઉપર કરેલા અનુગ્રહને ત્રણ રૂપના ભેદથી વિસ્તારથી કહે છે. (૧)

કારિકા-૨ : પુરૂષ ઉપર કરેલો અનુગ્રહ કાલના સમાન છે. તેથી બાર પ્રકારે કહેલો છે. તે સ્ત્રીઓમાં લક્ષ્મી મુખ્ય ગણાય. તેમના ઉપર મનથી, કાયાથી અને વેદથી એમ ત્રણ પ્રકારે કરેલી હરિની કૃપા જાણાવવામાં આવે છે. (૩)

કારિકા-૩ : ગાંધર્વ વિવાહ મનથી થયેલો કહેલો છે. ભગવાન દૂર હોવાથી લક્ષ્મીના વચનો કહેલાં છે. (૩)

કારિકા-૪ : શ્રીકૃષ્ણના અનુગ્રહવાળાઓ કૃતાર્થ થાય ત્યાર પછી સ્રીઓની મુક્તિનું નિરૂપણ કરવું જોઇએ. તેથી આરંભમાં મુચુકુંદના તપની કથા કહી છે. (૪)

કારિકા-૫ : પ્રસંગને લીધે તામસોનો વધ દેવોના હિત માટે જ કરેલો છે. નાસી જવાનું લીલાથી જ કરેલું છે. તે પણ અનુગ્રહ કહેવાયેલો છે. (૫)

કારિકા-૬ : સાત્ત્વિક, રાજસ, તેમજ તામસ ઉપર હરિની કૃપા થઇ છે એમ દર્શાવવા રાજાનો, લક્ષ્મીનો, શિવનો વૃતાંત કહેલો છે. (૬)

तृतीयेध्याये अनुग्रहनिरुपणप्रस्तावैर्मुचुकुन्दस्य शिवस्य लक्ष्म्याश्च हितं कृतवानिति निरूप्यते । कायिकवाचिकामानसिकभेदेन । प्रथमं सात्त्विके भगवान् मुचुकुन्दे कृपां कृतवानिति तस्य भगवद्वाक्येन तपःकरणमुच्यते इत्थमिति चतुर्भिः ।

श्रीशुक उवाच - इत्थं सोऽनुगृहीतोऽङ्ग कृष्णेनेक्ष्वाकुनन्दनः ।
तं परिक्रम्य संनम्य निश्चक्राम गुहामुखात् ॥१॥

एवंप्रकारेण भगवता अनुगृहीतः मुचुकुन्दः तपोनिमित्तं गुहातो निर्गतः। भगवदनुग्रहव्यतिरेकेण भगवद्वाक्ये श्रद्धा न भवतीति भगवदनुग्रहः कारणत्वेनोच्यते । इक्ष्वाकुनन्दन इति । इक्ष्वाकुरत्यन्तं भक्त इति तद्वंश्योऽयमिति कृपाया हेतुत्वेनोक्तम् । ततस्तं भगवन्तं कृष्णं परिक्रम्य प्रदक्षिणीकृत्य, ततः सम्यङ्नत्वा, साष्टाङ्गं प्रणम्य पूर्वमेव शयनस्थानात् गुहमुखे प्रकाशयुक्ते स्थित इति ततोऽपि निश्चक्राम ॥१॥

ततस्तपः क्वचित्कर्तव्यमिति विचार्य, भारतखण्ड एव चतुर्युगधर्माणां प्रवृत्तिरिति विरुद्धकालयुक्ते देशे तपो न कर्तव्यमिति वर्षान्तरं गन्तुं उत्तरदेशं गत इत्याह स वीक्ष्येति ।

ત્રીજા અધ્યાયમાં અનુગ્રહનું નિરૂપણ કરવામાં પ્રસંગમાં શ્રીકૃષ્ણે મુચુકુંદ, શિવ અને લક્ષ્મીનું કાયા, વાણી અને સાત્ત્વિક મુચુકુંદ ઉપર ભગવાને કૃપા કરી તેથી આરંભમાં ભગવાનના વચનથી તેણે તપ કર્યું એમ ચાર શ્લોકથી કહે છે.

<u>શ્લોકાર્થ - ૧ :</u> *હે ભલા રાજા ! આવી રીતે શ્રીકૃષ્ણથી અનુગ્રહ પામેલો ઈક્ષ્વાકુનો તે વંશજ તેમની પરિક્રમા કરી, નમન કરી ગુફાના દ્વારમાંથી બહાર નીકળ્યો. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આવી રીતે ભગવાનથી અનુગ્રહ પામેલો મુચુકુંદ તપ કરવા માટે ગુફામાંથી બહાર નીકળ્યો. ભગવાનના અનુગ્રહ સિવાય ભગવાનના વચનમાં શ્રદ્ધા થતી નથી. તેથી ભગવાનનો અનુગ્રહ તપ કરવાના કારણ તરીકે કહેલો છે.

ઈક્ષ્વાકુ મોટો ભક્ત હતો. આ તેનો વંશજ છે. તેથી ઈક્ષ્વાકુનો વંશજ એમ કહેલ છે. પછી તે ભગવાન્ શ્રીકૃષ્ણની પરિક્રમા એટલે પ્રદક્ષિણા કરી, સારી રીતે નમન કરીને એટલે સાષ્ટાંગ નમન કરીને, તે સૂતો તે

જગ્યાએથી ગુફાના દ્વારમાંથી બહાર નીકળ્યો. (૧)

પછી કયા સ્થળે તપ કરવું એનો વિચાર કરી, ભરતખંડમાં ચાર યુગના ધર્મોની પ્રવૃત્તિ થાય છે તેથી તે વિરૂદ્ધ કાલવાળા દેશમાં તપ કરવું ન જોઈએ એવા વિચારથી બીજા વર્ષમાં જવા ઉત્તર દેશમાં ગયો એમ નીચેના શ્લોકથી કહે છે.

**स वीक्ष्य क्षुल्लकान्मर्त्यान्पशून्वीरुद्वनस्पतीन् ।**
**मत्वा कलियुगं प्राप्तं जगाम दिशमुत्तराम् ॥२॥**

स हि सत्ययुगे शयनं कर्तुं प्रवृत्तः कलियुगे उत्थितः । यदैव भगवता मथुरा त्यक्ता, तदैव कलिः प्रवृत्त इति मुख्यः सिद्धान्तः । 'पञ्चविंशे वर्षे कलिरायास्यती'त्येव विनिश्चित्य, भरतखण्डं परित्यज्य, समुद्रमध्ये द्वारकां कृतवान् । ततो भगवति तत्र गते कलिः सम्यक् प्रविष्टः । कालाभिमानिनी देवता तु भगवति स्वस्थानं गते समायास्यति ।अयं विचारो द्वादशे कर्तव्यः । कलिस्त्विदानीं प्रविष्टः । सन्ध्यासमयोऽयं वा । मध्यकाल एवाग्रे निर्णेय इति कालस्य प्रवृत्तौ नियतं हेतुं दृष्टवानित्याह । स मुचुकुन्दः क्षुल्लकान् अल्पप्रमाणान् कालेन ह्रासं प्राप्तान् मर्त्यान्मनुष्यान् । अनेन तेषां मरणमपि शीघ्रं कालेनेति सूचितम्। वीरुधः लतागुल्मादीन् वनस्पतीन्, वृक्षानपि चतुर्विधानल्पायुःप्रमाणाभ्यां ह्रासयुक्तान् विलोक्य, कलेरेवायं धर्म इति असाधारणत्वाद्विनिश्चित्य उत्तरां दिशं जगाम ॥२॥

ततो विधानपूर्वकमिमं देशमतिक्रम्य गत इत्याह तपःश्रद्धायुत इति ।

<u>શ્લોકાર્થ - ૨ :</u> મનુષ્યો, પશુઓ, લતાઓ અને વનસ્પતિઓને નાના કદવાળાં જોઈને, કલિયુગ આવેલો જાણીને તે ઉત્તર દિશામાં ગયો. (૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે તેને સત્યયુગમાં સૂવાની પ્રવૃત્તિ કરી અને કલિયુગમાં ઉઠયો. જ્યારે ભગવાને મથુરાનો ત્યાગ કર્યો ત્યારે જ કલિયુગ બેઠો એવો મુખ્ય સિદ્ધાંત છે.




મારા પચીસમા વર્ષમાં કલિયુગ આવશે એવો જ નિશ્ચય કરીને ભરતખંડ ત્યજીને ભગવાને સમુદ્રમાં દ્વારકા બનાવી અને પછી ભગવાન દ્વારકા પધાર્યા ત્યારે કલિયુગ સારી રીતે બેઠો. કલિના અભિમાનવાળી દેવતા તો ભગવાન પોતાના ધામમાં પધારશે ત્યારે આવશે. આ વિચાર બારમા સ્કંધમાં કરવાનો છે. કલિ તો હમણાં બેઠો અથવા આ દ્વાપર અને કલિની સંધ્યાનો સમય હતો. ભવિષ્યમાં ભગવાન જ્યારે ધામમાં પધારશે ત્યારે કલિનો મધ્યકાલ હશે. કલિકાલ બેઠેલ હોવાનું ચોક્કસ કારણ તેણે જાણ્યું એમ પૂવાર્ધમાં કહેલું છે.

તે મુચુકુંદે નાના કદવાળા કાલને લીધે નાના બનેલા મનુષ્યોને જોયા. આ મનુષ્યોને મર્ત્ય કહ્યા. તેથી કાલને લીધે તેમનું મરણ પણ તરત થશે. લત્તાઓ, ઝાડીઓ, વનસ્પતિઓ અને વૃક્ષોએ ચારેયને પણ ચારે પ્રકારે થોડુ આયુષ્ય અને નાના કદને લીધે કરમાઇ જતાં જોઈને આ કલિનો જ ગુણ છે એવો નિશ્ચય કરીને તે ઉત્તર દિશામાં ગયો. (૨)

પછી શાસ્ત્રનિયમ પ્રમાણે આ દેશ ઓળંગીને ગયો તે કહે છે.

**तपःश्रद्धायुतो धीरो निःसङ्गो मुक्तसंशयः ।**
**समाधाय मनः कृष्णे प्राविशद्गन्धमादनम् ।।३।।**

तपः सर्वेन्द्रिनिग्रहः, श्रद्धा च भगवद्वाक्ये, ताभ्यां युतः, दृष्ट्वापि विषयान् विघ्नत्वेन प्राप्तान्वा न व्यामुग्धः, किन्तु धीर एव जातः । ततो गच्छन् राजेति यं कश्चिदनुवर्तमानपि परित्यज्य, निःसङ्ग एव सन् , शरीररक्षादौ मुक्तसंशयः, इतस्ततो दर्शनाद्यर्थं विक्षिप्तमपि मनः कृष्णे समाधाय गन्धमादनपर्वतं प्राविशत् । गरुडगङ्गातः उत्तरे भागे बदरिकाश्रमपर्यन्तं सर्वोऽपि पर्वतो गन्धमादनः ।।३।।

ततस्तत्रापि बदर्याश्रममासाद्य, यत्र नरनारायणयोरालयं तत्र

शीतादिबाधा महतीति तन्निवृत्त्यर्थं यत्नकरणे तपो न युज्यत इति तदर्थमाह सर्वद्वन्द्वसह इति ।

<u>શ્લોકાર્થ - ૩ :</u> તપ અને શ્રદ્ધાવાળો તે ધીર પુરૂષ સંગ વિનાનો સંશયરહિત થઈ શ્રીકૃષ્ણમાં મનને રાખી ગંધમાદન ગયો. અર્થાત ગંધમાદન પર્વતના પ્રદેશમાં પ્રવેશ્યો. (૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તપ એટલે બધી ઈન્દ્રિયોને વશ રાખવી તે અને ભગવાનના વચનમાં શ્રદ્ધા એ બે ગુણવાળો થઈ, ધીરજ બન્યો. પછી રાજા હોવાથી જે કાંઈ પાછળ આવતું હતું તેનો પણ ત્યાગ કરીને, સંગ વિનાનો થઈ પોતાના શરીરના રક્ષણ બાબત સંશયવિનાનો થઈ, ભમતા મનને શ્રીકૃષ્ણમાં રાખી તે ગંધમાદન પર્વત પર ગયો. ગરૂડગંગાથી ઉત્તરના ભાગમાં બદ્રિકાશ્રમ સુધીનો બધાંયે પર્વત ગંધમાદન કહેવાય છે. (૩)

**बदर्याश्रममासाद्य नरनारायणालयम् ।**
**सर्वद्वन्द्वसहः शान्तस्तपसाराधयद्धरिम् ॥४॥**

अन्तरति शान्तः । तपसा हरिमाराधयत् । हरिपदेन यथैव तस्य तपसा आराधनं सिध्यति, तथैव कृतवानिति लक्ष्यते ॥४॥

एवं तस्य व्यवस्थामुक्तत्वा भगवतोऽपि द्वारकायां गमनमाह भगवानिति दशभिः ।

<u>શ્લોકાર્થ - ૪ :</u> નરનારાયણના ધામરૂપ બદર્યાશ્રમ પહોંચી તે શાંત પુરૂષે તપથી હરિને પ્રસન્ન કર્યા. (૪)

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> ગંધમાદન પર બદર્યાશ્રમ જ્યાં નર અને નારાયણનું ધામ છે ત્યાં પહોંચ્યો ત્યાં ટાઢ અને તાપનું દુઃખ ઘણું છે. તે મટાડવા પ્રયત્ન કરવામાં આવે તો તપ થઈ શકે નહિ તેથી તપ થઈ શકે માટે 'સર્વ વિરૂદ્ધ જોડકાં ગુણોને સહન કરનાર' એવું વિશેષણ કહેલ છે. અંદર અન્તઃકરણથી તે શાંત હતો. તેને તપથી હરિને પ્રસન્ન કર્યા. હરિ શબ્દ યોજ્યો

છે. તે તપથી હરિને પ્રસન્ન કરી શકે તે પ્રમાણે હરિએ કર્યું. (૪)

એ પ્રમાણે તેનું વર્ણન કરી નીચેના શ્લોકથી આરંભી દશ શ્લોકથી ભગવાન પણ દ્વારકા પધાર્યા તે કહે છે.



**भगवान्पुनराव्रज्य पुरीं यवनवेष्टिताम् ।**
**हत्वा म्लेच्छबलं निन्ये तदीयं द्वारकां धनम् ॥५॥**

मध्ये तामसस्य शिवस्य ब्राह्मणानां वाक्यं कृतवानिति निरूप्यते । यवनवधानन्तरं भगवान् पुनर्मथुरामाव्रज्य, यवनैर्वेष्टितां दृष्ट्वा, मथुरानिमित्तं म्लेच्छबलं हत्वा, तदीयं धनं हतानां मुकुटादिरुपं द्वारकां निन्ये ॥५॥

શ્લોકાર્થ - ૫ : ભગવાન પાછા યવને ઘેરેલી નગરીમાંથી પાછા પધારી, મલેચ્છોના સૈન્યનો નાશ કરી, તેના ધનને દ્વારકા લઈ ગયા. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી : મુચુકુંદની કથા અને લક્ષ્મીજીના ઉપરના અનુગ્રહથી તામસ શિવ અને બ્રાહ્મણોના વચનને ભગવાને સત્ય કર્યું. યવનનો વધ કર્યા પછી ભગવાન પાછા મથુરા પધાર્યા. યવનો વડે તેને ઘેરેલી જોઈ મ્લેચ્છના સૈન્યને હણ્યું. મરણ પામેલાઓના મુકુટો વિગેરે તેનું ધન દ્વારકા લઈ ગયા. (૫)

**नीयमाने धने गोभिर्नृभिश्चाच्युतचोदितैः ।**
**आजगाम जरासन्धस्त्रयोविंशत्यनीकपः ॥६॥**

नीयमाने इति । वृथैव धनं न परित्याज्यमिति, राज्ञे देयमिति, यवनधनं च न ग्राह्यमित्युभयं साधयितुं किञ्चिद्दूरं गृहीत्वा गतवानित्यर्थः । तत्कटकस्था एव वाहकाः पदातयो बलीवर्दाश्च । ते सर्वे भगवता प्रेरिताः जरासन्धस्य सुखार्थम् । जये हि किञ्चित्प्राप्यत इति तस्मै दानार्थं नीतवन्तः । एतस्मिन्समये भगवदिच्छयैव समागतो जरासन्धः त्रयोविंशत्यक्षौहिणीयुतः । अधिकानयने सर्वोऽपि प्राकृतः क्षीणो भवेदिति । प्रकृतिं परित्यज्य प्राकृतं सर्वमेव गृहीत्वा समायातीति ख्यापनार्थं सर्वत्र त्रयोविंशत्यक्षौहिण्य उच्यन्ते ॥६॥

શ્લોકાર્થ - ૬ : અચ્યુતે પ્રેરેલા બળદો અને માણસો ધન લઈ જતા હતા ત્યારે ત્રેવિશ અક્ષોહિણી સૈન્ય સાથે જરાસંધ આવ્યો. (૬)

ભાવાર્થ, સુબોધિનીજી : ધન ત્યજવા નકામું જવા દેવા યોગ્ય નથી તે રાજાને આપવું જોઈએ. યવનનું ધન ગ્રહણ કરવા યોગ્ય નથી. એ બંને સિદ્ધાંતો સધાય તે માટે ભગવાન તે ધન લઈને દૂર ગયા. તે યવનના સૈન્યમાં હતા તે જ બળદો અને સિપાઈઓ ધન ઉપાડી લેનારા હતા. જય થાય ત્યારે કંઈક પ્રાપ્ત થાય તે માટે જરાસંધને આપવા ધન લઈ જતા હતા. આ સમયે જરાસંધ ભગવાનની ઈચ્છાથી ત્રેવિશ અક્ષોહિણી સૈન્ય સહિત આવ્યો. જેનાથી બધાયે પ્રાકૃત માણસોનો નાશ થાય. પ્રકૃતિને પડતી મૂકી બધુયે પ્રાકૃત સૈન્ય લઈ તે આવતો હતો. (૬)

**विलोक्य वेगरभसं रिपुसैन्यस्य माधवौ ।**
**मनुष्यचेष्टामापन्नौ राजन्दुद्रुवतुर्द्रुतम् ॥७॥**

ते च सर्वे लब्धवराः, पूर्वापिक्षयापि वेगवन्त इति । देवानां वाक्यं परिपालनीयं मनुष्यैरिति मनुष्यभावस्वीकारे हि ब्राह्मणवाक्यं शिववाक्यं च माननीयं भवति । भागवते चास्याकथनं लोकव्यामोहनार्थम् । राजन्निति स्नेहेन संबोधनं भ्रमानुत्पादनार्थम् । द्रुतं यथा भवति, तथा दुद्रुवतुः पलायितवन्तौ ॥७॥

શ્લોકાર્થ - ૭ : હે રાજન્ ! શત્રુના સૈન્યના વેગની ઝડપ જોઈને મનુષ્યની ચેષ્ટા સ્વીકારેલા બે માધવો ઝડપથી નાઠા. (૭)

ભાવાર્થ, સુબોધીનીજી : તે બધા ઘણા વેગવાળા હોવાથી વર પ્રાપ્ત કરેલા હતા. દેવોનું વચન મનુષ્યોએ પાળવું જોઈએ. તેથી મનુષ્યની ચેષ્ટા સ્વીકારી બ્રાહ્મણનું વચન અને શિવનું વચન માનવું જોઈએ. ભાગવતમાં એવું કથન લોકોને મોહ કરવા માટે કરેલું નથી. ભ્રમ ઉત્પન્ન ન થાય તે માટે હે રાજન ! એ સંબોધન સ્નેહથી કરેલું છે. ઝડપથી તે બંને 'दद्रुवतः' નાઠા. (૭)

**विहाय वित्तं प्रचुरमभीतौ भीरुभीतवत् ।**
**पद्मयां पद्मपलाशाभ्यां चेरतुर्बहुयोजनम् ॥८॥**

विहायेति । भारवाहकास्तु गन्तुमसमर्था रथाश्वादिकमपि यवनवधात्प्राप्तं विसृज्य, पद्भ्यामेव भूमिसुखार्थं पद्मपलाशतुल्याभ्यां बहुयोजनं चेरतुः, चित्रकूटमार्गेण गतौ ॥८॥

ततो मागधोऽपि भगवल्लीलामज्ञात्वा वरेण दृप्तः पृष्ठतोन्वगमदित्याह पलायमानाविति ।

<u>श्लोकार्थ - ८ :</u> ભય નહિ પામેલા બીકણથી પણ ભય પામતા હોય તેમ ઘણું ધન ત્યજીને કમળની પાંખડી જેવા ચરણોથી ઘણા યોજન ગયા. (૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ધન લઇ જનારા જવાની શક્તિ વિનાના હોવાથી તેઓને મૂકી દઇને, ધન ઘણું હોવા છતાં તેને ત્યજીને આ બે ભય પામેલા નહિ હોવા છતાં પણ બીકણોથી પણ ભય પામતા હોય તેમ, ધનને ત્યજીને કમળની પાંખડી જેવા ચરણોથી જ ઘણા યોજન ગયા. ચિત્રકૂટના રસ્તાથી ગયા. (૮)

ભગવાનની લીલા જાણ્યા વગર, ઘરથી છકી ગયેલો માગધ પણ પાછળ દોડયો તે હવે કહે છે.

**पलायमानौ तौ दृष्ट्वा मागधः प्रहसन्बली ।**
**अन्वधावद्रथानीकैरीशयोरप्रमाणवित् ॥९॥**




तौ रामकृष्णौ । ननु बहुवारं धृत्वा मुक्तः, तयोर्बलं जानन्नपि कथं तत्सङ्गे गत इति चेत्, तत्राह मागध इति । देशदोषेण नष्टमतिरित्यर्थः ततः प्रहसन् बलसहितः सेनासहितः अन्वधावत् , **रथानीकैः** सहेति ये शीघ्रगामिनो रथास्तानारुह्य तादृशैः सह गत इत्यर्थः । अनेन रथानां सेनायाश्च महान क्लेशो निरूपितः । स क्लेशः सार्थको भविष्यतीत्याशङ्क्याह ईशयोरप्रमाणविदित । कृष्णरामयोः प्रमाणं सामर्थ्यमादरणीयत्वं वा । तौ रामकृष्णौ । तौ हि ब्राह्मणादिवाक्यं प्रमाणीकृत्य भगवान् गच्छति, न त्वशक्तः

सन् इति भगवत्प्रमाणं न ज्ञातवान् । ईशयोरिति पूर्णा शक्तिर्विभक्तेति एकस्याप्यनङ्गीकारे विप्रदीनां वाक्यमप्रमाणं भवेदिति उभाभ्यां तत्प्रमाणीकृतमित्यर्थः ॥९॥

ततो रामकृष्णौ पर्वतेन प्रार्थितवरौ तत्प्रियार्थं तुङ्गं गिरिमारुहताम् । स हि पर्वतः सर्वदा शीतेन व्याप्तः, भगवन्तं शीतनिवृत्त्यर्थं विज्ञापयामास । तत्र हि न कदाचिदपि सूर्याग्निसम्बन्धः । मेघानां तत्प्रियं स्थानम् । अतो मेघाच्छन्न एव तिष्ठतीति न सूर्यसम्बन्धः । वर्षतीति नाग्निसम्बन्धः । ततो भगवान् पूर्वं तस्मै वरं दत्तवान्, अहमागत्य ते शीतं निवारयिष्यामीति । ततो भगवतः अद्भुतकर्मत्वं प्रतिपादयितुं श्रान्तिमुक्त्वा पर्वतारोहणं वदति प्रद्रुत्येति ।

<u>શ્લોકાર્થ-૯ :</u> *તે બંનેને નાસતા જોઈને, બે પ્રભુનું સામર્થ્ય ન જાણનારો, બળવાન માગધ હસતો રથના સૈન્ય સાથે પાછળ દોડયો. (૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે બે એટલે બલભદ્ર અને શ્રીકૃષ્ણ. તેમણે જરાસંધને સત્તરવાર પકડી છોડી મૂકેલો તે જરાસંધ બેનું બલ જાણતો હતો છતાં તેમની પાછળ કેમ ગયો? એવી શંકા થાય તેથી 'માગધ' શબ્દ યોજેલ છે. તેની બુદ્ધિ તેના દેશના દોષથી નાશ પામી હતી એવો અર્થ છે. પછી હસતો સૈન્ય સાથે પાછળ દોડયો. 'રથના સૈન્ય સાથે' એનો અર્થ એવો છે કે તેના પર બેસી શીઘ્રગામી રથો પર બીજા રથી સૈનિકો સાથે ગયો. આથી રથો અને સેનાનો મહાન કલેશ-દુઃખ નિરૂપ્યા. 'તે દુઃખ ફલ આપનારૂં થયું હશે' એવી શંકા થાય તેથી 'બે પ્રભુનું સામર્થ્ય ન જાણનારો' વિશેષણ યોજેલું છે. શ્રીકૃષ્ણ અને બલદેવનું સામર્થ્ય તે જાણતો ન હતો, કારણ કે બ્રાહ્મણ વિગેરેના વચનને સત્ય ગણીને ભગવાન પધારતા હતા. પરંતુ અશક્ત હોવાથી પધારતા ન હતા. એવું ભગવાનનું સામર્થ્ય તે જાણતો ન હતો. બે પ્રભુનું શબ્દથી એવો અર્થ છે કે ભગવાનની શક્તિના બે ભાગ પાડેલા હોવાથી, બેમાંથી એક પણ બ્રાહ્મણના વાકયનો સ્વીકાર ન કરે તો તે વાકય ખોટું કરે તેથી બંનેએ તેને સત્ય બનાવ્યું. (૯)

પર્વતે જેની પાસે વર માગેલા તેવા શ્રીકૃષ્ણ અને બલભદ્ર તે પર્વતનું પ્રિય કરવા પર્વત પર ચઢયા, કારણ કે તે સદા ટાઢથી ભરેલો ધ્રુજતો રહેતો તેની ટાઢ ઉડાડવા ભગવાનને પ્રાર્થના કરેલી કારણ કે તેને સૂર્ય અને અગ્નિનો કોઇ સમયે સંબંધ થતો ન હતો. વાદળાંઓનું તે પ્રિય રહેઠાણ હતું. વરસાદ પડયા કરતો, તેથી તેને અગ્નિનો સંબંધ થતો ન હતો. તેથી ભગવાને તેને પહેલાં વર આપેલો કે હું ત્યાં પધારી તારી ટાઢ ઉડાડીશ. તે મુજબ નીચેના શ્લોકમાં તે થાકેલા હતા એમ કહી તે પર્વત પર ચઢયા તે હવે કહે છે.



**प्रद्रुत्य दूयं संक्षान्तौ तुङ्गमारुहतां गिरिम् ।**
**प्रवर्षणाख्यं भगवान्नित्यदा यत्र वर्षति ॥१०॥**

न हि कश्चिद्दूरं प्रद्रुत्य तुङ्ग गिरिमारोहति । उच्चारोहणं ह्यश्रान्तमपि श्रमयति, भगवतः सहस्रोपायांनां विद्यमानत्वात् निलीय स्थित्यर्थं किं पर्वतारोहणमुच्चस्थानमपेक्षते, प्रत्युत उच्चस्थितं सर्वोऽपि पश्यति, अतोऽत्र भगवतः अद्भुतलीलां कथयन् विरोधप्रकारेण कथयति । दूरं प्रद्रुत्य धावनं कृत्वा सम्यक् श्रान्तौ जातौ । नहीशयोः शीघ्रगमनं श्रमो वा सम्भवति । तत्रापि तुङ्गमत्युच्चं गिरि आरुहतां गुप्तया । तत्रारोहणप्रयोजनमाह **प्रवर्षणाख्यमिति** । प्रकर्षेण वर्षणं यत्रेति । रूढिभ्रमव्युदासाय स्वयमेव योगं प्रदर्शयति **भगवान् नित्यदा यत्र वर्षतीति** । तत्र हि सर्वदा भगवान् वर्षति । मेघा हि कदाचित् क्वचिद्वर्षन्ति, तेषामधिष्ठातृरूपो भगवान विष्णुः । 'पर्वतानामधिपति'रिति श्रुतेः। स्वयमेव तत्र वर्षति, अन्यथा लोके वृष्टिप्रवृत्तिर्न स्यात् ॥१०॥

ततो भ्रान्तस्य जरासन्धस्य कृत्यमाह **गिराविति** ।

<u>શ્લોકાર્થ - ૧૦ :</u> દૂર દોડી જઇ થાક પામેલા તે બે જયાં ભગવાન સદા વર્ષતા તે પ્રવર્ષણ નામના ઉંચા પર્વત પર ચઢયા. (૧૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે કોઇ દૂર દોડી જઇ પર્વત પર ચઢતું નથી કારણ, ઊંચે ચઢવાથી નહિ થાકેલો પણ થાકી જાય છે.

ભગવાનને છુપાઈને રહેવા માટે હજારો ઉપાયો હોવા છતાં શું તેમને પર્વત પર ચઢવાની જરૂર પડે? કારણ કે ઊંચે જાય તો બધા તેને જુએ, તેથી અહીં આ શ્લોકમાં ભગવાનની અદ્‌ભુત લીલાનું વર્ણન કરતાં શુકદેવજી ભગવાનની લીલા પરસ્પર વિરૂદ્ધ કર્મનું વર્ણન કરી કહે છે.

દૂર દોડી જઈને તે બંને થાકી ગયા. બે ઈશ્વરોને ઝડપથી જવું પડે અથવા થાક લાગે તે સંભવતું નથી. છતાં ગુપ્ત રીતે ઘણા ઊંચા પર્વત પર ચઢયા. 'પ્રવર્ષણ' નામના શબ્દથી તેના પર ચઢવાનું પ્રયોજન કહેલું છે. જ્યાં ભગવાન સદા વર્ષતા શબ્દોથી ત્યાં ભગવાન સદા વર્ષતા વાદળાંઓ કોઈ સમયે ક્યાંક વરસે છે. 'વિષ્ણુ પર્વતોના અધિપતિ છે'. એ શ્રુતિ પ્રમાણે ભગવાન વિષ્ણુ તેમના અધિષ્ઠાતા છે. તે પોતે જ ત્યાં વરસે છે. એમ ન હોય તો લોકમાં વરસાદની પ્રવૃત્તિ ન થાય.(૧૦)

નીચેના શ્લોકમાં મૂર્ખ જરાસંધનું કૃત્ય કહે છે.

**गिरौ निलीनावाज्ञाय नाधिगम्य पदं नृप।**
**ददाह गिरिमेधोभिः समन्तादग्निमुत्सृजन् ॥११॥**

पर्वतारोहणे कैश्चित् दृष्ट एव, तत्रापि अग्रे न गत इत्यत्र विचारमपि कृतवानित्याह नाधिगम्येति । ततः पर्वतादग्रे पदं गमनचिह्नं नाधिगम्य उप्राप्य । दाहे भगवता हेतुः सम्पादितः स सत्य एव जात इति वक्तुं तस्य निलीनाविति ज्ञानमुत्पादितम् । ततो दाहार्थमेव तथा प्रयत्नः कृत इति सत्यसङ्कल्पस्य भगवत इच्छया गिरिमेधोभिर्ददाह । सर्वत्र वृक्षान् छित्वा परितस्तृणादिना दाहं कारितवान् ॥११॥

ततो भगवान् पर्वतप्राथितं विधाय ततोऽग्रे गत इत्याह तत उत्पत्येति ।

<u>શ્લોકાર્થ - ૧૧ :</u> *હે નૃપ! આગળ પગલું નહિ મળતાં તે બંનેને પર્વત પર સંતાયેલા જાણીને ચારે તરફ અગ્નિ નાખતાં કાષ્ટોથી પર્વતને બાળ્યો. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પર્વત પર ચઢતાં કેટલાકે ભગવાનને જોયેલા.

'પણ પગલું નહિ મળતાં' શબ્દોથી પર્વતની આગળ ગયા નથી એમ વિચાર્યુ. પર્વતને બાળવા માટે ભગવાને જે પ્રયોજન ઉત્પન્ન કરાવ્યું તે સાચું જ બનેલું એ જણાવવા એ બે સંતાયેલા છે એવું જ્ઞાન ઉત્પન્ન કરાવ્યું. તેથી તેને પર્વતને બાળવા માટે જ તેની પાસે પ્રયત્ન કરાવ્યો એટલે સત્ય સંકલ્પવાળા ભગવાનની ઈચ્છાથી પર્વતને કાષ્ઠોથી બાળ્યો. વૃક્ષોને કાપીને સળગાવ્યા. (૧૧)

પછી પર્વતે જેની પ્રાર્થના કરેલી તે કાર્ય કરીને ભગવાન ત્યાંથી આગળ પધાર્યા તે નીચેના શ્લોકથી કહે છે.




**तत उत्पत्य तरसा दह्यमानतटादुभौ ।**
**दशैक्योजनोत्तुङ्गान्निपेततुरधो भुवि ॥१२॥**

तरसा शीघ्रमेव यावदग्निः प्रज्वलति, भगवति विद्यमाने अग्निः पर्वतं न दहेदिति । न तु दाहभयात् । दह्यमानाः तटाः यस्य । सर्वत्र दाहे उद्भूते उभौ पूर्णशक्तिर्भगवान् दशैकयोजनोत्तुङ्गादिति । एकादशयोजनं स उत्तुङ्गः, तत उभावपि अधः पर्वतस्य प्रस्तरभागमपि परित्यज्य भूभागे निपेततुः । केचित्तु अतिदाहे पुनः पर्वतप्रार्थनायां तं भूमौ नेतुं उपर्युत्थाय पादपीडनेन तं भूमौ प्रवेशयन्नेव स्वयं दूरं गत इत्याहुः ॥१२॥

<u>શ્લોકાર્થ - ૧૨ :</u> *અગિયાર યોજન ઉંચા, બળતા ઢોળાવવાળા તે પર્વત ઉપરથી ઝડપથી કુદીને બંને નીચે ભૂમિ પર પડ્યા. (૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન ત્યાં હોય તો અગ્નિ પર્વતને બાળે નહિ તે માટે ઝડપથી અગ્નિ પ્રગટે તે પહેલાં જ કુદ્યા પણ દાઝવાની બીકથી કુદ્યા ન હતા. જેના પર અગ્નિ ચારેબાજુથી બળતો હતો એટલે બંને પુરેપુરી શક્તિવાળા ભગવાન કુદ્યા. અગિયાર યોજન ઉપરથી શબ્દથી તે પર્વત અગિયાર યોજન ઊંચો જણાવેલો છે. તેના ઉપરથી પર્વતની તળેટીના વિસ્તારવાળા ભાગને મૂકી દઈને ભૂમિના ભાગ પર પડયા. કેટલાક તો એમ કહે છે કે પર્વત ઘણો બળતાં તેણે ફરીથી પ્રાર્થના કરી, તેથી તેને ભૂમિમાં લઈ

જવા માટે, તેના પર ઉભા થઇ પગથી ભાર દઈ તેને ભૂમિમાં બેસાડી દેતાં, ભગવાન દૂર પધાર્યા. (૧૨)

**अलक्ष्यमाणौ रिपुणा सानुगेन यदूत्तमौ ।**
**स्वपुरं पुनरायातौ समुद्रपरिखां नृप ॥१३॥**

ततः पुनरपि तस्य प्रवृत्तिः स्यादिति पूर्वमपि स्वच्छयैव स प्रवृत इति ज्ञापयन् तेनालक्ष्यमाणावेव द्वारकां गतौ । तत्र न भगवता कश्चनाधिकः प्रयत्नः कृतः । स मा पश्यत्विति । किन्तु स्वदोषेणैव स न दृष्टवानिति ख्यापयितुमाह रिपुणेति । दुष्टबुद्ध्यैव न दृष्टवान्, तत्सम्बन्धादन्यैरपि न दृष्टमिति सानुगेनेत्युक्तम् । ननु कार्यस्य सर्वस्यापि कृतत्वात् श्वेतद्वीपोदावेव कुतो न गतौ, द्वारकागमने को हेतुरिति चेत्, तत्राह यदुत्तमाविति । अन्यथा यदुकुले अवतारं न कुर्यात् । अतो यादवहितार्थं स्वपुरं यातौ । पुनरायातावित्यनेन पूर्वमुभावपि स्वयं गत्वा तान् स्थापितवन्ताविति विज्ञायते । तस्य भिन्नद्वीपत्वं कलिप्रवेशाभावाय निरूपयन्नाह समुद्रपरिखामिति । समुद्र एव परिखा यस्येति । विस्तारोऽप्यनेन सूचितः । नृपेत्यप्रतारणाय संबोधनम् ॥१३॥

तस्य च दुर्बुद्धिमाह सोऽपीति ।

<u>શ્લોકાર્થ - ૧૩ :</u> *હે નૃપ ! અનુચરો સહિત શત્રુથી દેખાયા સિવાય બે ઉત્તમ યદુઓ સમુદ્ર જેની ખાઈ છે તેવા પોતાના નગરમાં પાછા આવ્યા. (૧૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી પાછી જરાસંધની પ્રવૃત્તિ થાય તેથી તેનાથી દેખાયા વિના બંને દ્વારકા પધાર્યા એમ શુક કહે છે તે જણાવવા 'શત્રુથી' શબ્દ કહેલો છે. અનુચરો સહિત શબ્દથી એમ કહેલું છે કે તેની સાથેના સંબંધને લઈને બીજાઓને પણ દર્શન થયાં નહિ.

પોતાનું બધું જ કાર્ય કરેલું હોવાથી ભગવાન અને બલભદ્ર શ્વેતદ્વીપ કેમ ન પધાર્યા ? દ્વારકા પધારવાનું શું પ્રયોજન ?

એવી શંકા થાય. તેથી બે 'ઉત્તમ યદુઓ' એમ કહેલું છે. એમ ન હોત તો

યદુના કુલમાં અવતાર ન લેત. તેથી તેમનું હિત કરવા પોતાના નગરમાં પધાર્યા. 'પાછા આવ્યા' એ શબ્દોથી એમ જણાય છે કે પહેલાં ત્યાં યાદવોને રાખેલા. કલિ દ્વારકામાં પ્રવેશ ન કરે તે માટે તે જુદો દ્વીપ હતો એમ જણાવતાં 'સમુદ્ર જેની ખાઇ છે' વિશેષણ યોજેલું છે. આનાથી શહેરનો વિસ્તાર પણ સૂચવેલ છે. હે નૃપ ! એ સંબોધન પરીક્ષિતને શુકદેવજી છેતરતા નથી એમ જણાવવા યોજેલું છે. (૧૩)

વળી નીચેના શ્લોકથી તેની દુષ્ટ બુદ્ધિ જણાવે છે.




**सोऽपि दग्धाविति मृषा मन्वानो बलकेशवौ ।**
**बलमाकृष्य सुमहन्मगधान्मागधो ययौ ॥१४॥**

शब्ददोषपरिहाराय दग्घिशब्दः सप्तम्यन्तो ग्राह्यः । जरासन्धोऽपि दग्घिमध्ये प्रविष्टः । यथा भगवान् द्वारकायां प्रविष्टः, तथा सोऽपि दग्धि प्रविष्टः परमसन्तापेन सन्तप्त इत्यर्थः । एतदपि ज्ञानकृतमेव तस्य, न क्रियया दाहो जात इति । अन्यथाग्रे पाण्डवानां यशो न स्यात् । इति मृषा मन्वानः बलकेशवावालक्ष्य । बलत्वात् ब्रह्मेशयोरप्यधिपतित्वाच्च तादृशौ न तथाभूताविति मृषा मन्वानो वा । अथवा । स तु दग्ध एव । अतः परं पाण्डवकीर्त्यर्थं मृषाभूतः सकलितः, सीतावत् । ततो मृषा जरासन्धः बलत्वं केशवत्वं च मन्वानः सर्वांशेनापि नाशो भविष्यतीति विज्ञाय स्वस्य बलं सेनामाकृष्ण मगधानेव ययौ । ननु स्वयं किल दग्धः किं बलदाहेनेत्यत आह सुमहदिति । सत्त्वेन महत्त्वेन च । तद्भगवदधिष्ठानमिति तत्स्थापनार्थं, ततो भगवतः अपगमनार्थं च, मगधानेव देशान् ययौ, यतः सोऽपि मागधः, देशदोषमात्रेणावशिष्टः । मत्वा तौ बलकेशवाविति पाठे स एवार्थः ॥१४॥

एवं तामसस्य रुदादेः वाक्यपरिपालनं निग्रहं वा विधाय स्त्रीणामुद्धारार्थे कृपया विवाहादिकं कृतवानिति वक्तुं ज्येष्ठ बलभद्रस्य विवाहमाह आनर्ताधिपतिरिति ।

<u>શ્લોકાર્થ - ૧૪ :</u> તે માગધ પણ સંતાપમાં પડયો તેથી બલદેવ અને

કેશવને મૃષા માનતો મોટું સૈન્ય ખેંચી લઈને મગધ ગયો. (૧૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જરાસંધે પણ દગ્ધિમાં પ્રવેશ કર્યો. જેમ ભગવાને દ્વારકામાં પ્રવેશ કર્યોતેમ તેને પણ દગ્ધિમાં પ્રવેશ કર્યો. એટલે ઘણા સંતાપથી દુઃખી થયો એવો અર્થ છે.

કારણ કે આ પણ તેને જ્ઞાનથી થયું. પરંતુ ક્રિયાથી તે બળ્યો ન હતો. તેમ ન હોત તો ભવિષ્યમાં પાંડવોને તેને હરાવવાનો યશ મળત નહિ. તેથી બળેલો હોવાથી બલરામ અને કેશવને લક્ષ્યમાં લઈને તેમને મૃષા માનતો થયો. અથવા તે તો બળી ગયેલો જ હતો. પાંડવોને કીર્તિ પ્રાપ્ત થાય તે માટે સીતાની પેઠે હવે પછીથી ખોટો તેને ભેગો કરી રાખેલો હતો. તેથી ખોટો બનાવટી જરાસંધ બળ અને કેશવને બ્રહ્મા અને શિવના અધિપતિપણાનો આદર કરી હવે પાછળ પડીશ તો વિનાશ થશે એમ જાણી મગધ દેશ ગયો. પોતે ખરેખર બળેલો હતો તો સૈન્ય લઈ જવાની શી જરૂર અને શું લાભ? એવી શંકા થાય તેથી 'સુંદર મોટું' શબ્દ યોજલ છે. સૈન્યને રાખવા તે મગધ દેશ ગયો. કારણ કે તે પણ માગધ હતો. માત્ર દેશના દોષથીજ તે જીવતો રહ્યો હતો. તે બંને બલ અને કેશવને માનીને એવો પાઠ હોય ત્યારે પણ તે જ અર્થ થાય છે. (૧૪)

એ પ્રમાણે તામસ શંકરને તેમના વચનનું પાલન કરીને અથવા ઠપકો આપીને સ્ત્રીઓનો ઉદ્ધાર કરવા કૃપાને લીધે વિવાહ કરવા એમ કહેવા બલભદ્રના વિવાહનું નિરૂપણ કરે છે.

**आनर्ताधिपतिः श्रीमान्रैवतो रेवतीं सुताम् ।**
**ब्रह्मणा चोदितः प्रादाद्बलायेति पुरोदितम् ॥१५॥**

आनर्तदेशः द्वारकानिकटदेशः । तस्याधिपतिः रैवतः । श्रीमानिति । अमृत एव । रेवतीनाम तस्य कन्या, स हि पूर्वं ब्रह्माणं प्रष्टुं गतः । ततो ब्रह्मवाक्यात् कनिष्ठायापि रामाय दत्तवान् इति पुरा नवमस्कन्धे निरूपितम्। अस्य विचारस्तत्रैव कृतः ॥१५॥

भगवतो विवाहमाह भगवानपीति ।

શ્લોકાર્થ - ૧૫ : બ્રહ્માએ પ્રેરણા કરેલા, આનર્તદેશના રાજા શ્રીમાન રેવતે પોતાની પુત્રી રેવતી બલભદ્રને આપી એમ કહેલું છે. (૧૫)

ભાવાર્થ, સુબોધિનીજી : આનર્તદેશ દ્વારકા પાસેનો દેશ છે. તેનો રાજા રૈવત હતો. તે શ્રીમાન એટલે જીવતો હતો. તેને રેવતી નામની કન્યા હતી. તે બ્રહ્માને પૂછવા ગયેલો. પછી બ્રહ્માના વચન પ્રમાણે બલભદ્ર રેવતી કરતાં નાનાં હોવા છતાં તેમને આપી. એમ પહેલા નવમા સ્કંધમાં કહેલું છે. આ સંબંધી વિચાર ત્યાં કહેલો છે.(૧૫)

નીચેના શ્લોકમાં ભગવાનના વિવાહનું નિરૂપણ કરે છે.




**भगवानपि गोविन्द उपयेमे कुरूद्वह ।**
**वैदर्भी भीष्मकसुतां श्रियो मात्रां स्वयंवरे ॥१६॥**

ननु स्वतःसिद्धलक्ष्मीकस्य निरिन्द्रयस्य प्रयोजनाभावात्किं विवाहेनेत्याशङ्कय परिहरति । यद्यपि भगवान्, तथापि गोविन्द इति इन्द्रादिभिरिन्द्रत्वेनाभिषिक्त इति तेषां वाक्यसिद्धयर्थमुपयेमे, विवाहं कृतवान्, न तु गोपिकावत्परिग्रहमात्रम् । कुरुद्वहेति संबोधनं भगवत्स्वरूपज्ञानाय । ननु तथापि कर्मणा उत्पादिता कर्मफलरूपा तादृशकर्मकर्त्रैव विवाह्येति कथं भगवता विवाहः कृत इति चेत्, तत्राह वैदर्भीमिति । विदर्भदेशे सोत्पन्ना । अतो न कर्मजनिता । किञ्च । भीष्मकस्य सुता, भीष्मं भयानकं कं सुखं यस्येति। प्रलयकर्ता महादेव एवावतीर्णः, तस्य च सुता सीता पूर्वजन्मन्यपि महादेवकन्यैव, सैवेदानीं भीष्मकाज्जाता । अतो विवाहः कर्तव्य एव । किञ्च श्रियो मात्रामिति । सा हि लक्ष्म्याः मात्रा भवति अंशः नहि तामन्यो ग्रहीतुं शक्तः । सा ह्यवतरति यथा, यथा भगवानवतरति । 'राघवत्वेऽभवत्सीता रुक्मिणी कृष्णजन्मनी' त्यादिवाक्यात् । तत्रापि स्वयंवरे यदा सर्व एव राजान आहूताः, तदा भगवानप्याहूतः । यदा तथा भगवान् वृतः, ततस्तदिच्छया विवाहं कृतवान् ॥१६॥

શ્લોકાર્થ - ૧૬ : હે કુરૂના વંશજ ! ભગવાન ગોવિંદ પણ લક્ષ્મીના અંશરૂપ ભીષ્મકની પુત્રી વૈદર્ભીને સ્વયંરમાં પરણ્યા હતા. (૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી : જેને લક્ષ્મી પોતાની મેળે પ્રાપ્ત થયેલી છે અને જે ઇંદ્રિયો વિનાના છે તેવા ભગવાનને સ્રીનું પ્રયોજન નહિ હોવાથી વિવાહનું શું પ્રયોજન ? એવી શંકા કરી તે દૂર કરે છે. જો કે શ્રીકૃષ્ણ ભગવાન છે તો પણ ઇંદ્ર વિગેરેએ ઇંદ્ર તરીકે તેમનો અભિષેક કરેલો હોવાથી તે 'ગોવિંદ' છે અને તેમના વાકયો સત્ય ઠરે તે માટે તેમણે **'उपयेम'** વિવાહ કર્યો. પરંતુ રૂકિમણી સાથે ગોપીઓ પેઠે સંબંધ માત્ર ન રાખ્યો. તે માટે 'હે કુરૂવંશજ' એવું સંબોધન કરેલું છે. છતાં પણ કર્મે ઉત્પન્ન કરેલી, કર્મના ફલરૂપ સ્ત્રી સાથે તેવું કર્મ કરનારાએ જ વિવાહ કરવો યોગ્ય હોવાથી ભગવાને કેમ વિવાહ કર્યો. એવી શકાં થાય તેથી 'વૈદર્ભીને' શબ્દ યોજેલ છે. તે વિદર્ભ દેશમાં ઉત્પન્ન થએલી હતી. વળી તે ભીષ્મકની પુત્રી હતી. 'भीष्मं' ભયાનક છે. 'कम्' સુખ જેનું તેવા પ્રલય કરનાર મહાદેવે જ અવતાર લીધેલો અને તેમની પુત્રી સીતા પહેલા જન્મમાં પણ મહાદેવની જ કન્યા હતી. તેજ હમણાં ભીષ્મકની પુત્રી તરીકે ઉત્પન્ન થઇ હતી. તેથી તેની સાથે વિવાહ કરવો જોઇએ. વળી તે લક્ષ્મીના અંશરૂપ હતી. કારણ કે તે લક્ષ્મીની અંશ હતી અને બીજો કોઇ તેને પરણી શકે એમ ન હતું. કારણ ભગવાન જ્યારે રાઘવ થયા ત્યારે સીતા થઇ અને અહીં શ્રીકૃષ્ણ જન્મમાં રૂકિમણી થઇએ વાક્ય પ્રમાણે જેમ જેમ ભગવાન અવતાર લે છે તેમ તેમ તે પણ અવતાર લે છે. તેમાં પણ સ્વયંવરમાં જ્યારે બધાયે રાજાઓને બોલાવેલા ત્યારે ભગવાનને પણ આમંત્રણ આપેલું અને જ્યારે તેને ભગવાનને પસંદ કર્યા ત્યારે તેની ઇચ્છાથી ભગવાને વિવાહ કર્યો.

નીચેના શ્લોકમાં જણાવ્યા મુજબ પણ વિવાહ થયેલો.

**प्रमथ्य तरसा राज्ञः शाल्वादींश्चैद्यपक्षगान् ।**
**पश्यतां सर्वलोकानां तार्क्ष्यपुत्रः सुधामिव ॥१७॥**

किञ्च, प्रमथ्य तरसा राज्ञ इति । सर्वानेव शिशुपालादीन् प्रमथ्य मारयित्वा






जयप्राप्तामिव तां नीतवान् । शाल्वादयोऽतिविरोधिनो बलिष्ठाश्च । तैः सह युद्धे विशेषहेतुमाह चैद्यपक्षगानिति । 'स्वयंवरेऽपि शिशुपालाय यथा भविष्यति, तथा कर्तव्यमिति रुक्मिवाक्यात् विवाहकर्तेव शिशुपालः समागतः। अतस्तद्धितार्थमपि शाल्वादयः प्रवृत्ताः। मुख्यो भगवद्विरोधी शिशुपालः। अन्येऽपि विरोधिनः यथाकथञ्चिद्भगद्विरोधं सम्पादयितुं तत्पक्षपातिनो जाता इति। किञ्च। प्रद्युमादयोऽप्युत्पाद्याः। अतः कामः सङ्कटे वर्तत इति तदुत्त्यर्थमप्युपयेम इत्याह पश्यतां सर्वलोकानामिति । यथा मातुरापन्निवृत्त्यर्थ गरुडः अयुक्तेभ्योऽप्यमृतंदातुं प्रवृत्तः, तथा भगवानपि कामस्य दुःखनिवारणार्थं वैदर्भी अयुक्तामपि स्वयं गृहीतवान्, मारितवांश्चान्यान् । यद्ययुक्तमेतद्भवेत्, तदा लोकाः साक्षिण इति तान् प्रमाणीकरोति । एवं सर्वप्रकारेण भगवतो विवाहो निरूपितः ॥१७॥

तत्र राजा विवाहे पौरुषं श्रोतुं विशेषं पृच्छति भगवान् भीष्मकसुतामिति ।

<u>શ્લોકાર્થ - ૧૭ :</u> *શિશુપાલના પક્ષમાં રહેલા શાલ્વ વિગેરે રાજાઓને મારીને જેમ ગરૂડ અમૃત હરી ગયો હતો તેમ બધાના દેખતાં ભગવાન વૈદર્ભીને લઈ ગયા હતા. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શિશુપાલ વિગેરે બધાઓને (પ્રમથ્ય) મારીને જયથી પ્રાપ્ત કરેલી હોય તેવી તે વૈદર્ભીને લઇ ગયા. શાલ્વ વિગેરે ઘણો વિરોધ કરનારા અને બલવાન હતા. 'શિશુપાલના પક્ષમાં રહેલા' વિશેષણથી તેમની સાથે યુદ્ધ કરવાનું કારણ જણાવ્યું છે. સ્વયંવરમાં પણ જે પ્રકારે શિશુપાલને તે પ્રાપ્ત થાય તેમ કરવું . એવા રૂક્મિના વચનને લીધે તે વરના જેવો થઈને આવેલો અને શાલ્વ વિગેરે પણ તેમને મદદ કરતા હતા.ભગવાનનો મુખ્ય વિરોધી શિશુપાલ હતો. બીજાઓ પણ ભગવાનના વિરોધીઓ થયા.

વળી પ્રદ્યુમ્ન વિગેરે પુત્રો પણ ઉત્પન્ન કરવાના હતા. તેથી કામ સંકટમાં હોવાથી તેની ઉત્પત્તિ થાય તે માટે વિવાહ કર્યો. એમ 'સર્વ લોકના દેખતાં' શબ્દોથી કહેલું છે. જેમ માતાનું દુઃખ દૂર કરવા માટે ગરૂડે અયોગ્ય સર્પોને પણ અમૃત આપવાની પ્રવૃતિ કરી તેમ કામનું દુઃખ દૂર કરવા માટે ભગવાને

પણ વૈદર્ભી પોતાને અયોગ્ય હોવા છતાં પણ તેને ગ્રહણ કરી અને બીજાઓને હણ્યા. જો આ અયોગ્ય હોય તો લોકો સાક્ષીઓ છે એમ તેઓને પ્રમાણ ગણે છે. એમ વિવાહનું વર્ણન કર્યું. તે પ્રસંગે વિવાહમાં ભગવાનનું પુરૂષાતન સાંભળવા માટે નીચેના શ્લોકથી પ્રશ્ન કરે છે.

**राजोवाच - भगवान्भीष्मकसुतां रुक्मिणीं रुचिराननाम् ।**
**राक्षसेन विधानेन उपयेम इति श्रुतम् ॥१८॥**

भगवतो विवाहः बहुधा पुराणेषु श्रुतः । ततो राजा स्वयंवरविवाहाप्रकारान्कतरेण श्रुतवान्, तत्र च पौरुषमधिकमिति, तद्भवति वा नवेति सन्देहनिवृत्त्यर्थं पृच्छति । भगवत्वान्नाज्ञानम् । भीष्मकसुतामिति पितुरपि बलिष्ठता । रुक्मिणीमिति भगवतो मुख्यभार्येति प्रसिद्धा । ततश्च गान्धर्वो राक्षसश्चैव धर्म्यौ क्षत्रस्य तौ स्मृताविति प्रथमो विवाहो धर्म्य : कर्तव्यः । अतो धर्मित्वार्थं राक्षस एव विवाहः भगवता कृत इति स एव त्वया वक्तव्य इत्याह राक्षसेन विधानेनेति । रूचिराननामिति तस्या मुग्धभावो निरूपितः । ततश्च राक्षसे विवाहे सा कथमनुगुणा अभीतागतेत्यपि सन्देहः । प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यत इति विधिशब्दः परस्वहरणलक्षणदोषव्यावृत्त्यर्थः । यथा विवाहः दाने अदुष्टः, एवं हरणेऽपि क्षत्रियस्येतिज्ञापनार्थः । श्रुतमिति प्रमाणमुपन्यस्तम् ॥१८॥

अतस्तत्र प्रकारं पृच्छति भगवन् श्रोतुमिच्छामीति ।

*<u>શ્લોકાર્થ - ૧૮ :</u> સુંદર મુખવાળી ભીષ્મકની પુત્રી રૂક્મિણીને ભગવાન રાક્ષસ પ્રકારથી પરણ્યા હતા એમ સાંભળેલું છે. (૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાનનો વિવાહ પુરાણોમાં ઘણા પ્રકારે વર્ણવેલો છે. તેમાંથી રાજાએ સ્વયંવર વિવાહથી જુદા પ્રકારે વિવાહ થયેલું સાંભળેલું અને તેમાં ભગવાનનું પુરૂષાતન વધારે સાંભળેલું. તેથી રાજા પ્રશ્ન કરે છે.

ભગવાન હોવાથી તેમનાથી અજાણ્યું નથી. ભીષ્મકની પુત્રી શબ્દથી રૂક્મિણીના પિતા બળવાન હતા એમ જણાવ્યું. રૂક્મિણી એટલે ભગવાનની

મુખ્ય પત્ની તરીકે પ્રસિદ્ધ છે. અને તેથી ગાંધર્વ તેમજ રાક્ષસ વિવાહ ક્ષત્રિયને માટે કહેલા છે. તેથી પહેલો વિવાહ ધાર્મિક કરવો જોઈએ. તે ધાર્મિક વિવાહને માટે જ ભગવાને રાક્ષસ વિવાહ કરેલો અને તેજ મને કહેવો જોઈએ. એમ રાક્ષસ પ્રકારથી શબ્દથી કહેલું છે. સુંદર મુખવાળી વિશેષણથી તેનું ભોળપણ જણાવેલું છે. બળપૂર્વક કન્યાનું હરણ કરવું એ વિવાહનો રાક્ષસ વિધિ કહેવાય છે. 'વિધિ' શબ્દથી પારકાનું હરિ લેવારૂપ દોષ ન ગણાય માટે વિધિ શબ્દ યોજેલ છે. જેમ વિવાહમાં કન્યાનું દાન કરવું તે દોષ નથી તેમ ક્ષત્રિયને કન્યાનું હરણ કરવામાં પણ દોષ નથી. તેમ (શ્રુતમ્) સાંભળેલું છે. એ શબ્દથી જણાવેલું છે. (૧૮)




નીચેના શ્લોકથી વિવાહનો પ્રકાર પૂછે છે.

**भगवन् श्रोतुमिच्छामि कृष्णस्यामिततेजसः ।**
**यथा मागधशाल्वादीञ्जित्वा कन्यामुपाहरत् ॥१९॥**

अनेनाग्रे वक्ष्यमाणा कथा अध्यायत्रयात्मिका न समाधिभाषेति सूचितम् । अन्यत्र श्रुतमेव कल्पान्तरीयमपि योगानुभावेन वक्तव्यमिति प्रश्नात्, अन्यथा स्वतंत्रवक्तुः किं पूर्वश्रुतप्रकारकथनेनेति । अतः श्रोतुरनुरोधात्कल्पान्तरीयमपि गान्धर्वराक्षसवैधभेदेन त्रिधा त्रिभिरध्यायैर्वक्ष्यति । तेनात्र प्राप्तं दूषणत्रयं परिहृतं भविष्यति । भगवान् कपटेन गत्वा अदत्तां हृतवानिति, तस्या भ्रातुर्मुण्डनं कृतवानिति, बलभद्रेण बोधित इति, रुक्मिण्याश्च लज्जाभावेनापरिचितभगवत्प्रार्थनेति। एवं सति रसात्मको विवाहो न भवेत् । भक्तिरसो हि शृङ्गारादीनामुपमर्दकः । अतः समाधिभाषाविवाहः स्वयंवर एव । अन्यस्तु मतान्तरीय इति निश्चयः । ननु अप्रस्तुतं किमित वक्ष्यतीति चेत्, तत्राह श्रोतुमिच्छामीति । इच्छा पूरणीयेति तदर्थं वक्ष्यति । किञ्च, इयमपि कथा कृष्णस्य । अमितं तेजो यस्येति । पराक्रमाधिक्याच्च तद्वक्तव्यम् ।क्षत्रियाणां हि क्षात्रप्रकारेण निरूपितं भगवच्चरित्रं मनोहारि भवति । तदाह यथा मागधशाल्वादीनिति । मागधोऽपि जयं प्राप्त इति स निरूप्यते । शाल्वः सात्त्विको महांश्च । एवं जयेन स्वभावेन च महान्तौ आदिभूतौ येषामिति

जयशीलवीरजयो भगवत्कृतः श्रोतव्य इति निरूपितम् । तत्राप्येक एव स्वयं तान् जित्वा स्वयं कुशलेन पुरं द्वारकामभ्यगादिति । तदप्येकस्मिन्कल्पे, तत्सर्वथा विरुद्धंमन्वानः शुको नोक्तवान्, तदा तु भगवापि समाहूतो गतः । वरणात्पूर्वमेव बलात्तां हृत्वा सर्वान् विनिर्जित्य एकाकी स्वयं गृह गत इति कथा भवति । तत्र यद्यपि पौरुषां महत, तथाप्यत्यन्तं क्लिष्टकर्मत्वं भवतीति तन्नोक्तवान् । तामसकल्पे हि तथा कथा । अत एव शिशपालो वक्ष्यति 'समुद्रं दुर्गमाश्रित्य बाधन्त' इति । अक्लिष्टर्कमत्वं च वक्तव्यम् । अतो यावता तदुपयुज्यते, तावद्वक्तव्यमिति राक्षसो विवाह उक्तः, नत्वेकाकिहरणम् । अनेनैवं ख्यापितम् । पृष्टमयुक्तं चेत्, न वक्तव्यमिति ॥१९॥

ननु कथा भगवतो महती वक्तव्या, ततश्च अत्यावश्यककथैव श्रोतव्येति चेत्, तत्राह ब्रह्मन् कृष्णकथा इति ।

**ब्रह्मन्कृष्णकथाः पुण्या माध्वीर्लोकमलापहाः ।**
**को नु तृप्येत श्रृण्वानः श्रुतज्ञो नित्यनूतनाः ॥२०॥**

ब्रह्मन्निति ज्ञानुमुक्तम् । कृष्णकथात्वात् कीर्तने श्रवणेऽपि वैरागक्याभाव उक्तः। किञ्च। प्राणिनो हि धर्मार्थकाममोक्षेप्सवः । तत्र कृष्णकथाश्चतुर्णां प्रतिरूपा इत्याह । पुण्या इति धर्मरूपाः । माध्वीरिति कामरूपाः । लोकानां मलं दारिद्र्यवत् कश्मलरूपं हरन्तीति लोकमलापहाः । एवं त्रिवर्गरूपा इति तदभीप्सुः को नु तृप्येत । नु इति वितर्के । न कोऽप्यत्र विरक्त इति भावः । तर्हि कथं सर्वे नप्रवर्तन्त इति चेत्, तत्राह श्रृण्वान इति । सकृच्छ्रुत्वापि निर्वतन्त इति चेत् । श्रुतज्ञ इति । वर्तमानप्रयोगेण निरन्तर श्रवणे प्राप्तेऽपि श्रवणरसिकोऽत्र मुख्य इति श्रुतं जानाति । रसिकत्वेनेति श्रुतज्ञ उक्तः । रसज्ञ इति पाठे तु स्पष्ट एव । किच । नित्यनूतनाः अयातयामाः कालग्रासरहिताः । तेन मोक्षरूपा अपीत्युक्तम् ॥२०॥

एवं राज्ञः श्रवणौत्सुक्यं दृष्ट्वा स्वयोगबलेनैव दृष्टमिति अन्यतः श्रुतत्वमनुक्त्वापि कथामेवारमते राजासीदिति ।

**શ્લોકાર્થ - ૧૯ :** હે ભગવાન ! જે પ્રકારે માપી ન શકાય તેવા તેજવાળા શ્રીકૃષ્ણે માગધ, શાલ્વ, વિગેરેને જીતીને કન્યાનું હરણ કર્યું. તે હું સાંભળવા ઈચ્છું છું. (૧૯)

**ભાવાર્થ, સુબોધિનીજી :** આગળ ત્રણ અધ્યાયોમાં કહેવામાં આવનારી કથા સમાધિ ભાષા નથી. કારણ કે બીજે સાંભળેલી કથા બીજા કલ્પની હોવા છતાં યોગના પ્રભાવથી જાણીને કહેવી તેમ ન હોય તો સ્વતંત્ર રીતે કથા કહેનારને સાંભળેલો પ્રકાર કહેવાના પ્રશ્નનું શું પ્રયોજન ? તેથી શ્રવણ કરનારની વિનતિને લીધે બીજા કલ્પની કથા હોવાં છતાં ગાંધર્વ, રાક્ષસ અને વિધિના ત્રણ ભેદથી ત્રણ અધ્યાયોથી ત્રણ પ્રકારે કહેશે. (૧) ભગવાને કપટથી જઈ દાન નહિ કરેલી કન્યાનું હરણ કર્યું. (૨) તેના ભાઈનું મુંડન કર્યું. (૩) બળદેવે બોધ કર્યો ને રૂક્મિણી લજ્જાભાવે પરિચિત એવા ભગવાનને કરેલી પ્રાર્થના. આવાં દોષો હોય તો વિવાહ રસરૂપ ન થાય. કારણ કે ભક્તિરસ શ્રૃંગાર રસોને દાબી દેનારો છે. તેથી સમાધિભાષાનો વિવાહ સ્વયંવર છે.બીજા પ્રકારનો વિવાહ મતાંતર છે એવો નિશ્ચય છે. જેનો પ્રસંગ ચાલતો નથી તેનો વિવાહ કેમ કહેશે? એવી શંકા થાય તેથી 'હું સાંભળવા ઈચ્છું છું' એમ કહેલું છે. ઈચ્છા પૂરી કરવી જોઈએ. વળી આ શ્રીકૃષ્ણની કથા છે. જેનું તેજ માપી ન શકાય તેવું છે. ક્ષત્રિયોના પ્રકારથી વર્ણવેલું ભગવાનનું ચરિત્ર ક્ષત્રિયોનાં મન હરનારૂં થાય છે. માગધે પણ જય પ્રાપ્ત કરેલો અને શાલ્વ સાત્વિક અને મોટો હતો. એવી રીતે જય અને સ્વભાવથી તે બે મોટા હતા. તેમને ભગવાને જીત્યા. તેથી તે જય સાંભળવા યોગ્ય છે એમ કહેલું છે. પોતે હેમખેમ દ્વારકા નગર પહોંચી ગયાં તેથી સાંભળવા યોગ્ય છે.તે પણ એક કલ્પમાં થયેલું તે ભગવાનના ચરિત્રથી વિરૂદ્ધ છે તેથી શુકદેવજીએ કહ્યું નહિ. તે સમયે તો ભગવાન પણ આમંત્રણ મળેથી સ્વયંવરમાં પધારેલા. રૂક્મિણીને પસંદ કરી તે પહેલાં બલથી તેનું હરણ કરી, સર્વને જીતી પોતે એકલા જ દ્વારકા પધાર્યા એવી કથા છે. જો કે તેમાં તેમનું પુરૂષાતન ઘણું છે છતાં તે ઘણું કલેશવાળું કર્મ હોવાથી શુકે તે કહ્યું નહિ. કારણ કે તામસ કલ્પમાં તે કથા થયેલી તેથી જ 'સમુદ્રરૂપ

કિલ્લાનો આશ્રય કરીને પ્રજાને પીડે છે.' એમ શિશુપાલ કહેશે. ભગવાનનું કલેશ વિનાનું કર્મ વર્ણવવું જોઈએ એવા અભિપ્રાયથી શુકે રાક્ષસ વિવાહ કહ્યો. પરંતુ ભગવાને એકલાએ જ હરણ કર્યું તે કહ્યું નહિ. તેથી એમ જણાવ્યું કે પૂછેલું પણ જો અયોગ્ય હોય તો તે કહેવું ન જોઈએ. (૧૯)

ભગવાનની કથા મહત્ત્વની હોય તો કહેવી જોઈએ અનેતે અતિ આવશ્યક હોય તો ચોક્કસ સાંભળવી જોઈએ, તેથી પરીક્ષિત નીચેનો શ્લોક કહે છે.

<u>શ્લોકાર્થ - ૨૦ :</u> *હે બ્રહ્મન! પવિત્ર, મધુર, લોકના મેલને હરનારી નિત્ય નવી શ્રીકૃષ્ણની કથાઓ સાંભળતાં, સાંભળેલું સમજનાર કોણ તૃપ્તિ પામે? (૨૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> **બ્રહ્મન! એ સંબોધનથી શુકનું જ્ઞાન કહેલું છે.** 'શ્રીકૃષ્ણની કથાઓ' શબ્દથી તેમનું કીર્તન કરવામાં અને શ્રવણ કરવામાં પણ આણગમો થતો નથી. વળી પ્રાણીઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને ઈચ્છનારા હોય છે. એ સંબંધમાં શ્રીકૃષ્ણની કથાઓ એ ચારેયના સમાન છે. (૧) કથાઓ પવિત્ર હોવાથી ધર્મરૂપ છે. (૨) મધુર હોવાથી કામરૂપ છે. (૩) લોકોના પાપરૂપ મેલ હરે છે માટે અર્થરૂપ છે. એ પ્રમાણે ત્રણ પુરૂષાર્થરૂપ હોવાથી તેનાથી કોણ તૃપ્તિ પામે? 'નુ' શબ્દ અટકળ કરવાના અર્થમાં યોજેલ છે. આમાં કોઈને આણગમો થતો નથી. એવો ભાવ છે.

ત્યારે બધાની આ કથાઓ સાંભળવાની પ્રવૃત્તિ કેમ થતી નથી? એવી શંકા થાય તેથી 'સાંભળતાં' શબ્દ યોજેલ છે. 'સાંભળેલું સમજદાર' શબ્દથી સાંભળતાં અટકી ન જાય તે માટે છે. શ્રવણમાં જેને રસ હોય તે આ વિષયમાં મુખ્ય છે એટલે તે સાંભળેલું સમજે છે. રસિકતા સૂચવવા શ્રુતજ્ઞ કહ્યો છે. રસજ્ઞઃ એટલે રસવાળો એ સ્પષ્ટ જ છે. શ્રીકૃષ્ણની કથાઓ નિત્ય છે. એટલે વાસી નથી. કાળનો કોળીઓ થાય તેવી નથી. તેથી તે મોક્ષરૂપ પણ છે એમ કહેલ છે. (૨૦)

**श्रीशुक उवाच-राजासीद्भीष्मको नाम विदर्भाधिपतिर्महान् ।**
**तस्य पञ्चाभवन्पुत्राः कन्यैका च वरानना ॥२१॥**

आसीदित्येषा पुरावृत्तकथेति निरूपितम् । **भीष्मक** इति नाम प्रसिद्धेर्थे । तस्यान्यत्र स्थित्यभावाय तुल्यधर्माः सर्वे त एवेति निर्दिशति विदर्भाधिपतिरिति । महानिति महत्त्वेन सत्यादयो गुणाः एकचत्वारिंशदतिदिष्टाः । अयमर्थः पूर्वस्माद्विशिष्टः । अभ्रातृमती न विवाह्येति तदर्थं भगवतः पञ्चपर्वाविद्यायाः पञ्च देवाः मायाकार्यरूपाः लक्ष्म्या अप्यग्रे उत्पन्ना इति तान् निरूपयति तस्य पञ्चाभवन्पुत्रा इति । 'मायया मे विनिर्मिता' इति । 'रमापि रूपं वव्रे द्वितीयमिव यत्प्रवदन्ति माया'मिति लक्ष्म्या मायारूपत्वात् मायाकार्यत्वाच्चाविद्यायाः तत्सहिता माया तत्र प्रादुर्भूता । अत एव सा जीवमेव व्याप्नोतीति मायामपि जीवपरां कर्तुं रूक्मी विचारितवान् । अत एव रुक्मिण्या रुक्मिप्रभृतिषु पक्षपातः, भगवत्कृते अपरितोषश्च । स्वरूपाज्ञाने निराकृते पश्चान्निरोधः फलिष्यतीति। भगवदीयेषु तस्य प्रतिष्ठाभावाय मुण्डितवान् । तस्य भीष्मकस्य पञ्च पुत्रा अभवन्, एका च कन्या । **वराननेति** । लोके सौन्दर्यं प्रशस्तमिति सौन्दर्यं मुग्धभावं च निरुपयन्नाह । दया च मुग्धभावे निरूपिता ॥२१॥

तान् नामतो निर्दिशति **रूक्म्यग्रज** इति ।



<u>શ્લોકાર્થ - ૨૧ :</u> *વિદર્ભનો એ અધિપતિ, ભીષ્મક નામાને પ્રસિદ્ધ રાજા હતો. તેને પાંચ પુત્રો અને સુંદર મુખવાળી કન્યા હતી. (૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભીષ્મક એ નામ પ્રસિદ્ધ અર્થમાં છે. 'વિદર્ભનો પતિ' શબ્દથી તેનું સ્થળ બતાવે છે. 'મહાન' શબ્દથી તેનામાં એકતાલીસ ગુણો સૂચવેલ છે. ભાઈ વિનાની કન્યા સાથે વિવાહ કરવો યોગ્ય નથી. તેથી ભગવાનની પાંચ અવયવોવાળી અવિદ્યાના કાર્યરૂપ પાંચ દેવો લક્ષ્મીની પહેલાં ઉત્પન્ન થયા. એમ 'તેને પાંચ પુત્રો હતાં' શબ્દોથી નિરૂપણ કરે છે. મારી માયાથી બનેલી છે. લક્ષ્મીએ પણ બીજુ રૂપ માયા કહે છે તે પસંદ કર્યું. લક્ષ્મી માયાનું રૂપ હોવાથી અને અવિદ્યા માયાનું કાર્ય હોવાથી ત્યાં પ્રગટ થઈ. માયાને પણ જીવમાં આસક્તિવાળી કરવા માટે રૂક્મિએ વિચાર કરેલો. ભગવદીયોમાં તે રૂક્મિની પ્રતિષ્ઠા ન રહે તે માટે ભગવાને તેને મુંડેલો.

તે ભીષ્મકને પાંચ પુત્રો અને એક કન્યા હતા. લોકમાં સૌંદયની પ્રશંસા થાય છે. તેથી 'સુંદર મુખવાળી' એ પ્રમાણે વિશેષણ યોજેલ છે.

નીચેના શ્લોકથી તેઓના નામ જણાવે છે.

**रुक्म्यग्रजो रुक्मरथो रुक्मबाहुरनन्तरः ।**
**रुक्मकेशो रुक्ममाली रुक्मिण्येषां स्वसा सती ॥२२॥**

कलेः स्थानं पञ्चात्मकं सुवर्णमिति तन्नामानः सर्व एव । अत एवाग्रे भगवान् वक्ष्यति 'तस्मात्प्रायेण न ह्याढया मां भजन्ती'ति । अग्रजो ज्येष्ठः रुकमी सुवर्णसद्दशः, वस्तुतो नाम तथा योगं नापेक्षते । रुक्मरथ इति द्वितीयः । रुक्मबाहुस्तृतीयः । अनन्तर इति त्रयाणामेकप्रकृतिकत्वम्, अन्येषां रुक्मिणीसहितानां भिन्नप्रकृतिकत्वमिति त्रयाणां निरुपरानन्तरमक्तम् । अनन्तरमिति सर्वत्र सम्बध्यते । रुक्मकेशश्चतुर्थः । रुक्ममाली पञ्चमः । एतेषां योगानुसारेणाप्यर्थः स्वयमूह्यः । एषां स्वसा एकमातृका प्रियभगिनी च रुक्मिणी । एतेषां योगानुसारेणाप्यर्थः स्वयमूह्यः । एषां स्वसा एकमातृका प्रियभगिनी च रुक्मिणी । यथैते दुष्टाः, तथा सापि भविष्यतीत्याशङ्क्याह सतीति ॥२२॥

एवं तस्या उत्पत्तिमुक्त्वा, तस्यां भगवतः, भगवति तस्याश्च, गान्धर्वं विवाहं वक्तुं स्नेहं निरूपयति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ - ૨૨ :</u> *સર્વથી મોટો રૂક્મિ, રૂકમરથ, રૂકમબાહુ, પછી રૂકમકેશ અને રૂકમમાલી. એમની બહેન રૂક્મિણી છે. (૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પાંચ પ્રકારનું સુવર્ણ કલિનું સ્થાન હોવાથી તે બધાએ સુવર્ણના નામવાળા હતા. તેથી જ ભગવાન આગળ 'ઘણા ભાગે ધનવાળા મને ભજતા નથી' એમ કહેશે. સર્વથી મોટો રૂક્મિ સુર્વણ જેવો હતો. રૂકમરથ એ બીજો પુત્ર હતો. રૂકમબાહુ ત્રીજો પુત્ર હતો. આ ત્રણેય પુત્રો એક સ્વભાવવાળા હતા. બીજા ત્રણ બીજા સ્વભાવવાળા હતા. એટલે પછી એમ કહેલું છે. રૂકમકેશ ચોથો અને રૂકમમાલી પાંચમો પુત્ર હતો. એમની બહેન એક જ માતાથી ઉત્પન્ન થયેલી અને પ્રિય રૂક્મિણીબેન હતી.

જેવા આ ભાઈઓ દુષ્ટ હતા તેથી તે પણ હશે એવી શંકા થાય તેથી 'સતી' વિશેષણ કહેલ છે. તેવી રીતે તેની ઉત્પત્તિનું વર્ણન કરી. ગાંધર્વ વિવાહ કહેવા માટે નીચેના બે શ્લોકથી ભગવાન તેનું નિરૂપણ કરે છે.



**सोपश्रुत्य मुकुन्दस्य रूपवीर्यगुणश्रियः ।**
**गृहागतैर्गीयमानास्तं मेने सदृशं पतिम् ॥२३॥**
**तां बुद्धिलक्षणौदार्यरूपशीलगुणान्विताम् ।**
**तां बुद्धिलक्षणौदार्यरूपशीलगुणान्विताम् ।**
**कृष्णश्च सदृशीं भार्यां समुद्वोढुं मनो दधे ॥२४॥**

सोपश्रुत्येति । सा रुक्मिणी मुकुन्दस्य मोक्षदातुः स्वस्यापि पुनजर्न्मनिवृत्त्यर्थ भगवद्गुणानेव श्रृणोति । कन्याया अपेक्षितं रूपम्, वीर्यं क्षत्रियाणाम् । विद्यास्थनीयं यशः। कुलस्थानीया श्रीः लक्ष्मीः शोभा च । तेन धनसमृद्धिः सर्वसमृद्धिश्च सूचिता । एवं वरे योग्यानि पञ्च रूपाण्यप्युक्तानि । अन्तः पुरस्थायाः कन्यायाः कुत एतावच्छ्रवणमित्याशङ्‌क्याह गृहागतैर्गीयमाना इति । य एव ब्राह्मणाः विद्ययोपजीविनो वा साधवो वृद्धाः सर्वत्राप्रतिहतगतयः तैः गीयमानाः श्रुत्वा, तमेव भगवन्तं आत्मनः सदृशं पतिं मेने ॥२३॥

भगवानपि तां सदृशीं भार्या मेने । तत उद्वोढुमपि मनो दधे । तस्या अपि पञ्च गुणाः । एकविकलापि न ग्राह्या भवति । आदौ बुद्धिमती अपेक्ष्यते । अन्यथा गृहं विनश्येत् । स्त्रीलक्षणरहिता तु सामुद्रशास्त्रविरोधिनी भाग्यरहितैव भवति । औदार्याभावे लुब्धा सर्वमेव पुरुषार्थं नासयेत् । रूपाभावे व्यर्थो विवाहः । शीलाभावे अधर्मं जनयेत् । अतः एते पञ्चापि गुणाः लोके प्रसिद्धिमापन्नाः यस्यां भवन्ति, सा विवाह्या । अन्वयः अव्यभिचारिसम्बन्धः । कृष्णश्चेति चकारः साद्दश्यार्थं भगवानपि ताद्दश इत्याह । अत एव सद्दशी । सम्यगुद्वाहः आहूय कन्यादानरूपः । स हि शोभाकरो भवति ॥२४॥

तत्र जातमित्याह बन्धूनामिच्छतां दातुमिति ।

<u>શ્લોકાર્થ - ૨૩-૨૪ :</u> ઘરે આવેલાઓથી ગવાતા મુકુંદના રૂપ,

વીર્ય, ગુણ અને શોભાને સાંભળીને તેમને પોતાને યોગ્ય પતિ માન્યા અને બુદ્ધિ, લક્ષણ, ઉદારતા, રૂપ અને શીલ એ ગુણોના સંબંધવાળી પોતાને યોગ્ય તે પત્નીને પરણવાનું શ્રીકૃષ્ણે મન કર્યું. (૨૩-૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી: તે રૂક્મિણી મુકુંદના એટલે ફરીથી જન્મ ન થાય તે માટે પોતાને મોક્ષ મળે માટે ભગવાનના ગુણો જ સાંભળતી હતી. કન્યાને રૂપની દરકાર હોય છે. ક્ષત્રિયોને વીર્યની દરકાર હોય છે. યશ વિદ્યાને ઠેકાણે છે. લક્ષ્મી અને શોભા કુલને ઠેકાણે છે. એ પ્રમાણે વરને યોગ્ય પાંચ ગુણો કહ્યા.

અન્તઃપુરમાં રહેનારી કન્યાએ આટલું ક્યાંથી સાંભળ્યું? એવી શંકા થાય તેથી 'ઘરે આવેલાઓથી ગવાતા' વિશેષણ અને વૃદ્ધ પુરૂષો સાધુઓ હતા. તેઓથી મુકુંદના ગવાતા ગુણો સાંભળી ભગવાનને તેને પોતાના પતિ માન્યા.

ભગવાને પણ તેને પોતાને યોગ્ય પત્ની માની. અને તેને પરણવાનું મન કર્યું. તે રૂક્મિણીમાં પાંચ ગુણો હોય તે વિવાહ કરવા યોગ્ય છે. 'ચ' અને શબ્દ વડે સરખાપણું દર્શાવે છે. ભગવાન પણ તેવા જ ગુણવાળા છે. તેથી રૂક્મિણી ભગવાનને યોગ્ય હતી. પરણવું એટલે બોલાવીને કન્યાદાનરૂપ વિવાહ કરવો કારણ કે તે શોભા કરનારો છે (૨૪)

તેવું ન થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**बन्धूनामिच्छतां दातुंकृष्णाय भगिनीं नृप ।**
**ततो निवार्य कृष्णद्विड् रुक्मी चैद्यममन्यत ॥२५॥**

बान्धवाः पित्रादयः कुलसम्बन्धिनः दातुमिच्छतां सताम्, यतः कृष्णः सदानन्दः, अन्ये गुणाः फलसाधकाः, अयं तु साक्षादेव फलरूपा इति । तत्र रुक्मी वरत्वेन भगवन्तं निवार्य, चैद्यं शिशुपालमेवामन्यत । स्वरूपाज्ञानेने हि स्वकार्यं साधनीयम् । तत्र पूर्वजन्मनि सीतार्थमेव रावणो हतः । तस्यामभिनिविष्टचित्त एव प्राणान् जहौ । अतो लोकविचारेण तस्मै देयेति भवति । भगिनीत्वादस्य प्राबल्यम् । नृपेति सम्बोधनं राज्ञे राजकन्या देयेति

तस्याभिप्रायस्तवा ज्ञायत एवेत्येतदर्थम् । ततो हेतोः कृष्णाद्वा निवार्य, यतः कृष्णद्विट् । न हि तस्य स्वरूपनाशको भगवान् हितो भवति । अतः शत्रूणां मध्ये मुख्य इति चैद्य एव वरत्वेन स्वीकृतः । अनेन सर्वेषामेव तत्र सम्मतिरपि जातेति सूचितम् । राजा कुलीनः, सोऽपि महानिति ॥२५॥

तदुक्मिण्या अनभिप्रेतमिति स्वात्मानां भगद्गामिनं कर्तुमियेषत्याह तदवेत्येति ।

<u>શ્લોકાર્થ - ૨૫ :</u> હે નૃપ ! બંધુઓ ભગીનીને શ્રીકૃષ્ણને આપવા ઈચ્છતા હતા ત્યારે શ્રીકૃષ્ણનો દ્વેષ કરનાર રૂકમીએ તે બંધ રખાવી શિશુપાલને વર માન્યો. (૨૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે નૃપ ! બંધુઓ ભગીનીને શ્રીકૃષ્ણને આપવા ઈચ્છતા હતા. કારણ કે શ્રીકૃષ્ણ સદાનંદ છે.બીજા ગુણો ફલ પ્રાપ્ત કરાવનાર છે પણ આ શ્રીકૃષ્ણ ફલરૂપ છે. આ લોકો આપવા ઈચ્છતા હતા ત્યારે રૂકમીએ વર તરીકે તેને બંધ રખાવી શિશુપાલને જ વર તરીકે માન્યો. કારણ કે સ્વરૂપનું હોવાથી જ પોતાનું કાર્ય પાર પાડવું જોઈએ. તે સંબંધમાં પહેલાના જન્મમાં સીતાને જ માટે રાવણ હણાયેલો. તે સીતાની અંદર આસક્ત ચિત્તવાળાએ પ્રાણ ત્યજેલા. તે લોકના વિચાર પ્રમાણે (શિશુપાલ તરીકે અવતરેલ રાવણને) તેને આપવી જોઈએ એમ થાય છે. રૂક્મિબહેન હોવાથી આ રૂકમીની સત્તા ચાલી. 'હે નૃપ !' એ સંબોધન એ જણાવવા કહેલું છે કે રાજાની કન્યા રાજાને આપવી જોઈએ એવો રૂકમીનો અભિપ્રાય પરીક્ષિતના જાણવામાં છે જ . રૂકમી ભગવાનનો દ્વેષ કરનાર હતો, કેમ કે તેના સ્વરૂપનો નાશ કરનાર તેનું હિત કરનાર ન થાય. આથી શિશુપાલને જ વર તરીકે સ્વીકાર્યો. આથી એમ સૂચવ્યું છે કે બધાઓની સંમતિ પણ થઈ. કારણ કે શિશુપાલ રાજા હતો, મોટો હતો. (૨૫)

તે રૂક્મિણીને ગમતુ ન હતું. તેથી પોતાના દેહનો ભગવાન સાથે સંબંધ થાય એમ કરવા તેને ઈચ્છયું તે હવે કહે છે.



**तदवेत्यासितापाङ्गी वैदर्भी दुर्मना भृशम् ।**
**विचिन्त्याप्तं द्विजं कञ्चित्कृष्णाय प्राहिणोद्द्रुतम् ॥२६॥**

आदौ तन्निश्चित्य भृशं दुर्मना जाता । भगवत्प्रापकाणि कर्माणि कृत्वा भगवन्तं प्राप्स्यति, किमित्युद्वेग इति चेत् । तत्राह वैदर्भीति । नास्यां कर्माण्युत्पद्यन्त इति । किञ्च । असितापाङ्गी परमसुन्दरी, परमसुन्दर एव युक्ता भवति, न तु जीवे कुरूपे । अतः आदौ दुर्मना भूत्वा पश्चादुपायचिन्तायां मित्रेणैवैतत्कार्यं कर्तव्यमिति विचार्य, सर्वस्य मित्रं गौर्ब्राह्मणो देवेश्चेति, तत्रापि गौरज्ञा साधारणी च नात्यन्तं भगवत्पक्षपातिनी, अतो ब्राह्मण एवाप्तोऽस्मिन् कार्ये भवतीति विचिन्त्य, कञ्चिदाप्तं द्विजं गूढार्थसाधकं द्रुतं शीघ्रमेव कृष्णाय प्राहिणोत् । अर्थात् सन्देशानुक्त्वा पत्रिकां वा दत्वा ॥२६॥

तस्य बहिःकार्यमाह द्वारकां स समभ्येत्येत्यादिदशभिः ।

<u>શ્લોકાર્થ - ૨૬ :</u> *તે જાણીને ઘણી દુઃખી થઈ, શ્યામ કટાક્ષવાળી વૈદર્ભીએ વિચાર કરીને કોઈ વિશ્વાસપાત્ર બ્રાહ્મણને તરત શ્રીકૃષ્ણ પાસે મોકલ્યો. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આરંભમાં રૂકમી પોતાને શિશુપાલ સાથે પરણવવાનો છે તે જાણી ઘણી દુઃખી થઈ.

ભવિષ્યમાં ભગવાનને પ્રાપ્ત કરાવે તેવું કર્મ કરીને ભગવાનને પ્રાપ્ત કરશે. તેથી તે દુઃખી કેમ થાય? એવી શંકામાં વૈદર્ભી શબ્દ યોજેલ છે. આ વૈદર્ભીની ભૂમિમાં કર્મ ઉત્પન્ન થતાં નથી. વળી શ્યામ કટાક્ષવાળી એટલે પરમ સુંદરી હતી. તેનો ભગવાન સાથે સંબંધ થાય પણ કુરૂપ સાથે સંબંધ ન થાય. તેથી તે આરંભમાં દુઃખી થઈ. પછી વિચાર કરતાં આ કાર્ય મિત્રથી કરવું જોઈએ એમ વિચારી સર્વના મિત્ર બ્રાહ્મણ જ વિશ્વાસ મૂકવા યોગ્ય છે એવો વિચાર કરી વિશ્વાસપાત્ર બ્રાહ્મણને તરત જ શ્રીકૃષ્ણ પાસે મોકલ્યો એટલે સંદેશો લઈને અથવા પત્રિકા આપીને મોકલ્યો. (૨૬)

નીચેના શ્લોકથી આરંભી દશ શ્લોકથી તે કહે છે.




**द्वारकां स समभ्येत्य प्रतीहारैः प्रवेशितः ।**
**अपश्यदाद्यं पुरुषमासीनं काञ्चनासने ॥२७॥**

स हि निर्गुणं च कार्यं कृतवानिति स शीघ्रमेव द्वारकां समभ्येत्य, पूर्वमेव भगवदुक्तैः प्रतीहारैरन्तः कृष्णसन्निधौ प्रवेशितः, कार्यं साधयितुमागतः, मध्ये स्वपुरुषार्थमपि साधितवानित्याह अपश्यदिति । ननु दर्शनमवान्तरकार्यमेव कुतो न भवेत्, तत्राह आद्यं पुरुषमिति । सर्वस्यापि पतिदर्शनं पुरुषार्थः, तत्रापि परमः पतिः भगवान्, सर्वे प्रकृतिरूपा इति पूर्वमवोचाम । तादृशो भगवान् कार्यार्थं समागतः व्यग्र एव भविष्यतीति कथं कार्यद्वयमपि सिध्येदित्याशङ्क्याह काञ्चनासने आसीनमिति । उपविष्टत्वादव्यग्रता । सुवर्णासने चोपविष्ट इति विषयपरिग्रहः । तेन कार्यद्वयसिद्धिरिति भावः ॥२७॥

ततस्तस्य सन्माननामाह दृष्ट्वा ब्रह्मण्यदेव इति।

*શ્લોકાર્થ : ૨૭ : દ્વારકા પહોંચીને, દ્વારપાલોએ અંદર પ્રવેશ કરાયેલા સુવર્ણ આસન પર બિરાજેલા તે આદ્ય પુરૂષના દર્શન કર્યા. (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેણે નિર્ગુણ અને સગુણ કાર્ય કરેલ તેથી તરત દ્વારકા આવ્યો. ત્યારે દ્વારપાલોએ શ્રીકૃષ્ણ સાથે સંપર્ક કરાવવા લાવ્યો એમ મૂલ પુરૂષનાં દર્શન કર્યા શબ્દોથી કહેલ છે મૂલ પુરૂષના દર્શન થાય તે પુરૂષાર્થ છે. તેમાં પણ ભગવાન સર્વથી મોટા પતિ છે.

તેવા મૂલ પુરૂષ ભગવાનના કાર્ય માટે પધારેલા હોવાથી કામમાં પડેલા હશે. તેથી બે કાર્ય કેમ સિદ્ધ થાય ? એવી શંકા થાય તેથી 'સુવર્ણના આસન ઉપર બિરાજેલા' વિશેષણ યોજેલું છે. ભગવાન બિરાજતા હતા એટલે કામમાં પડેલા ન હતા અને સુર્વણના આસને વિરાજેલા હતા એટલે વિષયનો તેમાણે અંગીકાર કરેલો હતો. તેથી બે કાર્ય સિદ્ધ થશે એવો ભાવ છે. પછી ભગવાને તેનું સન્માન કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**दृष्ट्वा ब्रह्मण्यदेवस्तमवरुह्य निजासनात् ।**
**उपवेश्यार्हयांचक्रे यथात्मानं दिवौकसः ॥२८॥**

प्रश्नानन्तरं सन्माननायां स्त्री निमित्तं भवेत् । आर्षज्ञानेन पूजायामपि कृत्रिमत्वसम्भावना स्यात् । ततश्च तद्दोषनिवृत्तिधर्मान्तरमेवाह ब्रह्मण्यदेव इति । ब्रह्मण्यश्चासौ देवश्चेति ब्राह्मणानां हितः समर्थश्च । अतो ब्राह्मणस्य अवरुह्य देवस्येव पूजां कृतवान् । तं प्रकारमाह । निजासनादवरुह्य, तत्र ब्राह्मणमुपवेश्य, अर्हयामास । प्रकारविशेषजिज्ञासायां स्वधर्ममतिदिशति । दिवौकसो देवा यथा भगवन्तमिति । भगवति गृहमागते इन्द्रः स्वासने भगवन्तमुपवेश्य यावती स्वसमृद्धिः तया सर्वयैव पूजयति । एवं भगवानपि सर्वसमृद्ध्या पूजितवान् ॥२८॥

ततस्तस्य राज्ये प्रायेण धर्मो नास्तीति स्वदर्शनफलं तस्य ज्ञानमुपदिशतीत्याह तं भुक्तवन्तमिति ।

*શ્લોકાર્થ : ૨૮ : બ્રાહ્મણોનું હિત કરનાર દેવે તેને જોઇ, પોતાના આસન પરથી ઉતરી, જેમ દેવો પોતાની પૂજા કરે તેમ તેને ત્યાં બેસાડી તેની પૂજા કરી. (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પ્રશ્ન પૂછયા પછી જો ભગવાન તેનું સન્માન કરે તો સ્ત્રી નિમિત્ત થાય તેથી દિવ્ય જ્ઞાનથી આ રૂક્મિણીનો સંદેશો લાવેલો છે તે જાણી પૂજા કરવામાં આવે તો તે બનાવટી દેખાવ હોવાનું સંભવે. તેથી તે દોષોને દૂર કરનાર બીજો ગુણ જ 'બ્રાહ્મણોનું હિત કરનાર દેવ' શબ્દથી કહેલો છે. (બ્રહ્મણ્ય) બ્રાહ્મણોનું હિત કરવા તે [illegible] સમર્થ હતા. તેથી ભગવાન આસન ઉપરથી ઉતરીને દેવની માફક પૂજા કરી. દેવો જેમ ભગવાનની પૂજા કરે. શબ્દોથી પોતાનો ધર્મ તે બ્રાહ્મણને લાગુ પાડે છે. ભગવાન ઘેર પધારે ત્યારે ઈંદ્ર પોતાના આસન પર ભગવાનને પધરાવી પોતાની બધી સમૃદ્ધિથી ભગવાનની પૂજા કરે છે તેવી રીતે ભગવાને પણ સર્વ સમૃદ્ધિથી બ્રાહ્મણની પૂજા કરી. (૨૮)

વિદર્ભ રાજ્યમાં ધર્મ નહિ હોવાથી જ્ઞાનનો તેને ઉપદેશ કરે છે.




तं भुक्तवन्तं विश्रान्तमुपगम्य सतां गतिः ।
पाणिनाभिमृषन्पादावव्यग्रस्तमपृच्छत ॥२९॥

भोजनपर्यन्तं सर्वे उपचाराः कृताः । ब्राह्मणो हि मुख्यो भोजनप्रियः । ततो भोजनश्रमापनोदनादनन्तरं उपगम्य निकटे गत्वा । नन्वेवं ब्राह्मणमात्रे किमिति करोतीत्याशङ्क्याह सतां गतिरिति । लोकशिक्षार्थमेवं करोतीत्यर्थः । ततः पाणिना पादावभिमृशन् रुक्मिण्यामासक्तिरस्ति ततो व्यग्रः प्रश्नं करिष्यतीत्याशङ्क्य अव्यग्रस्तमपृच्छतेत्याह ॥२९॥

ज्ञानमुपदिशति कच्चिद्द्विजवरेति पञ्चभिः ।

શ્લોકાર્થ - ૨૯ : સત્પુરૂષોના આશ્રયે ભોજન કરાયેલા અને વિશ્રામ લીધેલા તેની પાસે જઈને તેના બન્ને ચરણનો હસ્તથી સ્પર્શ કરતાં, વ્યગ્રતા-ચિંતા વિનાના સત્પુરૂષોના આશ્રયરૂપ ભગવાને તેને નીચે પ્રમાણે પૂછ્યું. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : ભોજન સુધીની બધી સરભરા કરી કારણ કે બ્રાહ્મણને ભોજન વધારે પ્રિય છે. તેથી ભોજન અને થાક ઉતાર્યા પછી સમીપ જઈને તેને પૂછ્યું.

સર્વ બ્રાહ્મણોને ભગવાન એમ કેમ કરતા હશે? એવી શંકા થાય તેથી 'સત્પુરૂષોના આશ્રયરૂપ' શબ્દો યોજેલ છે. લોકોને શિખામણ આપવા એમ કરે છે એવો અર્થ છે. ભગવાનની આસક્તિ રૂક્મિણીમાં હતી તેથી તે ચિંતાતુર થઈ પ્રશ્ન કરતા હશે એવી શંકા થાય તેથી ચિંતા વિનાનાએ તેને પૂછયું એમ કહેલું છે. (૨૯)

નીચેના પાંચ શ્લોકોથી તેને જ્ઞાનનો ઉપદેશ કરે છે.

श्रीभगवानुवाच - कच्चिद्द्विजवरश्रेष्ठ धर्मस्ते वृद्धसंमतः ।
वर्तते नातिकृच्छ्रेण संतुष्टमनसः सदा ॥३०॥

चतुर्भिस्तस्य , एकेन तद्राज्ञः । चत्वारः पुरुषार्था ब्राह्मणस्य, राज्ञः

अर्थकामौ नियतौ, मोक्षो नास्त्येव, धर्मः संदिग्धः । अतः स एव पृच्छ्यते । आदौ तस्य धर्मं पृच्छति कच्चिद्द्विजवरश्रेष्ठ इति । द्विजवराणां मध्ये श्रोत्रियाणां मैत्री क्रियत इति श्रेष्ठत्वम् । अतः सर्वेषां मित्रभूतत्वात् तथा सम्बोधनम् । यद्यप्ययं धर्मो वर्तत एव, तथापि वृद्धसम्मतोऽपि परम्परया समागतः श्रौतः स्मार्तः वर्तते कच्चित् । किञ्च । स्वपरपीडया क्रियमाणः शुद्धो धर्मो न भवतीति उत्तरकाण्डानुरोधमप्यङ्गीकृत्याह नातिकृच्छ्रेणेति । अतिकृच्छ्रेण धर्मोऽपि धर्मो न भवतीति । तत्रापि शुद्धमनस एव धर्मो भवति, ब्राह्मणानां मनःशुद्धिः संतोष एवेति तं पृच्छति सदा संतुष्टमनस इति । सदा संतुष्टं मनो यस्य ॥३०॥

अर्थं पृच्छति संतुष्टो यर्हि वर्तेतेति ।

<u>શ્લોકાર્થ - ૩૦ :</u> *હે ઉંચા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! સદા સંતોષવાળા મનવાળા તમારો વૃદ્ધોએ માન્ય કરેલો ધર્મ, શ્રમ વગર, ચાલે છે ને ? (૩૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે પૈકી ચાર શ્લોકથી તેના સંબંધી અને એક શ્લોકથી તેના રાજા સંબંધી ઉપદેશ કરે છે. બ્રાહ્મણોને ચાર પુરૂષાર્થોહોય છે. રાજાને અર્થ અને કામ સદા હોય છે. મોક્ષ નથી હોતો. ધર્મના સંબંધમાં શંકા રહે છે. તેથી તે ધર્મ જ પૂછે છે. ઉંચા બ્રાહ્મણોમાં સર્વનો મિત્ર બનેલો હોવાથી આ તમારો ધર્મ ચાલે છે જો કે આ ધર્મ વૃદ્ધોએ માન્ય કરેલો છે એટલે પરંપરાથી પ્રાપ્ત થયેલો શ્રૌત અને સ્માર્ત ધર્મ ચાલે છેને? બીજાને પીડા કરનારો ધર્મ શુદ્ધ હોતો નથી. ઘણા શ્રમ વગર એમ કહેલું છે, કારણ કે ઘણા શ્રમથી કરેલો ધર્મ ધર્મ હોતો જ નથી. તેમાં પણ શુદ્ધ મનથી ધર્મ થાય છે. સંતોષ જ બ્રાહ્મણોના મનની શુદ્ધિ છે. તેથી સદા સંતોષવાળા મનવાળા શબ્દથી તે પૂછે છે. સદા સંતોષવાળુ મન છે જેનું તે સદા સંતોષવાળા મનવાળો હોય છે. (૩૦)

નીચેના શ્લોકથી અર્થ માટે પ્રશ્ન કરે છે.

**संतुष्टो यर्हि वर्तेत ब्राह्मणो येन केनचित् ।**
**अहीयमानः स्वधर्मात्स ह्यस्याखिलकामधुक् ॥३१॥**

संतोष एव ब्राह्मणानां धनं कामधेनुः, नतु लोकप्रसिद्धं धनम् । येन

केनचिदिति । कर्मवशादवश्यं जीवनार्थं प्राप्यत एव । किञ्च । तावता चेत् संतुष्टः, कर्मफलदाता संतुष्टो भवतीति । असन्तोषेऽपि क्रियमाणे नाधिकं प्रयच्छति । असन्तुष्टश्च भवतीति तत्सन्तोषार्थं स्वधर्मादहीयमानः सर्वमेव स्वधर्मं कुर्वन् यर्हि वर्तेत । अनेनेयं स्थितिर्दुर्लभेति सूचितम् । स एव सन्तोषः अस्य अखिलानेव कामान् दोग्धि ॥३१॥



कामं पृच्छति असंतुष्ट इति ।

श्लोकार्थ - ૩૧ : બ્રાહ્મણ જો જે કંઈ મળી આવે તેનાથી સંતોષી રહે અને પોતાના ધર્મથી ચલે નહિ તો તે જ સર્વ કામનાઓ આપે છે. (૩૧)

ભાવાર્થ, સુબોધીનીજી : સંતોષ જ બ્રાહ્મણોનું ધન કામધેનુ છે. પરંતુ લોકમાં પ્રસિદ્ધ ધન તેનું નથી. જે કંઈ મળી આવે તેનાથી એટલે કર્મને લીધે જિંદગી નભે તે માટે જે કંઈ પ્રાપ્ત થાય છે તેનાથી સંતોષી રહે તો કર્મનું ફલ આપનાર પ્રસન્ન રહે છે. તેટલાથી સંતોષ ન રાખે તો પણ અધિક આપતા નથી અને પ્રસન્ન પણ થતા નથી. તેથી તેમની પ્રસન્નતા માટે 'પોતાના ધર્મથી ચલે નહિ' શબ્દો યોજેલા છે. સંતોષ જ બધી કામનાઓ આપે છે. આ સ્થિતિ દુર્લભ છે છતાં સંતોષ જ બધી કામનાઓ આપે છે. (૩૧)

નીચેના શ્લોકથી કામ અંગે પ્રશ્ન કરે છે.

**असंतुष्टोऽसकृतक्लेशानाप्नोत्यपि सुरेश्वरः ।**
**अकिञ्चनोऽपि संतुष्टः शेते सर्वाङ्गविज्वरः ॥३२॥**

कामो हि ब्राह्मणानां बाधकः, तदभावकाम एव पुरुषार्थरुपः । एवं भावे हेतुमाह असंतुष्टः असकृदेव क्लेशान्प्राप्नोति । विषयाभावादिति चेत् । तत्राह सुरेश्वरोऽपीति । इन्द्रो हि परमैश्वर्यं प्राप्तवान् । कामे परमा काष्ठा । तादृशोऽपि यद्यसन्तुष्टः, क्लेशानेव प्राप्नोति । अत्रानुभवः प्रमाणम् । श्रुतिश्च 'प्रजापत आशया वै श्राम्यसी' ति । अन्वयव्यतिरेकाभ्यां व्यभिचारं वदन् व्यतिरेके अनुभवमाह अकिञ्चनोऽपीति । किमपि माऽस्तु । सन्तुष्टश्चेत्, अत्यन्तं सुखी । कथमित्याकाङ्क्षायां हेतुमाह शेत इति । सुखात्मिका हि निद्रा । उभयवादिसिद्धो

हेतुर्वक्तव्यः । तत्र संतुष्टः शेते, नासन्तुष्टः, प्राप्यापि राज्यम् । जागरणेऽपि हेतुमाह । सर्वाङ्गे विगतो ज्वरो यस्येति । असन्तोषे चिन्ता भवति । चिन्तायां सर्वाङ्गे तापः प्रसिद्धः ॥३२॥

अनेनैव ब्राह्मणानां सहजमोक्षो भवतीति कैमुत्यन्यायेनाह विप्रान्स्वलाभसंतुष्टानिति ।

<u>શ્લોકાર્થ - ૩૨ :</u> *સંતોષ વિનાનો દેવોનો પતિ હોય તોપણ વારંવાર દુઃખ પામે છે. ગરીબ હોય તો પણ સંતોષી થાય ત્યારે સર્વ અંગોમાં તાપવિનાનો થઈ શયન કરે છે. (૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કામ બ્રાહ્મણોને દુઃખ આપનાર છે. તે કામ જ ન હોય તો તેવી કામના જ તેમને પુરૂષાર્થરૂપ હોય છે. 'સંતોષ વિનાનો વારંવાર દુઃખ પામે છે' શબ્દોથી તેવી સ્થિતિનું કારણ કહ્યું છે. વિષયો પ્રાપ્ત ન થવાથી સંતોષ વિનાનો દુઃખી થતો યોજેલ છે કારણ કે કામની પરાકાષ્ઠારૂપ ઘણું જ ઐશ્વર્ય ઈંદ્રે પ્રાપ્ત કરેલું છે. આ વિષયમાં અનુભવ પ્રમાણ છે. 'હે પ્રજાપતિ તું આશાને લીધે જ દુઃખી થાય છે' એ શ્રુતિ પ્રમાણ છે. અન્વય અને વ્યતિરેકના નિયમથી અનુભવથી જણાવે છે કે કંઈ પણ ધન ભલે ના હોય તો પણ સંતોષી રહેનાર સુખી થાય છે. શયન કરે છે એ શબ્દથી સંતોષી સુખી થવાનું કારણ કહેલું છે. કારણ કે નિદ્રા સુખરૂપ છે. સંતોષી 'શયન કરે છે' અને સંતોષ વગરનો રાજ્યપ્રાપ્તિ કરીને શયન કરતો નથી. 'સર્વ અંગોમાં તાપ વિનાનો થઈ' વિશેષણથી જાગરણનું પણ કારણ કહ્યું છે. સંતોષ ન હોય તો ચિંતા થાય છે. ચિંતાને લીધે બધા અંગોમાં તાપ પ્રસિદ્ધ જ છે. (૩૨)

સંતોષથી જ બ્રાહ્મણોને કુદરતી મોક્ષ પ્રાપ્ત થાય છે. તે હવે નીચેના શ્લોકમાં કૈમુતિક ન્યાયથી કહે છે.

**विप्रान्स्वलाभसंतुष्टान्साधुन्भूतसुहृत्तमान् ।**
**निरहङ्कारिणः शान्तान्नमस्ये शिरसासकृत् ॥३३॥**

**मोक्षे आत्मलाभो ज्ञानात्मको विशेषः। साधून् सदाचारान्। भूतसुहृत्तमानिति । ब्राह्मणानां सहज आन्तरो धर्मः सर्वसौहार्दम्, अहङ्काराभावश्चाधिकः । शान्तिर्बुद्धेः । एवं पञ्चधर्मयुक्तानहं शिरसा नमस्ये, गुरुत्वेने मानयामि व्यवहारे । किञ्चित्पठित्वा तथा करोतीति पक्षं वारयति असकृदिति । सर्वदैवमित्यर्थः । यत्र मोक्षदाता एवं मन्यते, तत्र मोक्षे कः सन्देह इत्यर्थः । विशेषेण पूरका इति । षड्गुणा वा भगवत्तुल्यत्वाय निरूपिताः । ऐश्वर्ये तु न नियमेन विशेषपूरकत्वं सर्वत्र, वीर्ये न स्वलाभः, यशसि न समा दृक्, श्रिया न सर्वथा भूतसौहृदम्, ज्ञाने क्वचिदहङ्कारोऽपि, वैराग्ये विक्षेपोऽपि क्वचित्सम्भवतीति पण्णामप्युत्तमत्वात् स्वत एव भगवत्त्वं च सिद्धमिति नमस्य इत्यविरुद्धम् ॥३३॥**

**तद्राज्ञः कुशलं पृच्छति कच्चिद्वःकुशलमिति ।**



*શ્લોકાર્થ - ૩૩ : પોતાને મળી આવે તેથી સંતોષ માનનારા, સદાચારી, પ્રાણીઓમાં ઉત્તમ મિત્ર, અહંકાર વિનાના અને શાંત વિપ્રોને હું મસ્તકથી વારંવાર પ્રણામ કરૂં છું. (૩૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : મોક્ષનો ખાસ ગુણ જ્ઞાનરૂપ આત્માની પ્રાપ્તિ છે. સદાચારી, 'પ્રાણીઓના ઉત્તમ મિત્ર', શબ્દોથી બ્રાહ્મણોનો કુદરતી અંદરનો ધર્મ સર્વની મિત્રતા કહેલી છે. અહંકાર ન હોવો જોઈએ. બુદ્ધિની શાંતિ એમ પાંચ ગુણોવાળા વિપ્રોને હું મસ્તકથી પ્રણામ કરૂં છું. એટલે વ્યવહારમાં ગુરૂ તરીકે માનું છું.

'વારંવાર' શબ્દોથી હું સદાયે પ્રણામ કરૂં છું એવો અર્થ છે. જ્યારે મોક્ષ આપનાર ભગવાન એ પ્રમાણે માને છે ત્યારે મોક્ષ મળવામાં શું સંદેહ હોઈ શકે ?

ખાસ કરીને સંતોષ આપનારા બ્રાહ્મણના છ ગુણો તેઓ ભગવાનની સમાન જણાય તે માટે કહેલા છે. ઐશ્વર્ય હોય ત્યાં કોઈ પૂછનાર હોતું નથી વીર્ય હોય ત્યાં આત્માનો લાભ થતો નથી. યશ હોય ત્યાં સમાન દષ્ટિ હોતી નથી. શ્રી હોય ત્યાં પ્રાણીઓની મૈત્રી હોતી નથી જ્ઞાન હોય ત્યાં અહંકાર

હોય છે અને વૈરાગ્ય હોય ત્યાં મન અને બુદ્ધિનો ગુંચવાડો હોય છે. તેથી બ્રાહ્મણોના છ એ ગુણો ઉત્તમ હોવાથી ભગવદ્પણું તેમને આપોઆપ જ પ્રાપ્ત થયેલું હોવાથી હું તેમને પ્રણામ કરૂં છું. એમાં કાંઈ અયોગ્ય નથી. (૩૩)

નીચેના શ્લોકથી તે બ્રાહ્મણનું રાજા તરફથી કુશળ પૂછે છે.

**कच्चिद्वः कुशलं ब्रह्मन्राजतो यस्य हि प्रजाः ।**
**सुखं वसन्ति विषये पाल्यमानाः स मे प्रियः ॥३४॥**

वो युस्माकं राजतः कुशलं कच्चित् । ब्रह्मन्निति अपकारेऽपि स्वतस्तूष्णींभावाय । अतिक्रमे नाशाय वा । करोति चेद्राजा सुखं किं तस्य स्यादित्याशङ्क्य, तादृशस्य फलमाह, यस्य हि प्रजाः सुखं वसन्ति, तेन परिपाल्यमानाः, स मम प्रियो भवति । अनेन सर्वमेव तस्य हितं सिध्यतीत्युक्तं भवति ॥३४॥

एवं कुशलं पृष्ट्वा प्रस्तुते त्वदुक्तं करिष्यामीत्यभिप्रायेण तत्सान्त्वनमाह यतस्त्वमागत इति ।

*<u>શ્લોકાર્થ - ૩૪</u> : હે બ્રાહ્મણ ! રાજા તરફથી તો તમારૂં કુશળ છેને ? કારણ કે જે રાજાની પ્રજા દેશમાં સુખી રહે તે મને પ્રિય છે. (૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : તમારૂં રાજા તરફથી કુશળ છેને ? 'હે બ્રાહ્મણ' એ સંબોધનથી તમને કંઈ અન્યાય તો થયો નથી ને? તે જણાવે છે. જો રાજા અમને સુખ કરતા હોય તો તેને શું ફલ થાય ? એવી શંકા થાય તેવા રાજાને થતું ફલ કહે છે. જે રાજાની પ્રજા સુખી રહે છે તે મને પ્રિય છે. આમ પ્રિય થવાથી તેનું બધું જ હિત સધાય છે. (૩૪)

એ પ્રમાણે કુશલ પૂછીને નીચેના શ્લોકથી સાન્ત્વન કરે છે. (૩૪)

**यतस्त्वमागतो दुर्गं निस्तीर्येह यदिच्छया ।**
**सर्वं नो ब्रूह्यगुह्यं चेत्किं कार्यं करवाम ते ॥३५॥**

दुर्गं सर्वमेवातिक्रम्य यस्माद्धेतोः त्वमागतः, तच्चेदगुह्यं तदा सर्वं ब्रूहि।

किञ्चित्कार्यं साधनीयमिति चेत्, तत्किं कार्यमिति प्रश्नः । सर्वस्यापि जगतो मोक्षो देय इति चेत् । तत्राह ते कार्यं करवामेति । तव सर्वं कार्यं करिष्यामः, नान्यस्येति ॥३५॥



एवं पृष्टः स्वाभिप्रायं निवेदयति एवं संपृष्टेति ।

श्लोकार्थ - ૩૫ : જે કારણ થી જેમની ઈચ્છાથી તમે દુર્ગ ઓળંગીને અહીં આવ્યા તે જો ખાનગી ન હોય તો સઘળું મને કહો. શું કામ છે? તમારૂં કામ કરીશ. (૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : બધાયે દુર્ગ ઓળંગીને જે કારણથી તમે આવ્યા તે જો ખાનગી ન હોય તો બધું મને કહો. શું કામ છે? એવો પ્રશ્ન છે.

બધાયે જગતને મોક્ષ આપવો છે. એમ જો બ્રાહ્મણ કહે તો તે સંબંધમાં 'તમારૂં કામ કરીશ' એમ કહે છે. તમારૂ બધું કાર્ય હું કરીશ, બીજાનું નહિ એવો અર્થ છે. એ પ્રમાણે પૂછેલો બ્રાહ્મણ પોતાનો અભિપ્રાય જણાવે છે.

**एवं संपृष्टसंप्रश्नो ब्राह्मणः परमेष्ठिना ।**
**लीलागृहीतदेहेन तस्मै सर्वमवर्णयत् ॥३६॥**

एवं संपृष्टाः संप्रश्ना : यस्मै । ब्राह्मण इति निष्कपटः । परमेष्ठिना च । ब्रह्मणोऽपि पिता । तादृशः कथमत्रागत इत्याशङ्कयाह लीलागृहीतदेहेनेति । लीलया गृहीतः प्रदर्शितो देहाकारो येन । अतो ज्ञाततत्त्वायैव तस्मै सर्वमेव वृत्तान्तमवर्णयत् । बन्धूनामिच्छतां दातुमित्यादि ॥३६॥

शिष्टं सर्वमुक्त्वा रुक्मिणीवाक्यानि स्वतः पत्रिकातो वा निरूपयति श्रुत्वा गुणानिति सप्तभिः ।

શ્લોકાર્થ - ૩૬ : લીલા વડે જેમણે દેહ ધારણ કરેલો છે તેવા પરમેશ્વર પ્રમાણે સારી રીતે પ્રશ્ન પૂછેલા બ્રાહ્મણે તેમની પાસે સર્વ વર્ણન કર્યું. (૩૬)

ભાવાર્થ, સુબોધિનીજી : એ પ્રમાણે સારી રીતે પૂછેલા છે પ્રશ્નો જેને તેવા બ્રાહ્મણે વર્ણન કર્યું તે કપટ વગરનો હતો અને પરમેશ્વરે એટલે બ્રહ્માના

પણ પિતાએ પ્રશ્નો પૂછેલા. તેવા પરમેશ્વર અહીં કેમ પધારેલા? એવી શંકા થાય, તેથી 'લીલા વડે જે દેહ ધારણ કરેલો છે' એ વિશેષણ યોજેલું છે. લીલા વડે દેખાડયો છે દેહાકાર જેણે તત્વને જાણનારા તે પરમેશ્વરની પાસે તે બ્રાહ્મણો, બંદુઓ બહેનને શ્રીકૃષ્ણને આપવા ઈચ્છતા હતા' ત્યાંથી માંડીને બધુ જ વૃતાંત વર્ણવ્યું. (૩૬)

નીચેના શ્લોકથી આરંભીને સાત શ્લોકથી રૂક્મિણીના વાકયો મુખથી અથવા પત્રિકા વાંચીને જણાવે છે.

रुक्मिण्युवाच ।

**श्रुत्वा गुणान्भुवनसुन्दर श्रृण्वतां ते निर्विश्य कर्णविवरैर्हरतोङ्गतापम् ।**
**रूपंदृशां दृशिमतामखिलार्थलाभं त्वय्यच्युताविशति चित्तमपत्रपं मे ॥३७॥**

षड्गुणाः भगवांश्च । एते चेत्प्रार्थ्यन्ते, तदा निष्प्रत्यूहं कार्यं भवतीति सप्तभिर्विज्ञापना । आदौ भगवन्तं धर्मिणं विज्ञापयति **श्रुत्वा गुणा**निति । त्वयि चितं विशतीति मनोवृत्तिं निरूपयति । आत्मा तु त्वदीय एव । इन्द्रियाणि चेदन्यपराणि भवेयुः, अन्तःकरणं शरीरं वा, तदा सर्वनाश इति विनिश्चित्येन्द्रियाणां त्वत्परत्वे मनोऽपि त्वपरं जातमिति, शरीरमपि त्वत्परं कर्तव्यमिति ममोद्योग इति प्रघट्टकार्थः। क्रमेण गुणा निरूप्यन्ते । भगवदैश्वर्यं चैतदिति सूचितम् । गुणद्वारा स्वतोऽपि चित्तवशीकरणमैश्वर्यादप्यैश्वर्यं भगवदीयानां कान्तिगुणस्वरूपाणां माहात्म्यं निरूप्यते । हे भुवनसुन्दर भुवनेष्वेक एव सुन्दरः । अनेन कान्त्याधिक्येन स्त्रीणां स्वतश्चित्तवृत्तिरुक्ता। ते गुणान् श्रृण्वतां कर्णविवरैरन्तर्निर्विश्य अङ्गतापं हरतां सताम् । रूपं च दृशिमतामखिलार्थलाभं यतः । अतस्त्वयि मे चित्तमाविशति । वहिरिन्द्रियद्वयमेव नियामकम्, अन्तरिन्द्रियस्य श्रोत्रं चक्षुश्च । श्रुतावपि 'अक्षण्वन्त कर्णवन्त' इत्यत्र तथैव निरूपितम् । उभयेषामुपकारं त्वद्गुणाः त्वद्रूपं च करोति । तत्रैकमान्तरं तापं हरति । एकं च बहिः सर्वपुरुषार्थान् प्रयच्छति । श्रवणमात्रेऽपि क्रियमाणे प्रयत्नं विनापि त्वद्गुणाः स्वत एवान्तर्निविष्टाः ।

तेषामपि निवेशने प्रतिबन्धाभावायाह कर्णविवरैरिति । अपावृतानि कर्णन्ध्राण्यपेक्ष्यन्ते, अन्यथा न प्रविशन्तीत्येतावत्पुरुषकर्तव्यमुपदिष्टम् । अतः कर्णविवरैःपातालविवरवत्प्रसिद्धैः अन्तर्निर्विश्य अङ्गानां तापं हरन्ति गुणाः । अङ्गेति सम्बोधनं वा आत्मत्वेन । रूपं च ये दृशिमन्तः दर्शनयुक्ता येषां चक्षुःकार्यमस्ति । रूपभेदविद इति प्रथमा कक्षा । सर्वात्मना दृश्यगुणपरिज्ञानम् अन्तिमा, तेषां दृशां चक्षुषां अखिलार्थानां लाभो यस्मात् । चतुर्विधपुरुषार्थाः चक्षुषां सिध्यन्ति । चक्षुषः सूर्यभावो मोक्षः । रूपपानं कामः । रूपग्रहणमर्थः । तत्रावगाहनं धर्म इति । फलवतामेषां फलान्यप्यूह्यानि । तत्रापि पुरुषार्थ न सम्पादनीयाः, किन्त्वकस्मादुपलब्धा निधय इव प्राप्यन्ते । यत्रैवं इन्द्रियाणामुपकारं त्वद्धर्माः कुर्वन्ति, तत्र चित्तमपि ममापि तथा भविष्यतीति त्वयि निर्विशति । चित्तस्य हि द्वयं प्रतिबन्धकम् , लोको वेदश्च । तत्र लोकमतिक्रम्य प्रर्वतत इत्याह अपत्रपमिति । उपगता त्रपा यस्मात् । लज्जा हि लोके नियामिका ॥३७॥

वैदिकं दोषं परिहरति का त्वेति ।



श्लोकार्थ - ३७ : *હે ભુવનોમાં સુંદર ! શ્રવણ કરનારાઓના કાનના છિદ્રોથી પ્રવેશ કરી અંગનો તાપ હરનાર, આપના ગુણોનું અને ચક્ષુવાળાના ચક્ષુઓને પુરૂષાર્થનો લાભ કરાવનાર આપના રૂપનું શ્રવણ કરીને હે અચ્યુત! મારૂં ચિત્ત લાજ વિનાનું થઈ આપનામાં ચોટેલું છે. (૩૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન અને તેમના છ ગુણો એમ આ સાતની પ્રાર્થના કરવામાં આવે તો સંદેહ વગર કાર્ય સિદ્ધ થાય. આરંભમાં આ શ્લોકથી ધર્મી ભગવાનની વિજ્ઞપ્તિ કરે છે. આપનામાં ચિત્ત ચોંટેલું છે એમ મનની લાગણી જણાવે છે. મારો આત્મા તો આપનો જ છે. જો ઈંદ્રિયો અને અન્તઃકરણ અને શરીર બીજામાં આસક્ત થાય તો સર્વનો નાશ થાય એવો નિશ્ચય કરી, ઈંદ્રિયો આપનામાં રચીપચી રહેલા હોવાથી મન પણ આપનામાં રચ્યુપચ્યું રહેલી થયું. તેથી શરીર પણ તમને અધીન કરવું એવા આશયથી આ મારો ઉદ્યોગ છે એવો સિદ્ધાંત જણાવવાનો અર્થ છે. ગુણો મારફત ચિત્તને વશ કરવું એ

ઐશ્વર્ય કરતાં પણ મોટું ઐશ્વર્ય છે.

ભગવાનના કાંતિ ગુણ અને સ્વરૂપનાં માહાત્મ્યનું વર્ણન કરવામાં આવે છે. હે ભુવનોમાં સુંદર! ભુવનોમાં આપ એક જ સુંદર છો. ભગવાનમાં કાંતિ ઘણી હોવાથી સ્ત્રીઓનાં ચિત્તની વૃત્તિ પોતાની મેળે ભગવાનમાં થાય છે. આપના ગુણો શ્રવણ કરનારાઓના કાનના છિદ્રોથી દેહની અંદર પ્રવેશ કરી તેઓના અંગનો તાપ હરનારા છો. આપનું રૂપ ચક્ષુવાળાઓને સર્વ પુરૂષાર્થનો લાભ કરાવે છે. તેથી મારૂં ચિત્ત આપનામાં ચોટેલું છે. આંખ અને કાન એ બહારની બે ઇંદ્રિયો અંદરની ઇંદ્રિય ચિત્તને વશ રાખનાર છે. આંખવાળા કાનવાળા એ શ્રુતિમાં પણ એમજ કહેલું છે. તે બંને ઇંદ્રિયો ઉપર આપણા ગુણો અને રૂપ ઉપકાર કરે છે. તે પૈકી એક કાન અંદરનો તાપ મટાડે છે અને બીજી આંખ બધા પુરૂષાર્થોને આપે છે. માત્ર શ્રવણ કરવામાં આવે તોપણ પ્રયત્ન વિના આપના ગુણો પોતાની મેળે દેહની અંદર પ્રવેશ કરી નથી. તેથી આટલું ખુલ્લા કાન રાખવાનું પુરૂષનું કર્તવ્ય જણાવેલું છે. તેથી પાતાલના પોલાણ જેવા પ્રસિદ્ધ કાનના છિદ્રોથી દેહની અંદર પ્રવેશ કરી આપણા ગુણો અંગેનો તાપ હરે છે. હે અંગ એ સંબોધન ભગવાન આત્મા હોવાથી કરેલ છે.

જેઓ ચક્ષુવાળા છે એટલે જેઓ રૂપના ભેદને જાણે છે એવી પહેલી કક્ષા છે અને જેઓને દર્શન કરવા યોગ્ય પદાર્થના ગુણોનું જ્ઞાન છે એવી છેલ્લી કક્ષા છે. જેઓના ચક્ષુઓના સર્વ પુરૂષાર્થોનો લાભ છે તેવું આપનું રૂપ છે. ચક્ષુની સૂર્યના જેવી સ્થિતિ થાય તે મોક્ષ, રૂપનું પાન કરે તે કામ અને રૂપનું દર્શન કરે તે અર્થ અને રૂપમાં સ્નાન કરે તે ધર્મ એવા ચાર પ્રકારના પુરૂષાર્થો ચક્ષુઓને પ્રાપ્ત થાય છે.આનું ફલ ફલવાળાને જ મળે છે. તેનો પણ વિચાર કરી લેવો તેમાં પણ પુરૂષાર્થો પ્રાપ્ત કરવા પડતા નથી. પરંતુ ખજાનાની પેઠે અણધાર્યા પ્રાપ્ત કરવા પડતા નથી. જેથી આપના ધર્મો ઇંદ્રિયો ઉપર એ પ્રમાણે ઉપકાર કરે છે. તેથી ચિત્ત પણ મને પણ, તેવા લાભ થશે એવા વિચારથી આપનામાં ચોટે છે.

ચિત્તને રોકનાર બે છે. (૧) લોક (૨) વેદ તે પૈકી લોકનું ઉલ્લંઘન કરીને તે પ્રવૃત્તિ કરે છે. લાજ વિનાનું વિશેષણથી જેની લાજ જતી રહી છે તેવું

ચિત્ત. કારણ કે લોકમાં વશ રાખનારી લાજ છે. (૩૭)




નીચેના શ્લોકમાં વેદથી થતો દોષ રહેતો નથી તે કહે છે.

का त्वा मुकुन्द महती कुलशीलरुपविद्यावयो द्रविणधामभिरात्मतुल्यम् ।
धीरा पतिं कुलवती न वृणीत कन्या काले नृसिंहे नरलोकमनोभिरामम्
॥३८॥

वेदोऽपि लोकानुसारी भवतीति हि विज्ञायते । अतो लोके यदविरुद्धं सर्वथा व्यवहारे अविगीतम्, तद्वेदेऽप्यविरुद्धमिति । एतादृशोऽर्थः मयैव कृत इति चेत्, तदा विरुद्धो भवेत्, किन्तु सर्वैरेव क्रियत इतीममर्थं व्यतिरेकेण साधयते । का वा कन्या त्वां न वृणीत । सर्वस्यापि यद्यपि मोक्षोभिप्रेतः, तथापि स्त्रीयोनिरतिदुष्टेति तत्परित्यागार्थं स्त्रिया अत्यर्थमपेक्षितः । नन्वस्ति लोके मोक्षसाधनमिति चेत् । तत्राह महतीति । महत्वं प्राप्ता न सर्वं परित्यक्तुं शक्नोति । यथातिबद्धा । अतस्तस्या गृह एव चेन्मोक्षदाता भवति, तदैव मोक्षः सिध्येत्। किञ्च। धर्मार्थकामार्थमपि त्वमेव भजनीय इत्याह कुलेति ।सप्तधर्माः समा ययोः तयोरेव विवाहः विवादश्चेति । कुलं तुल्यमपेक्ष्यते । तत्सोमवंशित्वादावयोस्तुल्यम् । तथा रूपमपि । मदर्थमेव रूपं गृहीतमिति मद्योग्यमेव भवितुमर्हति तव रूपम् । अहमपि त्वदर्थमेव रूपं गृह्णामीति ममापि तथा । वयश्च योग्यमेव । गृहमत्र पितृगृहम् । प्रसिद्धस्य पुत्रः, प्रसिद्धस्य कन्येति चतुष्टयं निर्विवादम् । लोकप्रतीत्या द्रविणमपि तुल्यम् । विद्या मातेति चिद्रूपेति वा विद्यायामपि तुल्यता। महती श्रद्धा भगवति वर्तत इति 'या यच्छ्रद्धः स एव स' इति ऐक्यादनुरोधाद्वा । शीलमपि तुल्यम् । शीलं स्वभावः शान्तोग्रादिः आचारो वा । उभयमप्यत्र बाह्याभ्यन्तरं ग्राह्यम् । ननु भगवान् शान्तः विलम्बेन च कार्यं करोति, माया तु सत्वरेति वैधर्म्यस्य विद्यमानत्वात् कथं तुल्यतेति चेत् । तत्राह धीरेति । मयापि धैर्यमवलम्बनीयम्, भगवत्कार्यनुराधेनेति । ननु भगवति भजने न तुल्या गुणा अपेक्ष्यन्ते, किन्तु भगवदुत्कर्षं ज्ञात्वैव प्रवर्तत इति किमिति तुल्यत्वं निरूप्यत इति चेत् । तत्राह पतिमिति । पतित्वेन स्वीकारे तुल्यता

वक्तव्या । अन्यथा दासीत्वं भवेत् । नन्वस्तु को दोष इति चेत् । तत्राह कुलवतीति । कुलस्थास्तथा सति खेदं प्राप्नुयुरिति भावः । किञ्च । कन्येति । अवश्यं कन्यया वरणीयः कश्चित्पतित्वेन, अवरणे स्वयं न गृह्णीयात् । मुख्यविनियोगार्थमन्याधीनां वा कुर्यात् । किञ्च। उपपत्तौ सत्यां तत्परित्यागे कारणाभाव इत्याह काले नृसिंहेति। अवसरे तत्परित्यज्य अन्योच्छिष्टा भूत्वा पश्चाद्भगवदर्थं यत्ने क्रियमाणे असमञ्जसं स्यात् । अयोग्यत्वाशक्यत्वे तु न स्त इत्याह नृसिंहेति । नरत्वाद्योग्यत्वम्, सिंहत्वात्समर्थत्वमिति । किञ्च । नरलोके मनसोऽयमेवाभिरामः । अतो वरणे अभिराम एव वरणीय इति योग्यत्वाद्यविचारेणापि त्वमेव वरणीय इत्यर्थः ॥३८॥

एवं योग्यतां निरूप्य विज्ञापनामाह तन्मे भवान्खलु वृत इति ।

<u>શ્લોકાર્થ - ૩૮ :</u> *હે મુકુંદ ! કંઈ ઉત્તમ ધીર કુલવાન કન્યા, કુલ, શીલ રૂપ, વિદ્યા, વય, ધન ઘરમાં પોતાની સમાન અને નરલોકમાં મનને આનંદ આપનાર આપને હે નૃસિંહ ! યોગ્ય સમયે પતિ તરીકે પસંદ ન કરે ? (૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વેદ પણ લોકને અનુસરનારો છે એમ જણાય છે. તેથી લોકમાં જે વિરૂદ્ધ નથી, વ્યવહારમાં જેની જરાયે નિંદા થતી નથી તે વેદમાં પણ વિરૂધ્ધ નથી આવું કાર્ય પણ મેં લક્ષ્મીએજ કરેલ હોય તો તે વેદથી વિરૂદ્ધ થાય. પરંતુ બધાયે એમ કરે છે એમ આ અર્થ વ્યતિરેક ન્યાયથી સિદ્ધ કરે છે. કંઈ કન્યા આપને પસંદ ન કરે? જો કે મોક્ષ તો બધા જ ઇચ્છે છે પણ સ્ત્રીની જાત બહુ દુઃષ્ટ હોવાથી તેનાથી છુટાય માટે સ્ત્રી મોક્ષને ઘણો જ ઇચ્છે છે.

લોકમાં મોક્ષ પ્રાપ્ત કરવાનું શું સાધન ? એવી શંકા થાય તેથી ઉત્તમ વિશેષણ યોજેલું છે. જેને ઉત્તમપણું પ્રાપ્ત કરેલું છે. તેવી સ્ત્રી બાંધેલી સ્ત્રીની માફક ઘરના સગાં વિગેરેનો ત્યાગ કરી શકતી નથી. તેથી મોક્ષના સાધન કરી શકતા નથી. તેથી જો તેના ઘરમાં મોક્ષ આપનાર હોય તો જ મોક્ષ પ્રાપ્ત થાય.

વળી કુલ, શીલ, રૂપ, વિદ્યા, વય, ધન ઘરમાં પોતાની સમાન શબ્દથી એમ કહેલ છે કે ધર્મ, અર્થ અને કામને માટે આપનું જ ભજન કરવું જોઈએ.

કારણ કે આ સાત ગુણો જો બેમાં સરખા હોય તો વિવાહ થઈ શકે. (૧) કુલ સરખુ જોઈએ. આપણે બંને સોમવંશના હોવાથી તે કુલ આપણું સરખું છે. (૨) રૂપ પણ સરખું જોઈએ. આપે મારા માટે જ દેહ ધારણ કરેલો હોવાથી આપનું રૂપ મારા જેવું જ હોવું જોઈએ. હું પણ આપના માટે જ દેહ ધારણ કરૂં છું તેથી તે સમાન જ છે. (૩) આપણા બંનેનું વય પણ સરખું જ છે. (૪) ઘર શબ્દથી અહીં પિતાનું ઘર કહેલું છે. આપ પ્રસિદ્ધ પુરૂષના પુત્ર અને હું પ્રસિદ્ધ પુરૂષની કન્યા હોવાથી ઘર સમાન થયાં (૫) લોકની દૃષ્ટિથી ધન પણ આપણા બેનું સરખું છે. (૬) વિદ્યા માતા લક્ષ્મી હોવાથી ચિદ્‌રૂપ હોવાથી તેમાં પણ આપણા બેનું સરખાપણું છે. (૭) મને ભગવાનમાં ઘણી શ્રદ્ધા છે. તેથી જેની જેનામાં શ્રદ્ધા છે તે તેજ છે. (ભગવદ્‌ગીતા ૧૭-૩૦) વચન પ્રમાણે હું આપને અનુસરતી હોવાથી આપણા બેનું શીલ પણ સરખું છે. શીલ એટલે સ્વભાવ અંદરના અને બહારના લેવા.

ભગવાન શાંત છે અને વિલંબથી કાર્ય કરે છે. જ્યારે માયા તો ઉતાવળા છે. એટલે ઉલટો ગુણ હોવાથી શીલમાં સરખાપણું કેવી રીતે હોઈ શકે? એ શંકામાં તેથી ધીર વિશેષણ યોજેલ છે. એટલે ધૈર્ય ધારણ કરવાનું છે.

ભગવાનના ભજનમાં સમાન ગુણોની જરૂર નથી. પરંતુ ભગવાનનું ઉત્તમપણું જાણીને ભક્ત ભજન કરવા પ્રવૃત્ત થાય છે તો તેમાં સમાનપણું કેમ કહેવામાં આવે છે.? એવી શંકા થાય તેથી 'પતિ' તરીકે શબ્દ યોજેલ છે. પતિ તરીકે સ્વીકારતા હોય ત્યારે સમાનપણું કહેવું જોઈએ. તેમ ન કહે તો દાસી થાય. ભલે દાસી થાય તેમાં શું દોષ ? એવી શંકા થાય તેથી 'કુલવાન' વિશેષણ યોજેલું છે. જો દાસી થાય તો કુલવવાળાને ખેદ થાય એવો ભાવ છે. હું કન્યા છું એટલે કન્યાએ અવશ્ય પતિને પસંદ કરવો જોઈએ. તે જો ન પસંદ કરે તો પતિ તેને પરણે નહિ અને બીજાને સોંપી દે. વળી યોગ્યતા હોય તો વરને ત્યાગ કરવાનું કાંઈ કારણ નથી એમ યોગ્ય સમયે હે નૃસિંહ ! શબ્દોથી કહેલું છે. વરને પસંદ કરવાના અવસરે તેનો ત્યાગ કરી બીજાથી ઉચ્છિષ્ટ થઈ પછી ભગવાનને પ્રાપ્ત કરવા આવે તે મૂર્ખાઈ છે. હે નૃસિંહ ! એ સંબોધન અયોગ્યતા અને અશક્ય નથી તે માટે છે. કારણ કે આપ નર હોવાથી મારા

પતિ તરીકે યોગ્ય જ છો અને સિંહ હોવાથી શક્તિવાળા છો. વળી નરલોકમાં આપ જ આનંદ આપનાર છો.તેથી આપ જ યોગ્ય હોવાથી બીજો કંઈપણ વિચાર કર્યા વગર આપ જ પસંદ કરવા યોગ્ય જ છો. (૩૮)

એ પ્રમાણે યોગ્યતાનું નિરૂપણ કરી નીચેના શ્લોકથી વિજ્ઞપ્તિ કરે છે.

**तन्मे भवान्खलु वृत्तः पतिरङ्ग जायामात्मार्पितश्च भवतोऽत्र विभो विधेहि ।**
**मा वीरभागमभिमर्शतु चैद्य आराद्गोमायुवन्मृ गपतेर्बलिमम्बुजाक्ष ॥३९॥**

अत्रापि गृहे सर्वदा मयोच्यते, कृष्ण एव पतिर्मम, नान्य इति । एतत्सर्वेऽपि जानन्ति, तथापि बलात्प्रवर्तन्त इति खलुपदार्थः । किञ्च । पूर्वमपि लक्ष्मीस्वयंवरे अमृतमथने मया भवानेव वृतः सैवाहमिति भावः । उपाध्यन्तरं निवारयन्त्याह पतिरिरिति । एवं स्वकृतमुक्त्वा भगवन्तं प्रार्थयते जायां विधेहिति । अङ्गेति स्नेहसम्बोधनम् । अन्यथा धाष्टर्यमनुचितं स्यात् । अङ्गस्य वा जायां विधेहि । अन्यथा भगवान् सर्वपतिरिरिति प्रकारान्तरेण वा जायात्वं स्यात् ।जायापदेन यावानर्थः स सर्वोऽपि विधेयः । ननु भगवान् भगवच्छास्त्रविरुद्धमर्थं न गृह्णातीति कथं त्वां ग्रहीष्यतीति चेत् । तत्राह आत्मार्पितश्चेति । आत्मा मदीयः संघातः तुभ्यं समर्पितः । अतो यथेष्टविनियोगे न कापि चिन्ता । चकारात्सर्वमेवास्मत्सम्बन्धि समर्पितमिति सर्वत्रैव तव कामचारः । अतस्तदपेक्षा तत्प्रतिबन्धो वा न घटत इत्युक्तं भवति । भवत एवात्मा, अतो भवते समर्पित इति नालौकिकं किञ्चित । अङ्गीकृते शीघ्रमागमनार्थं बाधकमाह मा वीरभागमिति । वीरस्यैव भागोऽहम् । शौर्येणैव लक्ष्मीः प्राप्यत इति नैव दत्ता अन्यस्य भवति । अत [illegible] य एव शूरः, स एव राज्यमुपभुङ्क्ते । तथा सति चैद्यस्य अशूरत्वात् भोगाभावेऽपि केवलं काकवत्स्पर्शो भवेत्, तदा महतोऽपि भोगाभावाज्जन्मवैयर्थ्यम् । अनेन महती उपस्थितेति न कापि वाक्ये दूषणं मन्तव्यमिति भावः । आराद्दूरादपि अभिमानेनापीत्यर्थः । दानानन्तरं हरणे अभिमानोऽपि भवेत् । वाग्दानं तु 'अनृतं वै वाचा वदती' ति श्रुतेरप्रमाणमेव । अन्यथा पुण्यपापव्यवस्थायां वाङ्मनसस्य अप्रमाण्यं न स्यात् । एतदर्थमेव

श्रुतिः प्राह 'वाङ्मनसयोरनृतत्व'मिति । ननु स जानाति मदीया त्वमिति, त्वया वा वक्तव्यः, ततः कथं स्प्रक्ष्यतीत्याशङ्क्याह गोमायुवदिति । त्वदनागमने मृतप्रायां मृतां वा दैवकल्पितं स्वभागं ज्ञात्वा स्प्रक्ष्यतीति भावः । नन्वेवमस्तु, को दोष इति चेत् । तत्राह मृगपतेरिति । मरणे यद्यपि नानुपपत्तिः, तथापि तदनन्तरं स्पर्शे महदनौचित्यम् । न हि सिंहाय तद्भक्तैः निवेदितं श्रृगालो भक्षयितुमर्हति । अम्बुजाक्षेति । दृष्टयैव तापनाशकत्वमुक्तम् । तेन वरणमप्ययुक्तमिति भावः ॥३९॥

एवं दृष्टसामग्र्या भगवत्प्रार्थनामुक्त्वा स्वस्य सर्वेणापि धर्मेण शपथमपि वदन्ती प्रार्थयते पूर्तेति ।

श्लोकार्थ - ३૯ : હે વ્હાલા ! આપને મેં પતિ તરીકે પસંદ કરેલા છે. અને મારો આત્મા સમપર્ણ કરેલો છે. હે પ્રભુ! મને આપની પત્ની બનાવો. હે કમલનયન ! સિંહના બલિનો જેમ શિયાળ દૂરથી પણ સ્પર્શ ન કરે તેમ શૂરવીર એવા આપના ભાગરૂપ મને શિશુપાલ દૂરથી અભિમાનથીયે સ્પર્શ ન કરે. (૩૯)

ભાવાર્થ, સુબોધિનીજી : અહીં ઘરમાં સદા હું કહું છું કે શ્રીકૃષ્ણ જ મારા પતિ છે. બીજો કોઇ નહિ. બધાયે આ જાણે છે છતાં પણ બળપૂર્વક મને શિશુપાલને આપવાની પ્રવૃત્તિ કરે છે એવો 'ખરેખર !' શબ્દનો અર્થ છે. પહેલાં પણ જ્યારે અમૃત માટે સમુદ્રનું મંથન થયું અને લક્ષ્મીનો સ્વયંવર થયો ત્યારે મેં આપને જ પતિ તરીકે પસંદ કરેલા તેજ લક્ષ્મી હું છું એવો ભાવ છે. પતિ શબ્દથી બીજુ કંઇ બંધન રાખવાનું નથી. પત્ની બનાવો એમ ભગવાનની પ્રાર્થના કરે છે વ્હાલા ! એવું સ્નેહનું સંબોધન છે. પત્ની બનાવો તેવી પ્રાર્થના છે તેમ ન હોય તો ભગવાન સર્વના પતિ હોવાથી બીજા પ્રકારે સ્રીપણું પ્રાપ્ત થાય. તેથીપત્ની શબ્દથી જેટલો અર્થ પ્રાપ્ત થાય તેટલો કરવો.

ભગવાન ભગવદ્ શાસ્રથી વિરૂદ્ધ અર્થ સ્વીકારતા નથી. તેથી તે તને કેમ પરણશે ? એવી શંકામાં અને આત્મા સમર્પણ કરેલો છે શબ્દો યોજેલ છે. આત્મા એટલે મારો દેહ સમપાર્ણ કરેલો છે. તેથી આપની ઇચ્છા પ્રમાણે તેનો ઉપયોગ કરવામાં આવે તેમાં કાંઇ પણ ચિંતા નથી. 'च' અને શબ્દથી

મારા સંબંધવાળું બધું જ આપને સમર્પણ કરેલું હોવાથી સર્વ સ્થળે આપ આપની ઇચ્છા મુજબ કાર્ય કરી શકશો. તેથી બળપૂર્વક મને બીજે પરાણવાની જરૂર નથી. આ આપનો જ આત્મા છે અને તે આપને સમર્પણ કર્યો તેમાં કાંઈ અલૌકિક નથી. ભગવાન પ્રાર્થનાનો અંગીકાર કરે ત્યારે તરત પધારે તે માટે ઉત્તરાર્ધથી ભય બતાવે છે. હું વીરનો ભાગ છું કારણ કે શૌર્યથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. તે શૂરવીર બીજાને આપે ત્યારે જ બીજાને મળે છે. તેથી જે શૂર હોય તે જ રાજ્ય ભોગવે છે. તેથી શિશુપાલ શૂરવીર નહિ હોવાથી ભોગ કરી શકે નહિ. છતાં પણ કાગડાની પેઠે સ્પર્શ કરે ત્યારે ભગવાન પણ ભોગ ન કરે અને મારો જન્મ વ્યર્થ થાય. તેથી મોટી આપત્તિ આવી પડી છે. તેથી મારા વચનમાં દૂષણ માનવું નહિ અને તરત પધારવું (આરાદ) દૂરથી એટલે અભિમાનથી પણ સ્પર્શ ન કરો. મારૂં શિશુપાલને દાન કર્યા પછી આપ હરણ કરવા માટે આવો તો તેને અભિમાન પણ થાય. વાણીથી કરેલું દાન તો 'વાણીથી અસત્ય બોલે છે' શ્રુતિ પ્રમાણે ખોટું જ છે. તેમ ન હોય તો પાપ અને પુણ્યની વ્યવસ્થામાં વાણી અને મનનું અસત્યપણું ન હોય એટલે જ વાણી અને મન અસત્ય છે. એમ શ્રુતિએ કહેલું છે. તે શિશુપાલ જાણે છે કે રૂક્મિણી શ્રીકૃષ્ણની છે. તો પછી તે તારો સ્પર્સ કેમ કરશે? એવી શંકા થાય તેથી શીયાળની પેઠે શબ્દ યોજેલ છે. આપ નહિ પધારો તો દેવે મુકરર કરેલો પોતાનો ભાગ માનીને તે મરેલીનો મારો સ્પર્શ કરશે એવો ભાવ છે. ભલે એમ થાય તેમાં શું દોષ છે? એવી શંકા થાય તેથી સિંહના શબ્દ યોજેલ છે. જો કે હું મરણ પામું તેમાં કંઈ અયોગ્યતા નથી. પણ ત્યાર પછી તે સ્પર્શ કરે તેમાં ઘણી અયોગ્યતા છે, કારણ કે શિયાળ 'સિંહને' તેના ભક્તોએ નિવેદન કરેલું ભક્ષણ કરવા યોગ્ય નથી. હે કમલ-લોચન ! સંબોધનથી ભગવાન દૃષ્ટિ વડે જ દુઃખનો નાશ કરનાર છે. તેથી દુઃખનો નાશ કરવાની પ્રાર્થના કરી નીચેના શ્લોકથી પોતાના બધાએ ધર્મથી સોગન પણ આપતાં પ્રાર્થના કરે છે.

**पूर्तेष्टदत्तनियमव्रतदेवविप्रगुर्वर्चनादिभिरलं भगवान्परेश: ।**
**आराधितो यदि गदाग्रज एत्य पाणिं गृह्णातु मे न दमघोषसुतादयोऽन्ये ॥४०॥**

बाल्ये खातादिकं कर्तुं शक्यत इति इष्टात् पूर्वं निर्देशः । पूर्तं खातादि, इष्टं

यागादि, दत्तं तुलापुरुषदानादि, नियमाः परित्यागरूपाः व्रतानि ग्रहणरूपाणि, देवानां विप्राणां गुरुणां वार्चनानि । एवमष्टविधान्युद्दिश्य काण्डत्रयमपि संगृह्य स्मार्तपौराणिकान् धर्मानादिशब्देन संगृह्णाति । एवं सर्वैरेव धर्मैः भगवानेव चेदाराधितः, न तु कामनार्थं किंचिदपि विनियुक्तम्, तदा भगवान् स्वयमेत्य पाणिं गृह्णातु, केवल एव आराधित इति न दमघोषसुतादयः स्पर्शमप्यर्हन्ति । गदाग्रज इति विषयप्रियत्वमुक्तम् । तस्मिन् समागते कंसे हते पश्चाद्गद उत्पन्न इति भगवदाविर्भावानन्तरमपि तेन पित्रादेर्वंशः कारित इति वंशकरणे तस्येच्छा सूचिता । अत एव एत्य स्वयमागत्य पाणिं गृह्णातु इति स्वकृतधर्मेषु भारारोपः । ननु 'मद्भक्तपूजाभ्यधिके'ति भगवद्भक्तानां वा ग्रहणे को दोष इति चेत्, तत्राह अन्य इति । ते भगवत्प्रतिपक्षाः । अन्यथा तु दासीदासभावेनापि भजनं भवतीति नात्यन्तमाग्रहो भवेत् । अन्यथा अपघातमरणे यमादयो वा मा गृह्णन्त्विति अन्यनिषेधः ॥४०॥

उद्वाहमात्रं प्रार्थयित्वा प्रकारमपि प्रार्थयते श्वो भाविनीति ।



*શ્લોકાર્થ -૪૦ : પૂર્ત, ઈષ્ટ, દત્ત, નિયમ, વ્રત તથા દેવ, વિપ્ર અને ગુરૂને સંપૂર્ણરીતે પ્રસન્ન કર્યા હોય તો ગદના મોટાભાઈ પધારીને મારો હાથ ગ્રહણ કરો. શિશુપાલ વગેરે બીજાઓ તેમ ન કરે. (૪૦)*

સુબોધિનીજી, ભાવાર્થ : બાલક અવસ્થામાં કુવા, વાવ વિગેરે ખોદાવવાનું કરી શકયા તેથી ઈષ્ટ પહેલાં (૧) પૂર્ત એટલે કુવા વિગેરે ખોદાવા. (૨) ઈષ્ટ એટલે યજ્ઞ (૩) દત્ત એટલે પુરૂષનો તોલ સુવર્ણથી કરી તેનું દાન (૪) નિયમ (૫) વ્રત એટલે આચરવારૂપ કાર્ય (૬) દેવોની (૭) વિપ્રોની (૮) ગુરૂઓની પૂજા એ પ્રકારે આઠ પ્રકારના કર્મ લક્ષમાં રાખી કર્મ, જ્ઞાન અને ઉપાસના ત્રણે કાંડોનો સંગ્રહ કરી 'વિગેરે' શબ્દથી સ્મૃતિમાં કહેલા અને પુરાણોમાં કહેલા ધર્મોનો સંગ્રહ કરે છે. આ બધાથી મેં જો ભગવાનને પ્રસન્ન કર્યા હોય અને કોઈપણ કામના માટે ઉપયોગ ન કર્યો હોય તો ભગવાન પોતે પધારી મારો હાથ ગ્રહણ કરો. મેં માત્ર ભગવાનને જ પ્રસન્ન કરેલા હોવાથી શિશપાલ વિગેરે સ્પર્શ કરવાને યોગ્ય જ નથી. ગદના મોટાભાઈ

શબ્દથી ભગવાનને વિષય પ્રિય છે એમ કહેલું છે. ભગવાન્ ભૂતળ પધાર્યા અને કંસને હણ્યો ત્યાર પછી ગદ ઉત્પન્ન થયો તેથી ભગવાનનો આવિર્ભાવ થયા પછી તેમને પિતા વિગેરેનો વંશ કરાવેલો હોવાથી વંશ કરવાની તેમની ઈચ્છા સૂચવેલી છે. તેથી પોતે પધારીને મારો હાથ ગ્રહણ કરો એવો ધર્મ પર ભાર નાખે છે.

'મારા ભક્તોની અધિક છે પૂજા' (શ્રીમદભાગવત ૧૧-૧૯-૨૧)એવું વાકય હોવાથી ભગવાનના ભક્તો હસ્ત ગ્રહણ કરે તો તેમાં શું દોષ ? એવી શંકા થાય તેથી બીજાઓ શબ્દ યોજેલ છે. તેઓ ભગવાનના સામાવાળાઓ છે. તેમ ન હોય તો દાસી કે દાસની સ્થિતિથી પણ ભજન થતું હોવાથી આપ જ હસ્ત ગ્રહણ કરો એવો બહુ આગ્રહ ન હોય. 'બીજાઓ' શબ્દનો અર્થ આપ તો પધારવાના ન હોય અને મારૂં મરણ થાય તો મારા હાથ યમ ન ગ્રહણ કરે એમ કહેલુ છે. (૪૦)

માત્ર વિવાહ માટે પ્રાર્થના કરી, તેના પ્રકાર માટે પ્રાર્થના કરે છે.

**श्वो भाविनि त्वमजितोद्वहने विदर्भान् गुप्तः समेत्य पृतनापतिभिः परीतः ।**
**निर्मथ्य चैद्यमगधेशबलं प्रसह्य मां राक्षसेन विधिनोद्वह वीर्यशुल्काम् ॥४१॥**

स्पष्टतया समागमने कदाचित्ते गोपनं कुर्युः, लग्नात्पूर्वमेव वा शिशुपालाय प्रेषयेयुः, अविधानेन वा दद्युरिति । अतो यथा तेषु परिज्ञानं न भवति, तथैवागत्य नेया । अन्यथा उपक्रमावधि फलपर्यन्तं मध्ये कालविलम्बे शरीरपातोऽपि भवेदिति तथा प्रार्थना । देशेऽपि न पूर्वमागन्तव्यमित्याह । श्वो भाविनि उद्वाहे । प्रथमतस्त्वमेकाकी गुप्तः सामगत्य, पृतनाश्च भिन्नतया समानीय, तत्रापि पृतना यादवरूपैव, न तु विजातीया आनेयाः, अन्यथा मन्त्रभेदः स्यात् । पश्चात्पुरप्रवेशे तैः परीतः । अन्यथा स्वस्य चिन्ता स्यादिति । यद्यपि त्वमजितः, अथवा अजितत्वादेव पक्षान्तराभावात् चैद्यमगधेशयोर्बलं निर्मथ्य, मध्ये प्रतिबन्धकत्वेन स्तिथमपसार्य, तदर्थं प्रसह्य, बलात्कारमपि कृत्वा, मामुद्वह । नन्वेवं सति कामार्थं भक्त्यर्थं वा विवाहो भवेत्, न धर्मार्थमित्याशङ्क्याह राक्षसेन विधिनेति

। क्षत्रियस्य स एव धर्मः । गान्धर्वस्तु पूर्वमुक्त एव 'तन्मे भवान्खलु वृत' इत्यनेन । अतो मद्विवाहे उभयं भविष्यतीति भावः । ननु एवं हरणे परस्वादानं भवेदित्याशङ्क्यह वीर्यशशुल्कामिति । न हि मूल्ये दत्ते परस्वादानमस्ति । क्षत्रियाणां वीर्यमेव सर्वत्र शुल्कम् । पराकमं कृत्वा मारयित्वा य एव हरति, तस्यैव तदिति क्षत्रियधर्मानुसारेण हरणे न परस्वादानमित्यर्थः

बाधशङ्कया प्रकारमुदिश्य तत्रापि स्फुरितं बाधकमनूद्य परिहरति अन्तःपुरान्तरचरामिति ।

*<u>શ્લોકાર્થ-૪૧ :</u> હે અજીત ! આવતી કાલે થવાના વિવાહમાં આપ છુપા પધારીને, સેનાના અધિપતિઓથી વીંટાયેલા થઈ શિશુપાલ અને જરાસંધના સૈન્યને હરાવી, બલ કરીને વીર્ય જેની કિંમત છે તેવી મને રાક્ષસ વિધિથી પરણો. (૪૧)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> કારણ કે સ્પષ્ટ રીતે આપ પધારો તો રૂક્મિણીને સંતાડી દે અને લગ્ન પહેલાં જ શિશુપાલની પાસે મોકલી દે અથવા વિધિવગર જ મને તેને આપી દે. તેથી તેઓને આપના પધારવાનું જ્ઞાન ન થાય તેવા પ્રકારે પધારીને મને લઈ જવી જોઈએ. તેમ કરવામાં ન આવે તો કાલનો વિલંબ થતાં મારો દેહ પડી પણ જાય તેથી પ્રાર્થના કરૂં છું. દેશમાં પણ લગ્ન સમય પહેલાં ન પધારવું એમ 'આવતી કાલે થવાના વિવાહમાં' શબ્દોથી કહેલું છે. આરંભમાં આપ એકલા છુપા પધારીને, યાદવોના સૈન્યને જુદુ લાવીને, શહેરમાં પ્રવેશ કરતાં તો સૈન્યથી વીંટાયેલા હશો. તેમ ન થાય તો મને ચિંતા થાય.

જોકે આપ અજિત છો તેથી બીજી સ્થિતિ થવાની નથી. આપ શિશુપાલ અને જરાસંધના સૈન્યને હરાવી, બલ કરીને મને પરણો. આ થાય તો વિવાહમાં શબ્દોથી કહેલું છે. આરંભમાં આપ એકલા છુપા પધારીને સૈન્યને લાવીને શહેરમાં પ્રવેશ કરતો તો સૈન્યથી વીંટાએલા હશો. તેમ ન થાય તો મને ચિંતા થાય.

જોકે આપ અજીત છો. તેથી બીજી સ્થિતી થવાની નથી. આપ શિશુપાલ

અને જરાસંધના સૈન્યને હરાવી, બલ કરીને મને પરણો. આ થાય તો વિવાહ કામને માટે અથવા ભક્તિને માટે થાય. પરંતુ ધર્મને માટે ન થાય. એવી શંકા થાય. તેથી (રાક્ષસ વિધિથી શબ્દ યોજેલ છે. તેજ ક્ષત્રીયનો ધર્મ છે. આપને મેં પતિ તરીકે પસંદ કરેલા છે. એટલે ગાંધર્વ વિવાહનો પહેલાં કહેલો છે તેથી હવે રાક્ષસ વિવાહ થશે એવો ભાવ છે. એમ તારું હરણ કરે તો પારકું લઈ લીધું ગણાય. એવી શંકા થાય તેથી વીર્ય જેની કિંમત છે વિશેષણ યોજેલું છે. કારણ કે કિંમત આપવામાં આવે ત્યારે લઈ લીધું ગણાતું નથી. ક્ષત્રિયોઓમાં વીર્ય જ કિંમત ગણાય છે. પરાક્રમ કરીને હણીને જે કોઈ લઈ જાય તેનું તે થાય એવો અર્થ છે. (૪૧)

વિઘ્ન થવાના ભયથી નીચેના શ્લોકમાં જણાતી અડચણ દૂર કરે છે.

**अन्तःपुरान्तरचरामनिहत्य बन्धूंस्त्वामुद्वहे कथमिति प्रवदाम्युपायम्।**
**पूर्वेद्युरस्ति महती कुलदेवियात्रा यस्यां बहिर्नववधूर्गिरिशामुपेयात् ॥४२॥**

बन्धूननिहत्य अन्तःपुरमध्ये चरणयोग्यां त्वां कथमुद्वह इति चेत् (शङ्कसे), तदापि सन्ति बहव उपायाः । तथाप्यविरुद्ध उच्यत इत्याह । प्रकर्षेण उपायं वदामीति । केनचिद्व्याजेन स्वयं बहिरागच्छेत्, भगवान्वा वेशं कृत्वा गच्छेत् आकर्षणं वा कुर्यात्, बुद्धिं वा प्रेरयेत्, अन्यथा सर्वेषाम्, सर्वेष्वपि पक्षेपु क्लिष्टं भवेत्, पराक्कमश्च न भवेत्, तस्मादन्यकृत्वा गौरीपूजनार्थमेव गताया हरणं कर्तव्यमिति प्रार्थना । तत्र गमनमावश्यकमित्याह । पूर्वेद्युः विवाहात्पूर्वदिवसे महती यात्रा वर्तते । सा अनुल्लङ्घनीया ततः । कुलदेवतायाः महत्तीत्यनेन दूरे गमनमुक्तम् । किमतो यद्येवमितिचेत्, तत्राह यस्यां बर्हिनववधूरिति । नववधूः नूतना वधूः संरक्ष्यापि लोकप्रसिद्धयर्थं भोगात्पूर्वे भोगयोग्या नववधूर्भवति, सा गिरिशां पार्वतीं द्रष्टुमुपेयादिति विधिः । स्वयमपि गिरीणामीशभूतेति अकारान्तात् टाप् । नित्यं संज्ञाछन्दसोरिति वा डाप् । ततो बहिः स्थिता तत एव नेयेति भावः । अतो विवाहदिवस एव द्वारकायां विवाहो भविष्यतीति न ज्योतिःशास्त्रस्याप्यप्रामाण्यम् ॥४२॥

एवं स्वरूपप्रकारप्रार्थनां कृत्वा तदकरणे बाधकरणे बाधकमाह यस्याङ्घ्रिपङ्कजेति ।

શ્લોકાર્થ -૪૨ : અન્તઃપુરની અંદર ફરનારી તને સગાઓને હણ્યા સિવાય કેવી રીતે હરી જાઉં. તેથી ઉત્તમ ઉપાય કહું છું. આગલે દિવસે મોટી કુલ દેવી સુધીની યાત્રા છે. જેમાં નવવધૂ બહાર ગિરિશ પાસે જાય છે. (૪૨)

સુબોધિનીજી, ભાવાર્થ : જો અમને શંકા થાય કે અન્તઃપુરમાં અંદર ફરવા યોગ્ય તને તારા સંગાઓને હણ્યા વિના કેવી રીતે હરી જાઉં?

તો પણ ઘણા ઉપાયો છે. છતાં કજીયો ન થાય તેવો ઉપાય કહું છું. 'ઉત્તમ ઉપાય કહું છું'. શબ્દોથી કહેલ છે. (૧) કોઈપણ બહાનાથી રૂક્મિણી અન્તઃપુરથી બહાર આવે અથવા (૨) ભગવાન વેશ બદલીને અન્તઃપુરમાં પધારે અથવા (૩) રૂક્મિણી આર્કષણ કરે (૪) અથવા બધાની બુદ્ધિને જુદા પ્રકારે પ્રેરણા કરે . બધાયે ઉપાયમાં શ્રમ થાય અને પરાક્રમ ન થાય તેથી બીજુ કાંઈ ન કરતાં ગૌરીપૂજન કરવા ગયેલીનું મારૂં હરણ કરવું એવી પ્રાર્થના કરે છે. આગલે દિવસે એટલે વિવાહના પહેલા દિવસે મોટી યાત્રાં છે. તે પડતી મુકાય તેવી નથી. અન્તઃપુરથી દેવતાના મંદિર સુધીની યાત્રા 'મોટી' શબ્દથી કહેલી છે.

એમ દૂર જવાનું હોય તેથી શું ? એવી શંકામાં 'જેમાં નવવધૂ બહાર ગિરીશા પાસે જાય છે' એમ કહેલું છે. નવવધૂ એટલે નવી વહુ થનારી. ભોગ થયા પહેલાની ભોગ કરવા યોગ્ય હોય તે નવવધૂ છે. તે ગિરીશા એટલે પાર્વતીના દર્શન કરવા જાય છે એવો વિધિ છે. પાર્વતી પોતે પણ ઈશ બનેલી હોવાથી નામ અને વેદમાં 'ઓ' પ્રત્યય લાગે છે એટલે પાર્વતી પૂજા માટે બહાર હોય ત્યાંથી લઈ જવી એવો ભાવ છે. તે દિવસે જ દ્વારકામાં વિવાહ થશે એટલે જ્યોતિષશાસ્ત્ર પણ ખોટું થશે નહિ. (૪૨)

એ પ્રમાણે પ્રાર્થના કરી નીચેના શ્લોકથી તે ન કરવાથી સંકટ થાય તે જણાવે છે.



**यस्याङ्घ्रिपङ्कजरजःस्नपनं महान्तो वाञ्छन्त्युमापति-रिवात्मतमोपहत्यै ।**
**यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं जह्यामसून्व्रतकृशा शतजन्मभिःस्यात् ॥४३॥**

यर्हि प्रसादं न लभेय, तर्हि जह्यामसून्, ननु कोऽयं निर्बन्ध इति चेत्, उत्तमफलत्वादित्याह । यस्य भगवतः अङ्घ्रिपङ्कजस्य रजसा स्नानं महान्तोऽपि वाञ्छन्ति । तत्र निदर्शनमुमापतिः । स हि केवलं रजसा स्नानमलभमानः रजोयुक्तचरणोदकेन स्नानं करोतीति । उमापतिपदेन उमयापि वृतः शिवः । तस्यापि स एवाभिप्रेत इति तदेवोत्तमं फलम् । किञ्च । आत्मतमोपहत्यै आत्मनस्तमागुणो गच्छत्विति । अहमपिमाया त्रिगुणात्मिका, तत्रापि रुक्मिप्रभृतिभिः सह अवतीर्णेति तमःप्रधानैव । ततश्चेतत्तमश्चेन्न दूरीक्रियते, तदा पुनर्निकृष्टजन्म भविष्यतीति तदर्थं प्रयत्नोऽवश्यं कर्तव्यः । तत्रायमुपायः सुगम उत्तमश्च । एतदभावे तु शरीरं वा त्यक्ष्यामि । अयं संसर्गो गच्छतीति । किञ्च । व्रतेन कृशा सती उत्तरोत्तरजन्मसु शतजन्मभिः अयमर्थः कदाचित् स्यात् । स्वधर्मनिष्ठः शतजन्मभिरिति वाक्यात् । अम्बुजाक्षेति सम्बोधनं दृष्टयैव तापहारकः कथमेवं करिष्यतीति बोधनार्थम् ॥४३॥

एव रुक्मिणीवाक्यान्युक्त्वा उपसंहरति इत्येत इति ।

*<u>શ્લોકાર્થ - ૪૩ :</u> હે કમલનયન ! ઉમાપતિ જેવા ઉત્તમ પુરૂષો પોતાનો તમોગુણ નાશ પામે તે માટે જેના ચરણકમળની રજથી સ્નાન કરવા ઈચ્છે છે તેવા આપની કૃપા જો મને નહીં પ્રાપ્ત થાય તો હું પ્રાણ ત્યજીશ, પછી સેંકડો જન્મ સુધી વ્રતથી દુબળી થયેલીને તે કૃપા કદાચ પ્રાપ્ત થશે. (૪૩)*

<u>સુબોધિનીજી, ભાવાર્થ :</u> જો આપની કૃપા પ્રાપ્ત નહી થાય તો હું પ્રાણ ત્યજીશ આવો આગ્રહ શા માટે ? તેમાં 'ઉત્તમ ફલ પ્રાપ્ત કરવા' એમ કહે છે. જો ભગવાનના ચરણકમળની રજથી સ્નાન કરવા ઉત્તમ પુરૂષો પણ ઈચ્છે છે. તેમાં ઉમાપતિનું ઉદાહરણ છે. કારણ રજથી સ્નાન પ્રાપ્ત નહીં થવાથી

રજવાળા ચરણના જલથી સ્નાન કરે છે. ઉમાપતિ શબ્દથી ઉમાએ પણ શિવને પતિ તરીકે પસંદ કરેલા. તે શિવના પણ ઇષ્ટ શ્રીકૃષ્ણ છે: તેથી શ્રીકૃષ્ણના ચરણકમળની રજથી સ્નાન જ ઉત્તમ ફલ છે. વળી પહેલાનો તમોગુણ જાય તે માટે તે એવું સ્નાન ઇચ્છે છે. હું પણ ત્રણ ગુણવાળી માયા છું. પણ અહીં રૂક્મિણી તરીકે અવતાર લીધેલો હોવાથી તમોગુણના પ્રધાનપણાવાળી છું. તેથી જો આ તમો ગુણને દૂર કરવમાં ન આવે તો ફરીથી મારો અધમ જન્મ થશે. તેથી તમોગુણ દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. તેમાં આ ઉપાય એ તમારા ચરણ કમળની રજથી સ્નાન કરવું ઉત્તમ અને સહેલો છે. જો નહિ પ્રાપ્ત થાય તો તો આ સંબંધ જાય તે માટે હું શરીરનો ત્યાગ કરીશ. વળી 'સો જન્મથી પોતાના ધર્મમાં સ્થિતિવાળો થાય છે' એ વાક્ય પ્રમાણે વ્રતથી દૂબળી રહેતાં એક પછી એક સો જન્મ વડે આપના ચરણ કમળની રજ ક્વચિત્ પ્રાપ્ત થશે. જે દષ્ટિથી દુ:ખ હરનાર છે તે એવું કેમ કરશે એમ જણાવવા માટે હે કમલનયન ! એવું સંબોધન કરેલું છે. (૪૩)

એ પ્રમાણે બ્રાહ્મણે રૂક્મિણીના વાકયો કહી નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે.



**इत्येते गह्यसन्देशा यदुदेव मयाहृताः ।**
**विमृश्य कर्तुं यच्चात्र क्रियतां तदनन्तरम् ॥४४॥**

गोप्या एते सन्देशाः । यदुदेवेति सम्बोधनात् विवाहः कर्तव्य इति सूचितम् । मयैवाहृता इति सुतरां गोप्यत्वम् । कदाचिदेतत्पत्रं अन्यस्य कापट्यात् भवेदितिशङ्का स्यात्, तदर्थमाह । एतद्विमृश्य कर्तुं यच्चात्र सिध्यति, तत्क्रियताम् । चकाराद्यद्वक्तव्यम्, तदुच्यतामिति । विमर्शानन्तरं कर्तव्यम् । अथवा । तदनन्तरमेव कर्तव्यं किं कार्यं करवामे त्यस्यैतदेवोत्तरमित्यर्थः ॥४४॥

इति श्रीभागवत सुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मज
श्रीमद्वल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धविवरणे उत्तरार्धे तृतीयोऽध्यांयः ॥३॥

શ્લોકાર્થ -૪૪ : હે યુધ્ધ ! આવો આ મેં આણેલા ગુપ્ત સંદેશા છે. આ પ્રસંગે જે કરવું યોગ્ય હોય તે વીચારી પછી તરત જ કરો. (૪૪)

સુબોધિનીજી, ભાવાર્થ : આ સંદેશા ગુપ્ત રાખવાના છે. હે યદુદેવ ! એ સંબોધનથી સૂચવેલું છે કે વિવાહ કરવો જોઈએ મેં જ આણેલા છે એમ ગુપ્ત રાખવાનું છે. કદાચ આ પત્ર બીજાએ કપટથી લખ્યો હશે એવી શંકા થાય તેથી એમ કહે છે કે આનો વિચાર કરીને આ પ્રસંગે જે નક્કી કરવાનું હોય તે કરો. 'ચ' અને શબ્દથી એમ કહ્યું છે કે જે કહેવા યોગ્ય હોય તે કહો. વિચાર કર્યા પછી કરવું અથવા તમારું ઈચ્છેલું બધું જ કરીશ એમ ભગવાને કહેલું છે તેનો ઉત્તર છે કે તે વિચાર કર્યા પછી તરત જ કરવું એવો અર્થ છે. (૪૪)

**દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય ત્રીજો**

**રાજસ સાધન પ્રકરણ**

**સમાપ્ત**



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।







श्रीकृष्णाय नमः ।

## चतुर्थोऽध्यायः ।

**शतार्धे वा चतुर्थे वा भगवान् भार्ययार्थितम् ।**
**विप्रार्थितं च कृतवानिति सम्यङ् निरूप्यते ॥१॥**
**प्रसह्य कन्याहरणमुद्योगावधि वर्ण्यते ।**
**कायवाङ्मनसामत्र ह्यैकमत्यं निरूप्यते ॥२॥**

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## અધ્યાય ચોથો રાજસ સાધન પ્રકરણ

## રૂકમણી હરણ

કારિકાઓ :

કારિકા :- ૧. પચાસમાં અધ્યાય અથવા રાજસ સાધન પ્રકરણમાં ચોથા અધ્યાયમાં ભગવાને પત્નીએ પ્રાર્થના કરેલું અને બ્રાહ્મણે પ્રાર્થના કરેલું સારી રીતે વર્ણન કરવામાં આવે છે. (૧)

કારિકા :-૨. ઉદ્યોગ પર્યંત બલાત્કારપૂર્વક કન્યાના હરણનું વર્ણન કરવામાં આવે છે. કારણ કે,કાયા, વાણી અને મનનો સમન્વય એટલે એક જ મતે છે તે

અહીં જણાવવામાં આવે છે. (૨)

पूर्वाध्यान्ते यत्कर्तव्यम्, यद्वा वक्तव्यम्, तदुच्यतां क्रियतामिति ब्राह्मणविज्ञापना निरूपिता । ततो भगवान् तत्सन्तोषार्थं स्वमानसं वाक्यं च निरूपयितुमारम्भं कृतवानित्याह वैदर्भ्या इति ।

श्रीशुक उवाच - **वैदर्भ्याः स तु सन्देशं निशम्य यदुनन्दनः ।**
**प्रगृह्य पाणिना पाणिं प्रहसन्निदमब्रवीत् ॥१॥**

सा ह्यत्यन्तं कुलीना भक्तिप्रधाना । यदुरपि भक्तिप्रधानः तुशब्दः शङ्कानिवृत्त्यर्थः । नात्र शङ्का सम्भवति । यतोऽहमपि जात इति वक्ष्यति । संदेशश्चावश्यं श्रोतव्य :। इदं श्रवणं विचारपूर्वकं सादरं च । ततो ब्राह्मणः गुह्यकर्तेति तेन सह मैत्रीमिव कर्तु पाणिना प्रगृह्य भार्यासम्बध्ययमिति औदासीन्यं परित्यज्य प्रहसन्निदं वक्ष्यमाणब्रवीत् ॥१॥

आदौ स्वमनोवार्तामाह तथाहमपि तच्चित्त इति ।

ગયા અધ્યાયમાં અંતે બ્રાહ્મણે એવી વિનંતી કરેલી જે કાંઇ કરવા યોગ્ય હોય તે કરો અને કહો. ભગવાને તેને સંતોષ આપવા માટે પોતાના મન અને વચન તેને જણાવવા આરંભ કર્યો. એમ નીચેના શ્લોકથી કહે છે.

<u>શ્લોકાર્થ - ૧ :</u> *તે યદુનંદને તો વૈદર્ભીનો સંદેશો સાંભળીને શ્રીહસ્તથી હાથ પકડી હસતાં હસતાં બ્રાહ્મણને નીચે પ્રમાણે કહ્યું. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે તે વૈદર્ભી ઘણી જ કુલીન અને ભકિતવાળી હતી. યદુ પણ ભકિતપ્રધાન હતો. 'तु' તો શબ્દ શંકા દૂર કરવા યોજેલ છે. આ વિષયમાં શંકાને સ્થાન નથી. કારણ કે હું આસકત ચિત્તવાળો થયેલો છું. વળી સંદેશ અવશ્ય સાંભળવો જોઇએ. આ શ્રવણ વિચારપૂર્વક અને ધ્યાનપૂર્વક કરવું જોઇએ. બ્રાહ્મણ ખાનગી મસલત કરનારો હોવાથી તેની સાથે મિત્રતા કરવા માટે શ્રીહસ્તથી તેનો હાથ પકડી આ પત્નીનો સંબંધી છે એવા વિચારથી ઉદાસીનપણાનો ત્યાગ કરી આ એટલે નીચે પ્રમાણે




તે ભગવાને કહ્યું. (૧)

આરંભમાં નીચેના શ્લોકથી પોતાના મનની વાત કહે છે.

श्रीभगवानुवाच - **तथाहमपि तच्चित्तो निद्रां च न लभे निशि ।**
**वेदाहं रुक्मिणा द्वेषान्ममोद्वाहो निवारितः ॥२॥**

**यथा सा मच्चित्ता, एवमहमपि तच्चित्तः अनेन सर्वाणि तस्या वाक्यानि मद्वाक्यसदृशानीति निरुपितम् । विशेषमप्याह निद्रां चेति । रात्रावावश्यकी निद्रा । सापि चिन्तया न जातेति । भार्येच्छया वा । नन्वेवं चिन्तायां किं कारणमित्याकाङ्क्षायामाह वेदाहमिति । नात्र किञ्चित्सन्दिग्धम् । यतोऽहं वेद । सर्वगुरसम्पत्तावपि केवलं द्वेषात् रुक्मिणा एकेन ममाद्वाहः आहूय कन्यादानलक्षणः प्रयतेन निवारितः ॥२॥**

**एवं प्रामाण्यं मानसं चोक्त्वा प्रतिजानीते तामानयिष्य इति ।**

<u>શ્લોકાર્થ - ૨ :</u> *તેવી જ રીતે તેનામાં જ આશક્ત ચિત્તવાળો મને પણ રાત્રે નિંદ્રા આવતી નથી. હું જાણું છું કે રૂક્મિએ દ્વેષને લીધે મારો વિવાહ બંધ રખાવ્યો છે. (૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેમ તે મારામાં આસક્ત ચિત્તવાળી છે. એવી રીતે હું પણ તેનામાં આસક્ત ચિત્તવાળો છું. તેના બધા વચનો મારા વચનો જેવાં છે. મને પણ રાત્રે નિદ્રા આવતી નથી. શબ્દથી કહે છે. રાત્રે નિદ્રા જરૂરી છે. પણ ચિંતાને લીધે આવતી નથી. એવી રીતે ચિંતા કરવાનું શું કારણ ? એ જાણવાની ઈચ્છા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે. આ વિષયમાં કાંઈ સંદહ નથી કારણ કે હું જાણું છું કે મારામાં સર્વ ગુણોની સંપત્તિ હોવા છતાં માત્ર દ્વોષને લીધે રૂકમીએ એકલાએ વરને બોલાવી કન્યાનું દાન કરવારૂપ પ્રમાણપણું અને મનની વાત કહીને નીચેના શ્લોકથી તેનું હરણ કરવાની પ્રતિજ્ઞા કહે છે.

**तामानयिष्य जन्मथ्य राजन्यापसदान्मृधे ।**
**मत्परामनवधाङ्गीमेधसोऽग्निशिखामिव ॥३॥**

भार्येति निश्चित्य न नाम गृह्णाति । प्रतिबन्धकानामल्पत्वायाह । राजन्यापसदान् राजन्येषु अधमान् अपगता सद सभा येभ्यं इति । क्षत्रियगोष्ठ्यां परिगणनारहिताः अधमाः । ते ह्यतिक्षुद्रा इति न मारणमपेक्ष्यते, किन्तु उन्मथनमेव कर्तव्यम् । अलौकिकद्वारा निवारयति मृध इति । युद्धे एव तानुन्मथ्य आनयिष्यामीति भावः ।

एवं करणे हेतूनाह मत्परामिति । अहं भक्तपराधीन इति भक्तिमार्गानुसारेणापि तामानयिष्ये । अनवद्याङ्गीमिति निर्दुष्टत्वादपि । निर्दुष्टं हि भगवान् गृह्णतीति । अङ्गपदेन वाक्येन दोषो निरूपितः । यतः सा दत्ता । इयं धर्मोपयोगिनी भविष्यतीति राक्षसविवाहं करिष्यामीत्याह एधसोऽग्निशिखामिवेति । दारुणि ज्वलन्ती अग्निशिखा नात्यन्तं प्रकाशमेति । सैव चेत् वर्तिसहिता भवेत्, तदा दीपरूपा अतिप्रकाशते, तथा तां प्रकाशयुक्तां करिष्यामीत्यर्थः ॥३॥

एवं वाचनिकमुक्तत्वा कायिकार्थं प्रयत्नमाह उद्वाहर्क्षमिति ।

<u>શ્લોકાર્થ -૩ :</u> *અધમ રાજાઓને યુદ્ધમાં નસાત મૂકીને જેમ કાષ્ટમાંથી અગ્નિની શિખા કાઢવામાં આવે. તેમ મારામાં આસકતીવાળી દોષ વિનાના અંગવાળી તેને હું લાવીશ. (૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રૂક્મિણી પોતાની પત્ની છે એમ નિશ્ચય કરીને ભગવાન તેનું નામ લેતા નથી. અધમ રાજઓને શબ્દથી તેને લાવવામાં રોકનારાઓ નમાલા છે. જેઓની ગણના ક્ષત્રીયોમાં થતી નથી. તેઓ નમાલા હોવાથી તેમને હણવાની જરૂર નથી. પરંતુ નસાડી મૂકવા જોઈએ. યુદ્ધમાં શબ્દથી અલૌકિક કાર્ય કરીને નસાડવાના નથી. પણ યુદ્ધમાંજ તેઓને નસાડી મૂકીને રૂક્મિણીને લાવીશ એવો ભાવ છે.

હું ભકતોને આધીન છું. (શ્રીમદ્ ભાગવત ૯-૪-૬૩) તેથી ભકિતમાર્ગ પ્રમાણે હું તેને લાવીશ. દોષવગરના અંગવાળી હોવાથી હું લાવીશ કારણ કે દોષવગરનું હોય તેજ ભગવાન ગ્રહણ કરે છે.

અંશ શબ્દથી વાણી સંબંધિ દોષ જણાવ્યો છે. કારણ કે તેને વચનથી બીજાને આપેલી છે. તેથી હું તેની સાથે રાક્ષસ વિવાહ કરીશ એમ 'જેમ કાષ્ટમાંથી અગ્નિની શિખા કાઢવામાં આવે છે.' શબ્દોથી કહેલું છે. કાષ્ટથી બળવાથી અગ્નિશિખાનો બહુ પ્રકાશ થતો નથી. પણ જો તે દીવેટવાળી થાય તો દીવાના આકારવાળી થઈ ઘણી પ્રકાશે છે. તેને પ્રકાશવાળી કરીશ. (૩)

એ પ્રમાણે વાણીથી રૂકિમણીનું હરણ કરી નીચેના શ્લોકથી કાયાથી હરણ કરવાનું કહે છે.

**श्रीशुक उवाच - उद्वाहर्क्षं च विज्ञाय रुक्मिंण्या मधुसूदनः ।**
**रथः संयुज्यतामाशु दारुकेत्याह सारथिम् ॥४॥**

विवाहे नक्षत्रमेव मुख्यमिति, भार्याप्रधानमिति, चन्द्रं ग्रहांश्चानुगुणान् परित्यज्य नक्षत्राणां मुख्यता निरूपिता । विवाहनक्षत्रं ब्राह्मणमुखादेव विज्ञाय रथः संयुज्यतामित्याह । सम्यक् योगो युद्धार्थः । तत्र हेतुः रुक्मिण्या इति । रुक्मिणो भगिनीति । सेनासङ्ग्रहाभावे स्वत एव सामर्थ्यमाह मधुसूदन इति । आशु संयुज्यातम्, अनेन समयः सन्निहित इति ज्ञापितम् । दारुकेति सम्बोधनं वैकुण्ठादागतस्य चातुर्यं भयाभावश्च प्रदर्शितः ॥४॥

शीघ्रमेव दारुककृतिमाह स चाश्वैरिति ।

<u>શ્લોકાર્થ -૪ :</u> *રૂકિમણીના વિવાહનું નક્ષત્ર જાણીને મધુસૂદને સારથિને કહ્યું કે હે દારૂક ! રથ તરત જોડ (૪)*

<u>ભાવાર્થ,સુબોધિનીજી :-</u> વિવાહમાં સ્ત્રી મુખ્ય હોવાથી નક્ષત્ર જ મુખ્ય છે. તેથી લાભકારક ચંદ્ર અને ગ્રહોને મૂકીને નક્ષત્રોનું જ મુખ્યપણું બતાવ્યું છે. 'બ્રાહ્મણના મુખથી વિવાહનું નક્ષત્ર જાણીને ભગવાને રથ જોડ' એમ કહયું. તે યુદ્ધ માટે જોડવાનું કહેલ છે. 'રૂકિમણી'ના શબ્દથી જણાવેલ છે કે તે રૂકિમની બહેન છે. મધુસૂદન નામથી યુદ્ધનું સામર્થ્ય પોતાનામાંજ છે એ જણાવેલ છે. 'જલ્દી' જોડ શબ્દથી વિવાહનો સમય નજીક છે એમ જણાવ્યું છે. હે દારૂક એ સંબોધન છે, તેથી વૈકુંઠમાંથી આવેલો સારથી દારૂક ચતુર છે અને તેને ભય નથી

એમ જણાવેલ છે. (૪)

નીચેના શ્લોકથી દારૂકે કરેલ કાર્ય જણાવે છે.

**स चाश्वैः सैन्यसुग्रीवमेघपुष्पबलाहकैः ।**
**युक्तं रथमुपानीय तस्थौ प्राञ्जलिरग्रतः ॥५॥**

यद्यपि भगवतो बहवश्चाश्वाः, रथाश्च बहवः, तथापि सारथिप्रयोगात् गरुडध्वज एव रथो गृहीतः । तादृशोऽपि सैन्यादीनेव चतुरोश्वान् योजितवान् । तेषामन्वर्थानि नामानि । तत्राद्यः सैन्यरूप एव । असङ्ख्यातसैन्येन यावत्कार्यम्, तावदनेनैव भवतीति । द्वितीयः सुग्रीवः, यथा वानराधिपतिः सीतासमानयने रामकार्यसाधकः, तादृशोऽयमिति, सुग्रीव इति । शोभना ग्रीवा यस्येति नास्य कदाचिदपि परावृत्तिः सूचिता । मेघपुष्पस्तृतीयः । वृष्टिवत् सर्वानेव व्याप्य पततीति । बलाहकश्चतुर्थः । स मेघवत्पक्षिवद्धा क्षणमध्ये समायात्यपगच्छति च । एवं तैर्युक्तं सम्यग्योजितं रथमुपानीय यावद्विनियोगं कृत्वा, स्वकृतं ज्ञापयन्निव अग्रतः प्राञ्जलिस्तस्थौ ॥५॥

एवं ब्राह्मणाय स्ववाक्यसामर्थ्यं प्रदर्शितम्, ततः कुण्डिनपुरं गत इत्याह आरुह्येति ।

<u>શ્લોકાર્થ -૫ :</u> અને તે સૈન્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક એવા જોડેલા રથને લાવીને બે હાથ જોડી આગળ ઉભો રહ્યો. (૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જોકે ભગવાનને ઘણા રથો છે અને અશ્વો પણ ઘણા છે છતાં પણ સારથિ શબ્દ યોજેલો હોવાથી તેને ગરૂડ જેની ધજા પર હતો તે જ રથ લીધેલો.

તે રથને સૈન્ય વિગેરે ચાર અશ્વો જોડયાં. તે પૈકી પહેલો સૈન્યરૂપ હતો કારણ કે ઘણા મોટા સૈન્યથી જેટલું કાર્ય થાય તેટલું આનાથી થતું. બીજો સુગ્રીવ હતો. તે વાનરોનો રાજા સીતાને લંકામાંથી લાવવાના કાર્યમાં રામનું કાર્ય કરનારો હતો. જેની સુંદર ગરદન છે તે સુગ્રીવ. ત્રીજો મેઘપુષ્પ છે તે વરસાદની જેમ

સર્વત્ર વ્યાપીને પડે છે. ચોથો બલાહક છે તે મેઘ અગર પક્ષીની પેઠે એક ક્ષણમાં ચાલતો જતો રહે છે. એ પ્રમાણે જોડેલો રથ લાવીને, બે હાથ જોડીને આગળ ઉભો રહ્યો. (૫)

એ પ્રમાણે બ્રાહ્મણને પોતાના વચનનું સામર્થ્ય બતાવ્યું. પછી ભગવાન કુંડિનપુર પધાર્યા એમ હવે નીચેના શ્લોકથી કહે છે.



**आरुह्य स्यन्दनं शौरिर्द्विजमारोप्य तूर्णगैः ।**

**आनर्तादेकरात्रेण विदर्भानगमद्धयैः ॥६॥**

**स्यन्दनमिति वेगगामिनम् । शौरिरिति पितामहनाम्ना व्यपदेशः अलौकिकसामर्थ्यप्रकाशनाभावार्थः । तमपि द्विजं तत्रैवाराप्य एकारात्रे स्वदेशात्तं देशं प्रविष्टः, यथा मध्यदेशेषु न परिज्ञानं भवति । अन्यथा तत्रत्यैर्ज्ञापने रुक्मी ब्राह्मणाय भगिन्यै वा अपकारं कुर्यात्, तथैव च रुक्मिण्या प्रार्थितः ॥६॥**

भगवतो नगरप्रवेशं वक्तुं नगरवर्णनार्थं भ्रमाद्राज्ञः प्रवृत्तिं निमित्तत्वेनाह राजा स कुण्डिनपतिरिति ।

*<u>શ્લોકાર્થ -૬ :</u> શૌરિ રથમાં બેસીને બ્રાહ્મણને બેસાડીને ઝડપથી જનારા અશ્વોથી એક રાતમાં આનર્તથી વિદર્ભ પધાર્યા. (૬)*

<u>ભાવાર્થ , સુબોધિનીજી :</u> શૌરિ એમ દાદાના નામથી નિર્દેશ કરેલ છે. આથી ભગવાન અલૌકિક સામર્થ્ય બતાવવાના નથી એમ જણાવે છે. તે બ્રાહ્મણને પણ તે રથમાં બેસાડીને એક જ રાતમાં પોતાના દેશમાંથી તે દેશમાં પ્રવેશ કર્યો તેમ ન કર્યું હોય તો ત્યાંના રહેવાસીઓને ખબર પડતાં રૂકમી બ્રાહ્મણને અને બેનને દુઃખ દેત. વળી રૂક્મિણીએ તેની જાણ ન થાય એવી પ્રાર્થના પણ કરેલી છે. (૬)

ભગવાન નગરમાં પ્રવેશ કરે તે કહેવા, નગરનું વર્ણન કરવા નીચેના શ્લોકથી તેની પ્રવૃત્તિ જણાવે છે.

**राजा स कुण्डिनपतिः पुत्रस्नेहवशं गतः ।**

**शिशुपालाय स्वां कन्यां दास्यन्कर्माण्यकारयत् ॥७॥**

राजत्वाद्भीष्मकत्वात् । कुण्डिनमिति अल्पवत् नगरनाम निरूपितम् । तत्पतित्वाच्च । पुत्रस्नेहवशत्वाच्च शिशुपालाय शिशुं बालबुद्धिमेव पालयतीति दुर्बुद्धये कन्यां दातुं कर्माणि पुरसंस्काररूपाणि सेवकैरकारयत् । अनेन देशे भगवद्गमनेऽपि न तेषां विपरीतशङ्का कापि जातेति निरूपितम् ॥७॥

भगवत्प्रवेशार्थं पुरीं वर्णयति द्वाभ्याम् ।

श्लोकार्थ -७ : પુત્રના સ્નેહને વશ થયેલો તે રાજા કુંડિનપતિ પોતાની કન્યા શિશુપાલને આપવા માટે કર્મો કરાવતો હતો. (૭)

ભાવાર્થ , સુબોધિનીજી : રાજા ભીષ્મક હોવાથી કુંડિનપુરનો પતિ હોવાથી અને પુત્રના સ્નેહને વશ થયેલો હોવાથી બાળક બુદ્ધિને વળગી રહે તેવા દુષ્ટ બુદ્ધિવાળા શિશુપાલને કન્યા આપવા માટે સેવકોને નગર શણગારવા માટે કર્મો કરાવતો હતો. તેથી તે દેશમાં ભગવાન પધાર્યા તોપણ તે દેશના લોકોને કાંઈ અવળી શંકા થઈ નહિ. (૭)

ભગવાન નગરમાં પ્રવેશ કરે તે માટે બે શ્લોકથી નગરનું વર્ણન નીચેના શ્લોકથી કરે છે.

**पुरं संमृष्टसंसिक्तमार्गरथ्याचतुष्पथम् ।**
**चित्रध्वजपताकाभिस्तोरणैः समलंकृतम् ॥८॥**
**स्रग्गंन्धमाल्याभरणैर्विरजाम्बरभूषितैः**
**जुष्टं स्त्रीपुरुषैः श्रीमद्गृहैरगरुधूपितैः ॥९॥**

पुरमिति । प्रथमतः सम्यक् मृष्टं रजोनिवारणेनोज्ज्वलीकृतम् । ततः संसिक्तं चन्द्रनादिभिः । मार्गा राजमार्गाः । रथ्या हट्टस्थिता । चतुष्पथं सर्वतो मार्गाः । तेषु संसिक्तमित्यर्थः । एवमधः शोभा निरूपिता । उपरिशोभामाह चित्रध्वजेति । त्रिविधैरपि सम्यगलङ्कृतम् । मध्ये अलङ्करणमाह स्रग्गन्धेति । स्त्रीपुरूषैः गृहैश्च जुष्टमिति । अनेन तस्मिन् नगरे केवला व्यावर्तिताः । ये सुतरामङ्गलरूपाः, तेऽपि भूषिता इत्याह । स्रग्गन्धमाल्याभरणैर्युक्ताः, स्रग्गन्धमाल्यानामेवाभरणानि येष्विति । विरजानि अम्बराणि भूषणानि च

येष्विति । श्रीमद्गृहैरिति गृहे सर्वसम्पत्तिर्निरूपिता । अगरुधूपितैरिति विशेषसम्पत्तिः विवाहोत्सवप्रयुक्तिश्च निरूपिता ॥८॥९॥

एवं लौकिकसमृद्धिमुक्त्वा वैदिकार्थसमृद्धिमाह पितृन्देवान्समभ्यर्च्येति ।

श्लोकार्थ - ८-९ : શહેર સારી રીતે સાફ કરેલા અને સિંચન કરેલા રાજમાર્ગો, શેરીઓ અને ચતુષ્પથોવાળું, જાત જાતની ધજા પતાકાથી અને તોરણોથી શણગારેલું અને માલાઓ, સુંગધી પદાર્થો અને આભરણોવાળા સ્વચ્છ વસ્ત્રો અને ભૂષણોવાળા સ્ત્રી અને પુરૂષોથી તથા અગરુનો ધૂપ કરેલા સમુદ્ધિવાળા ઘરોથી ભરપુર હતું. (૮-૯)

ભાવાર્થ , સુબોધિનીજી : આરંભમાં સારી રીતે સાફ કરેલું, ધૂળ કાઢીને સ્વચ્છ કરેલું અને ચંદન વિગેરેથી સિંચન કરેલું હતું.

રાજમાર્ગો, બજારની શેરીઓ, ચારે બાજુ રસ્તા હોય તેવા સ્થાનોમાં સિંચન કરેલું શહેર હતું.

જાત જાતની ધજાઓથી પણ સારી રીતે શણગારેલું હતું. સ્ત્રીઓ અને પુરૂષો અને ઘરોથી ભરપુર હતું. માલાઓ, સુંગધિ પદાર્થો , સુંગધિ અને આભરણોવાળા એટલે જેઓની ઉપર માલાઓ, સુંગધિ પદાર્થો અને પુષ્પોનાં જ આભરણો હતાં. 'સ્વચ્છ વસ્ત્રો અને ભૂષણો જેના પર છે' એ વિશેષણથી જેઓ ઘણા અમંગલરૂપ હતા તેઓ પણ શણગારેલા હતા એમ કહેલું છે. 'સમુદ્ધિવાળા ઘરોથી' શબ્દથી ઘરમાં સઘળી સમૃદ્ધિ જણાવેલી છે. 'અગરુનો ધૂપ' કરેલા વિશેષણથી વિવાહના પ્રસંગનો ઉત્સવ જણાવે છે.(૮-૯)

એવી રીતે લૌકિક સમૃદ્ધિનું વર્ણન કરી વૈદિક સમૃદ્ધિ કહે છે.




**पितृन्देवान्समभ्यर्च्य विप्रांश्च विधिवन्नृप :**
**भोजयित्वा यथान्यायं वाचयामास मङ्गलम् ॥१०॥**

पितरो देवाश्च नान्दीमुखदेवताः, सम्यक् पूजिताः, अन्यथा प्रथमत एव कन्याहरणे विवाहो विगुणः स्यात्, अतः कर्तव्यं कृतमिति वक्तव्यम् । विप्रांश्च सम्यगभ्यर्च्य पुण्याहवाचने। विधिवदिति । तेभ्यो वस्त्रालङ्करणशदिदानेन

। नृप इति सामर्थ्यम् । तेषां सन्तोषः भोजनप्रधान इति भोजयित्वा यथान्यायमित्युक्तम् । नान्दीमुखे विधानपूर्वकं भोजयित्वा सुमङ्गलं पुण्याहवाजनम् ॥१०॥

यदर्थं भगवानागतः तां देयत्वेन भूषितां चक्रुरित्याह सुस्नातामिति ।

શ્લોકાર્થ -૧૦ : રાજાએ પિતૃઓ, દેવો અને બ્રાહ્મણોની વિધિ પ્રમાણે સારી રીતે પૂજા કરીને, નિયમ મુજબ બ્રાહ્મણોને જમાડીને મંગલ વંચાવ્યું. (૧૦)

ભાવાર્થ, સુબોધિનીજી : રાજાએ પિતૃઓ અને દેવોની તથા શુભ કાર્ય કરતાં આરંભમાં દેવતાઓની સારી રીતે પૂજા કરી. તેમ ન કરે તો દેવતાની પૂજા પહેલાં જ કન્યાનું હરણ થાય અને વિવાહ નમાલો થાય. તેથી કરવા યોગ્ય કાર્ય કર્યું. આ પવિત્ર દિવસ છે એમ વંચાવતાં વિધિ પ્રમાણે એટલે વસ્ત્ર, અલંકાર વિગેરેનું દાન કરીને બ્રાહ્મણોની સારી રીતે પૂજા કરી. 'રાજાએ' શબ્દથી તેનું સામર્થ્ય જણાવેલ છે. બ્રાહ્મણોને સંતોષ થવામાં ભોજન મુખ્ય હોવાથી, નિયમ પ્રમાણે ભોજન કરાવીને એમ કહેલું છે. દેવતાઓની પૂજા કરાવવાના સમયે નિયમ પ્રમાણે બ્રાહ્મણોને ભોજન કરાવીને ઉત્તમ મંગલ એટલે પુણ્યાહ વંચાવ્યું. (૧૦)

જેને માટે ભગવાન પધારેલા તે રૂકિમણીને શણગારી એમ નીચેના શ્લોકથી કહે છે.

**सुस्नातां सुदतीं कन्यां कृतकौतुकमङ्गलाम् ।**
**अहतांशुकयुग्मेन भूषितां भूषणोत्तमम् ॥११॥**

मङ्गलस्नानं कारितवन्तः, ततो दन्तसंस्कारमपि । शुभ्रदन्ता न द्रष्टव्येति केषाश्चिद्देशाचारः । कन्यामित्यदत्ताम् । प्रायेण सूचित एव शिशुपालः । वाङ्निश्चयोऽप्यग्र एव भविष्यति । दाक्षिणात्यास्त इति विवाहपूर्वक्षण एव कन्यावरणम् । कृतं कौतुकरूपं मङ्गलं यस्याम् । हरिद्रया कपोलयोः रेखादिनिर्माणम् । तद्विवाह एव भवति, नान्यदा । वस्त्रमपि तादृशमेव परिधापितवन्त इत्याह अहतांशुकयुग्मेन भूषितामिति । अहतं तन्तूत्तारितं

अच्छिन्नम् । नूतनमिति केचित् । तेषां मते पाषाणे प्रहारः न हतत्वं सम्पादयतीति । अनुपभुक्तमित्यन्ये । अंशुकं पट्टवस्त्रम् । एकं परिधापितम्, अपरं प्रावृतमिति । भूषणैरपि भूषिताम् । सत्कृत्यालङ्कृतां कन्यां यो ददाति स कूकुद इति कूकुदत्वार्थमलङ्करणमुक्तम् । कू द्यावापृथिव्यौ । कु कुत्सिते यस्याः । रोदसीदानापेक्षयापि तादृक् कन्यादानं विशिष्टमिति द्योतितम् ॥११॥

तस्यां विवाहदेवतासान्निध्यमाह चक्रुरिति ।

<u>શ્લોકાર્થ -૧૧ :</u> *કન્યાને સારી રીતે નવરાવેલી, દાંત રંગેલી, લગ્ન પસંગનું મંગલ કરેલી, નવા બે વસ્ત્રોથી અને ઉત્તમ આભરણોથી શણગારેલી કરી. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કન્યાને મંગલસ્નાન કરાવ્યું. દાંતોને રંગ પણ કરાવ્યો. કારણ કે 'શ્વેત દાંતવાળી જોવી નહિ' એવો કેટલાક દેશનો રિવાજ છે. 'કન્યા' શબ્દથી તેને આપેલી ન હતી. ઘણું કરીને શિશુપાલને વર તરીકે સૂચવેલો છે. કોને આપવી છે તેનો વાણી સંબંધી પણ નિર્ણય ભવિષ્યમાં થવાનો હતો. તે કન્યાને હળદળથી બે ગાલ પર લીટીંઓ વિગેરે કરેલાં હતાં. તે વિવાહ સમયે જ થાય છે. બીજા પ્રસંગે થતું નથી. 'તાજાં જ બે રેશમી વસ્ત્રોથી શણગારેલી' એ વિશેષણથી તેને વસ્ત્ર પણ તેવાંજ પહેરેલાં હતાં. કાપ્યા વગરનું નવું જ, શાળ ઉપરથી ઉતારેલું 'अहतं' શબ્દથી જણાવ્યું છે. 'બીજાએ પહેરેલા વિનાનું' એવો અર્થ કરે છે.

રેશમી વસ્ત્ર એક પહેરાવેલું અને બીજુ ઓઢાળેલું એવા બે વસ્ત્રો અને આભૂષણોથી શણગારેલી, સત્કારપૂર્વક શણગારેલી કન્યાનું જે દાન કરે છે તે 'कूकुद' કહેવાય છે. સ્વર્ગ અને પૃથ્વી હલકાં છે જેનાથી તેવી કન્યા શણગારેલી તેથી તેવી કન્યાનું દાન સ્વર્ગ અને પૃથ્વીના દાન કરતાં ઉત્તમ છે. (૧૧)

નીચેના શ્લોકમાં વિવાહના દેવતાનું નિકટપણું કહે છે.




**चक्रुः सामर्ग्यजुर्मन्त्रैर्वध्वा रक्षां द्विजोत्तमाः ।**
**पुरोहितोऽथर्वविद्वै जुहाव ग्रहशान्तये ॥१२॥**

वेदत्रयमन्त्रैः रक्षासूत्रं बद्धवा द्विजोत्तमा मन्त्रद्रष्टारः ऋषयः भगवदर्थमेव । यथा कोऽपि न स्पृशति दृष्टादृष्टप्रकारेण, तथा रक्षां चक्रुः । देवा हि द्विविधाः, केचन हुतादः, अन्ये अहुतादः, तत्र वाचनादिना ये अहुतादः, ते प्रीणिताः, होमेनान्येषां प्रीतिमाह पुरोहितोऽथर्वविदिति । होमे पुरोहितो मुख्यः । स हि हितमेव विचारयति । अथर्वणवेदे नक्षत्रकल्पः शान्तिकल्पश्चोक्तः । अतोऽथर्ववित् शान्तिं जानाति । ये कन्यायाः भगवन्तं त्याजयित्वा नीचसम्बन्धं कारयितुमुद्युक्ताः, तेषां ग्रहाणां शान्त्यर्थं जुहाव । अन्यथा ग्रहैर्वा प्रतिबन्धो भवेत् । भगवांश्च नालौकिकं प्रकटीकरोति ॥१२॥

दानेन सर्वदोषनिवृत्तिरिति दानान्यपि कृतवानित्याह हिरण्येति ।

<u>શ્લોકાર્થ - ૧૨ :</u> *ઉત્તમ બ્રાહ્મણોએ સામ, ઋક્ અને યજુર્વેદના મંત્રોથી પરણનાર કન્યાની રક્ષા કરી. અથર્વ વેદ જાણનાર પુરોહિતે ગ્રહોની શાંતિ માટે હોમ કર્યા. (૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> *ત્રણ વેદોના મંત્રોથી રક્ષાસૂત્ર બાંધીને, મંત્ર જોનારા ઋષિઓએ કોઈ પણ કન્યાનો સ્પર્શ ન કરે તેવી રીતે ભગવાનને માટે જ કન્યાની રક્ષા કરી.*

દેવો બે પ્રકારના છે. કેટલાક હોમેલું ભક્ષણ કરનારા છે જ્યારે બીજા હોમેલું ભક્ષણ કરતા નથી. તેથી હોમેલું ભક્ષણ કરતા નથી તેમને મંગલનું વાંચન કરી પ્રસન્ન કર્યા. હોમ કરવામાં પુરોહિત મુખ્ય છે. કારણ કે તે હિતનો જ વિચાર કરે છે. અથર્વ વેદમાં શાંતિકલ્પ અને નક્ષત્રકલ્પ કહેલા છે. ભગવાનનો ત્યાગ કરાવીને જે ગ્રહો કન્યાને બીજા સાથે સંબંધ કરાવવા પ્રયત્ન કરતા હતા તે ગ્રહોની શાંતિ માટે હોમ કર્યો.

તેમ કરવામાં ન આવે તો ગ્રહોથી વિઘ્ન થાય. ભગવાન કાંઈ અલૌકિક પ્રગટ કરવાના નથી. (૧૨)

દાનથી સર્વ દોષ મટી જાય છે. તેથી રાજાએ દાન પણ આપ્યાં તે નીચેના શ્લોકથી કહે છે.

**हिरण्यरूप्यवासांसि तिलांश्च गुडमिश्रितान् ।**
**प्रादाद्धेनूश्च विप्रेभ्यो राजा विधिविदांवरः ॥१३॥**

हिरण्यं सुवर्णं तत्सार्वकामिकमग्निदैवत्यम् । रूप्यं सोमदैवत्यम् । वासश्च सर्वदैवतमिति । गन्धर्वदैवतं वा । तेन त्रयो भागिनः कन्याया व्यावर्तिताः। तिलमोदकदानं तु सर्वदोषहरमिति गुडमिश्रितान् तिलांश्च ददौ । चकारात्केवलानपि । कन्यायाः सर्वसमृद्ध्यर्थं धेनूश्च प्रादात् विप्रेभ्यश्च । त एव हि विशेषेण पूरकाः । राजा समृद्धः । विधानेन दत्तं फलपर्यवसायि भवतीति तदर्थमाह । विधिविदां मध्ये श्रेष्ठ इति ॥१३॥

एवं पुरं कन्यां च निर्दुष्टतया निरूप्य मध्ये निराकार्याणां वृत्तान्तमाह पङ्क्तिः ।

<u>શ્લોકાર્થ -૧૩ :</u> *વિધિ જાણનારાઓમાં ઉત્તમ રાજાએ સોનું, રૂપું, વસ્ત્રો અને ગોળ ભેરવેલા તલ અને ગાયો બ્રાહ્મણોને આપ્યા. (૧૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સોનું સર્વ ઈચ્છાઓ પુરી કરનારૂં અને અગ્નિ દેવતાવાળું છે. રૂપું સોમ દેવતાવાળું છે અને વસ્ત્ર સર્વ દેવતાવાળાં અથવા ગન્ધર્વ દેવતાવાળા છે. તે દાનથી ત્રાણ ભાગ કરનારાઓને દૂર કરેલા છે. વળી તલના લાડુઓનું દાન બધા દોષોને મટાડનારૂં હોવાથી ગોળ ભેળવેલા તલ આપ્યા. 'ચ' અને શબ્દથી તલ એકલા પણ આપ્યા. વળી કન્યાને સર્વ સમૃદ્ધિ પ્રાપ્ત થાય તે માટે ગાયો આપી. આ બધું બ્રાહ્મણોને આપ્યું છે. રાજા હોવાથી ધનવાન હતો અને તેથી 'વિધિ પ્રમાણે આપેલું ફલરૂપ થાય છે. તેથી વિધિ જાણનારાઓમાં ઉત્તમ' એમ કહેલું છે. (૧૩)

એ પ્રમાણે શહેર અને કન્યાને દોષ વિનાના જણાવીને, વચમાં જેઓને કાઢી મૂકવાના છે તેઓને ભગવાનના ગુણોથી જ કાઢી મૂકવાના છે તેઓનો વૃત્તાંત નીચેના શ્લોકથી કહે છે.




**एवं चेदिपतिी राजा दमघोषः सुताय वै ।**
**कायामास मन्त्रज्ञैः सर्वमभ्युदयोचितम् ॥१४॥**

भगवद्धर्मैरेव तेषां निराकरणार्थम् । प्रथमं विवाहः संस्कार इति पित्रैव तस्य

संस्काराः कियन्त इति निरूपयति । यथा रुक्मिण्याः तत्पित्रा कृतम् । एवं चेदिपतिरपि दमघोषः सुताय शिशुपालाय विवाहो भविष्यतीति वै निश्चयेन कार्यामास । तस्मापि सामार्थ्य राजेति । दमघोष इति दमस्य शान्ते : घोष एव, नतु तस्य दमः । न हि अदान्तेन कृतं सफलं भवति । अक्षरव्यत्यासो वा, मदघोष इत्यर्थः सिंहवत् । अत उन्मादात् भगवन्तमविचार्य तथा कृतवान् । अभ्युदये उचितमेव, नत्वभ्युदयम् ॥१४॥

एतादृशस्य उन्मत्तसेनायुक्तस्य पुरं गमनमहा मदच्युद्भिरिति ।

<u>શ્લોકાર્થ -૧૪ :</u> *એવી રીતે ચેદિપતિ રાજા દમઘોષ પુત્રને માટે મંત્ર જાણનારા પાસે ઉદયને યોગ્ય સર્વ કાર્ય કરાવતો જ હતો. (૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આરંભમાં વિવાહ સંસ્કાર હોવાથી, પિતા જ તે બધા સંસ્કાર કરતો હતો. રૂક્મિણીના સંસ્કાર પણ તેના જ પિતાએ 'શિશુપાલ સાથે તેનો વિવાહ થશે જ' એવા નિશ્ચયથી ઉદયને યોગ્ય કાર્ય કરાવ્યાં. રાજા શબ્દથી તેનું પણ સામર્થ્ય જણાવેલું છે.

**मदच्युद्भिर्गजानीकैः स्यन्दनैर्हेममालिभिः ।**
**पत्त्यश्वसंकुलैः सैन्यैः परीतः कुण्डिनं ययौ ॥१५॥**

षष्टिहायनैः मत्तगजैः सह । गजानामनीकरूपत्वार्थं तथोक्त् । सुवर्णमालायुक्तानि च स्यन्दनानि । भटाः एवं चतुरङ्गसेनायुक्तः युद्धार्थमेव कुण्डिनपुरं ययौ, न तु विवाहार्थम्, अन्यथा विवाहसमाग्रीमपि नयेत् ॥१५॥

तस्याग्रे निराकणार्थमादौ सन्मानमाह तं वै विदर्भाधिपतिरिति ।

<u>શ્લોકાર્થ -૧૫ :</u> મદ ઝરતા હાથીઓની સેનાઓ, સુવર્ણની માળાવાળા રથો, પાયદળ અને ઘોડેસવારથી ભરપુર સૈન્યોથી વીંટાયેલો તે કુંડિનપુર ગયો. (૧૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સાઠ વર્ષના મદઝરતા હાથીઓ સેનારૂપ હતા. એમ જણાવવા તે પ્રમાણે કહેલું છે. સુર્વણની માલાઓવાળા રથો હતા.

પાયદળ અને ઘોડેસવારો હતા. તે પ્રમાણે ચાર અંગવાળી સેના સહિત યુદ્ધ કરવા માટે જ કુંડિનપુર ગયો, પણ વિવાહ માટે ગયો ન હતો. વિવાહની સામગ્રી લાવ્યો ન હતો. (૧૫)

ભવિષ્યમાં તેને ભગાડી મૂકવા માટે નીચેના શ્લોકથી કહે છે.



**तं वै विदर्भाधिपतिः समभ्येत्याभिपूज्य च ।**

**निवेशयामास मुदा कल्पिते वाधिवेशने ॥१६॥**

विदर्भदेशस्याधिपतिः विशेषानभिज्ञः, तं निश्चयेन, समभ्येत्याग्रे गत्वा अभिपूज्य, गृहागताय यथा पूजा विधेया । चकारात् विशेषाभावं च कृत्वा, मुदा हर्षेण कल्पिते अधिवेशने, न तु सहजे उत्कृष्टे । आ ईषत्कल्पिते वा अकल्पिते वा वाटिकादौ स्थापितवान् ॥१६॥

तत्रैव सर्वे दुरात्मान एकीभूता इत्याह तत्र शाल्व इति ।

श्लोकार्थ - १६ : વિદર્ભના અધિપતિએ પહેલાં જઈ પૂજા કરીને આનંદથી બનાવેલ ઉતારામાં મુકામ કરાવ્યો. (૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી : વિદર્ભ દેશના અધિપતિએ તેની પહેલાં જઈ, જેમ ઘેર આવનારની પૂજા કરવી જોઈએ તેમ પૂજા કરીને 'ચ' અને શબ્દથી વધારે કાંઈ નહિ કરીને, આનંદથી બનાવેલા ઉતારામાં મુકામ કરાવ્યો. થોડા બનાવેલી અથવા નહિ બનાવેલી એવી વાડીમાં તેનો મુકામ કરાવ્યો. (૧૬)

ત્યાં જ બધા દુષ્ટો ભેગા થયા તે નીચેના શ્લોકથી કહે છે.

**तत्र शाल्वो जरासन्धो दन्तवक्रो विदूरथः ।**

**आजग्मुश्चैद्यपक्षीयाः पौण्ड्रकाद्याः सहस्रशः ॥१७॥**

**कृष्णरामद्विषो यत्ताः कन्यां चैद्याय साधितुम् ।**

**यद्यागत्य हरेत्कृष्णो रामाधअर्यदुभिर्वृतः ॥१८॥**

**योत्स्यामः संहतास्तेन इतिनिश्चितमानसाः ।**

**आजग्मुर्भूभुजः सर्वे समग्रबलवाहनाः ॥१९॥**

विदूरथः दन्तवक्रभ्राता। चत्वारो मुख्या गणिताः। अन्येऽपि चैद्यपक्षीयाः आययुः। पौण्ड्रकाद्याश्च मिथ्यावासुदेवादयोऽपि तत्रैव निविष्टाः। तेषामेकत्र स्थितौ एकं धर्ममाह कृष्णरामद्विष इति। नहि तेषामागमने किञ्चिदन्यकृत्यमस्ति। एकाकिनो वयमसमर्थाः, केनचिन्मिषेण भगवान् जेतव्य इति, चैद्ये स्वोपकारं च ख्यापयितुमरिमित्रन्यायेन समागता इत्याह। यत्ताः सन्तः कन्यां चैद्याय सायितुं समागताः। नन्वाहूय कन्या दीयते, कः सन्देह इति चेत्, तत्राह यद्यागत्येति। तेषां हृदये भगवान् तथैव ज्ञापितवान्। कृष्णो हि स्त्रीणां हितकर्तेति। रामाद्यैर्यदुभिः सहागतः यदि हरेत्, तदा योत्स्याम एव, नत्वन्यत् सामर्थ्यमस्तीति भावः। इत्येवं निश्चितं मानसं येषाम्। अत एव सर्वे समर्थबलवाहनाः सन्तः आजग्मुः। भूभुज इति तेषां सा सम्पत्तिः सहजा ॥१७॥१८॥१९॥

एषा वार्ता सर्वजनीना जातेति ज्ञापयितुं बलभद्रादयो भगवता अनुक्ता अपि समागता इत्याह श्रुत्वैतदिति द्वाभ्याम्।

<u>શ્લોકાર્થ -૧૭-૧૮-૧૯ :</u> ત્યાં શાલ્વ, જરાસંધ, દંતવક્ત્ર, વિદૂરથ, પૌંડ્રક વિગેરે હજારો શિશુપાલના પક્ષવાળાઓ, શ્રીકૃષ્ણ અને બલભદ્રના શત્રુઓ શિશુપાલને કન્યા અપાવવા આવ્યા. જો બલભદ્ર વિગેરે યાદવોથી વિંટાયેલા શ્રીકૃષ્ણ આવીને કન્યાનું હરણ કરે તો આપણે એકઠા થઈ યુદ્ધ કરીશું એવો મનમાં નિશ્ચય કરેલા રાજાઓ પોતાના સૈન્ય અને વાહનો સાથે આવ્યા. (૧૭-૧૮-૧૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વિદૂરથ દંતવક્ત્રનો ભાઈ હતો. ચાર મુખ્ય તેના પક્ષવાળાને કહેલા છે. બીજા પણ શિશુપાલના પક્ષવાળા આવ્યા અને પૌંડ્રક એટલે મિથ્યાવાસુદેવે પણ ત્યાં જ મુકામ કર્યો. તેઓ એક જ સ્થળે રહ્યા. 'શ્રીકૃષ્ણ અને બલરામના શત્રુઓ' શબ્દથી તેમનો મુખ્ય ગુણ કહેલો છે. તેઓએ આવીને બીજુ કાંઈ જ કરવાનું ન હતું. આપણે એકલા યુદ્ધ કરવા શક્તિમાન નથી. બધાએ ભેગા થઈને ભગવાનને જીતવા જોઈએ. તેથી શિશુપાલ ઉપર ઉપકાર કરવા માટે 'અરિમિત્ર' ન્યાય પ્રમાણે આવ્યા. 'શિશુપાલને કન્યા પ્રાપ્ત કરાવવા

પ્રયાસ કરનારા તેઓ આવ્યા' એમ કહેલું છે.

વરને બોલાવીને કન્યા આપવાની છે.તે શિશુપાલને આપશે તેમાં શું સંદેહ છે? એવી શંકા થાય તેથી 'જો શ્રીકૃષ્ણ આવીને હરી જાય' તે કહેલું છે કારણ કે શ્રીકૃષ્ણ સ્ત્રીઓનું હિત કરનારા છે. જો તે હરણ કરશે તો આપણે યુદ્ધ કરીશું પણ બીજુ સામર્થ્ય નથી એવો ભાવ છે. તેથી બધા સૈન્ય અને વાહનો લઈને આવ્યા. રાજાઓ શબ્દથી જણાવ્યું છે કે તેઓને તે સંપત્તિ કુદરતી પ્રાપ્ત થયેલી હતી. (૧૭-૧૮-૧૯)

આ વાત પ્રસિદ્ધ થઈ તે જણાવવા બલભદ્ર વગેરે ભગવાને કહેલું ન હોવા છતાં આવ્યા તે નીચેના શ્લોકથી કહે છે.




**श्रुत्वैतद्भगवान् रामो विपक्षीयबलोद्यमम् ।**
**कृष्णं चैकं गतं हर्तुं कन्यां कलहशङ्कितः ॥२०॥**
**बलेन महता सार्धं भ्रातृस्नेहपरिप्लुतः ।**
**त्वरितः कुण्डिनं प्रागाद्गजाश्वरथपत्तिभिः ॥२१॥**

श्रुतस्य सत्यवाय भगवानिति । राम इति साधनरूपः । विपक्षीयाः विपक्षस्य शिशुपालस्य सम्बन्धिनः । तेषां बलस्योद्यमं श्रुत्वा । एक एव च भगवान् कन्यां हर्तुं गत इति कलहे शङ्कां प्राप्तः । कलहो भविष्यतीति निश्चित्य महता बलेन सार्धं त्वरितः कुण्डिनं ययौ । ननु भगवति कः सन्देहो भवेत् , किमिति गत इत्याशङ्क्याह भ्रातृस्नेहेन परिप्लुत इति । लौकिकदृष्ट्या स्नेहेन च गत इत्यर्थः ॥२०॥२१॥

एवं सर्वसंविधानमुक्त्वा अत्यन्ताकाङ्क्षायामेव भगवान् समायातीति रुक्मिण्याः आकाङ्क्षां निरूपयति भीष्मकन्येति सप्तभिः सार्धैः ।

*<u>શ્લોકાર્થ -૨૦-૨૧ :</u> સામાપક્ષવાળાઓના સૈન્યનો આ પ્રયાસ સાંભળીને અને શ્રીકૃષ્ણ એકલા કન્યાનું હરણ કરવા ગયા છે. એ સાંભળીને કજીઓ થશે એમ નિશ્ચય કરીને ભાઈના સ્નેહથી તરબોળ થએલા ભગવાન રામ હાથી, ઘોડેસ્વાર, રથ અને પાયદળવાળા મોટા સૈન્ય સાથે ઉતાવળથી કુંડિનપુર*

ગયા. (૨૦-૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી : સાંભળેલું સત્ય હતું. એ ભગવાન શબ્દથી જણાવેલું છે. રામ એટલે સાધનરૂપ. વળી ભગવાન એકલાજ કન્યાનું હરણ કરવા ગયા હતા. તેથી કજીઓ થશે એવી શંકા થઈ. તેથી મોટા સૈન્ય સાથે તે ઉતાવળથી કુંડિનપુર આવ્યા.

ભગવાન યુદ્ધમાં જીતશે તે વિષે શું શંકા હોય? શા માટે રામ કુંડિનપુર ગયા? એવી શંકા થાય તેથી ભાઈના સ્નેહથી તરબોળ થએલા એ વિશેષણથી જણાવ્યું છે. લૌકિક દૃષ્ટિ પ્રમાણે અને સ્નેહને લીધે ગયા એવો અર્થ છે. (૨૦-૨૧)

એ પ્રમાણે બધી ગોઠવણનું વર્ણન કરીને, ધણી ઈચ્છા થાય ત્યારે જ ભગવાન પધારતા હોવાથી નીચેના સાડાસાત શ્લોકથી રૂકિમણીની ઈચ્છાનું નિરૂપણ કરે છે.

**भीष्मकन्या वरारोहा काङ्क्षन्त्यागमनं हरेः ।**
**प्रत्यापत्तिमपश्यन्ती द्विजस्याचिन्तयत्तदा ॥२२॥**

भीष्मकन्येति न स्वातन्त्र्येण स्थातुं शक्नोति । स हि पिता भयानकः, कन्या चास्वतन्त्रा, कन्यात्वादेव लोकाविगानम् । वरारोहेति भोगयोग्यावस्था निरूपिता । तेन दानसमनन्तरमेव सर्वनाशः सूचितः । अतोऽतिदुःखिता उपायान्तरमलभमाना हरेरेव सर्वदुःखहर्तुः आगमनं काङ्क्षन्ती जाता । ततः स्वस्य प्रत्यापत्तिमपश्यन्ती तदा द्विजस्य, द्विजमचिन्तयत् । द्विजस्य वा प्रत्यापत्तिम् । प्रत्यापत्तिर्नाम स्थानात्प्रच्युतस्य पुनः स्वस्थानागमनम् । स्वयमपि भगवतः सकशात् प्रच्युता, पुनर्भगवत्प्राप्तिमलभमाना, प्रापकं द्विजमेवाचिन्तयत् ॥२२॥

तस्याश्चिन्तामाह अहो इति सार्धैस्त्रिभिः गुणेभ्योऽप्यधिकेति ख्यापयितुम् ।

શ્લોકાર્થ -૨૨ : હરિના પધારવાની રાહ જોતી, સુંદર નિતંબવાળી ભીષ્મકની કન્યા, બ્રાહ્મણની પ્રત્યાપત્તિ નહિ જોતાં તે નીચે પ્રમાણે વિચાર

કરવા લાગી. (૨૨)

ભાવાર્થ, સુબોધિનીજીઃ રૂકિમણી ભીષ્મકની કન્યા હોવાથી સ્વતંત્રપણાથી રહી શકતી ન હતી, કારણ કે તેનો પિતા ભયાનક હતો અને કન્યા સ્વતંત્ર હોતી નથી. કન્યા હોવાથી લોકમાં નિંદા થતી ન હતી. 'સુંદર નિતંબવાળી' વિશેષણથી ભોગ કરવા યોગ્ય અવસ્થા જણાવેલી છે. તેથી કન્યાનું શિશુપાલને દાન થયા પછી તરત જ સર્વનાશ થવાનું સૂચવેલ છે. તેથી ઘણી દુઃખી થયેલી. બીજો ઉપાય નહિ મળતાં હરિ એટલે સર્વ દુઃખ હરનાર જ પધારવાની રાહ જોતી હતી. પછી પોતાની પ્રત્યાપત્તિ એટલે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલાને પાછી પોતાના સ્થાનની પ્રાપ્તિ થાય તે રૂકિમણી પણ પોતે ભગવાન પાસેથી વિખૂટી પડેલી હતી અને ફરી ભગવાનની પ્રાપ્તિ નહિ થતાં ભગવાનની પ્રાપ્તિ કરાવનાર બ્રાહ્મણનો જ વિચાર કરતી હતી. (૨૨)

તે ગુણોથી પણ અધિક હતી એ જણાવવા નીચેના શ્લોકથી આરંભી સાડાત્રણ શ્લોકથી તેની ચિંતાનું નિરૂપણ કરે છે.




**अहो त्रियामान्तरित उद्वाहो मेऽल्पराधसः ।**
**नागच्छत्यरविन्दाक्षो नाहं वेद्मयत्र कारणम् ।**
**सोऽपि नावर्ततेऽद्यापि मत्सन्देशहरो द्विजः ॥२३॥**
**अपि मय्यनवद्यात्मा दृष्ट्वा किञ्चिज्जुगुप्सितम् ।**
**मत्पाणिग्रहणे नूनं नायाति हि कृतोद्यमः ॥२४॥**

त्रियामा रात्रिः, तयैवान्तरित उद्वाहः, एकैव रात्रिर्मध्ये वर्तत इत्यर्थ :। त्रियामात्वेनाल्पकालता सूचिता । अतोऽग्रिमदिवसे महाप्रलय एवेति चिन्ता । अल्पराधस इति अल्पसिद्धियुक्तायाः । भाग्यसिद्धिश्चेत् महती भवेत्, तदा शीघ्रमेवेष्टसिद्धिः । सन्देहादल्पवचनम् । चिन्तायां द्वितीयां कोटिमाह नागच्छत्यरविन्दाक्ष इति । दृष्ट्यैव तापनाशकः । अत्र कारणमहं न वेद्मि । नन्वागमनसमयो न जातः, किमिति चिन्त्यत इति चेत्, तत्राह सोऽपि नार्वतत इति । आगच्छतीति ज्ञाते चिन्ता न भवेत् । आगमनकालश्च सन्निहितः ।

तत एकतरनिश्चये अस्वास्थ्यं वा उत्पाद्यं भवति । येन श्वो विवाहो न भवेत् । अपिशब्दादन्यो वा भगवता प्रेषितः स्यात्तेनापि वा । अद्यापीति सन्निहितः समयः । ननु ब्राह्मणाः क्वचित्तपः करिष्यन्ति, को नियमस्तेषामागमन इति चेत्, तत्राह मत्सन्देशहर इति । सन्देशं यो नयति, तत्रापि द्विजः सत्यवादी । द्वितीयं जन्म सत्यार्थमेवेति । तत्र स्वयमेव हेतुं कल्पयति । अपीति सम्भावनायाम् । भगवाननवद्यात्मा किञ्चिद्भ्रातृपक्षपातलक्षणं जुगुप्सितं दृष्ट्वा, तत्कारणभूतं पूर्वजन्मस्थितं वा मत्पाणिग्रहणे प्रथमत उद्यमं कृत्वापि, ब्राह्मरमपि स्थापयित्वा सङ्गे नेष्यामीति प्रश्नान्नागतः । ततो ब्राह्मणोऽपि शीघ्रमागन्तुमसमर्थः नागत इति तदाह । मत्पाणिग्रहणे कृतोद्यमोऽपि नूनं नायाति ॥२३॥२४॥

ननु सदुष्टा अपि केचन परिगृह्यन्ते, न हि सर्वथा निर्दुष्टा भवन्ति । तथा सति कस्यापि परिग्रहो न स्यात्, इति चेत् । सत्यम् । तत्र अदृष्टादिकं प्रेरकं सम्पद्यते । मम तु तस्याप्यभाव इत्याह दुर्भगाया इति ।

*<u>શ્લોકાર્થ - ૨૩ :</u> અહો ! અલ્પ ભાગ્યવાળાનો મારો વિવાહ રાત પછી જ થવાનો છે. કમળનયન પધારતા નથી. આનું કારણ હું જાણતી નથી. હજુ સુધી પણ મારો સંદેશ લઈ આવનાર તે બ્રાહ્મણ પણ પાછો આવ્યો નથી. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> (ત્રિયામા) એટલે રાત પછી જ વિવાહ થવાનો છે. એક જ રાત વચ્ચે છે. ત્રિયામા કહી થોડો સમય બાકી છે એમ સૂચવ્યું છે. એટલે આવતા દિવસે મોટો પ્રલય થવાનો છે એવી ચિંતા છે. અલ્પ ભાગ્યવાળી એટલે થોડું ભાગ્ય પ્રાપ્ત કરાયેલી. જો ઘણું ભાગ્ય પ્રાપ્ત થયું હોત તો ઈચ્છેલું કામ તરત પાર પડત એવો સંદેહ હોવાથી 'અલ્પ' શબ્દ કહેલો છે. 'કમળનયન પધારતા નથી' શબ્દોથી ચિંતાનો ભારે વિષય કહેલો છે. કમલનયન એટલે દૃષ્ટિથી જ દુઃખનો નાશ કરનાર, તે પધારતા નથી. આનુ કારણ હું જાણતી નથી. પધારવાનો સમય થયો નથી. તો ચિંતા કેમ કરે છે? એવી શંકા થાય તેથી 'તે બ્રાહ્મણ પણ પાછો આવ્યો નથી' એમ કહેલું છે. જો તે આવ્યો હોત તો ભગવાન પધારે છે એમ જાણતાં ચિંતા ન થાત. 'વળી પધારવાનો સમય નજીક છે છતાં ભગવાન પધારતા નથી' એવો એક પ્રકારનો નિર્ણય થાય તો મારી માંદગી

ઉત્પન્ન કરવી જોઈએ જેથી આવતી કાલે વિવાહ ન થાય.

'अपि' 'પણ' શબ્દથી ભગવાને બીજો માણસ સંદેશો લાવવા મોકલ્યો હોય છતાં તે પણ ઉત્તર લાવ્યો નથી. 'अद्यापि' હજુ 'સુધી' શબ્દથી એમ સમજવું કે સમય નજીક આવ્યો છે. બ્રાહ્મણો ક્યાંક તપ કરતા હશે. તેમના આવવામાં નિયમ કેવો? એવી શંકા થાય તેથી 'મારો સંદેશ લઈ આવનાર' વિશેષણ યોજેલું છે. જે સંદેશો લઈ જાય છે તે ઉત્તર આપવા આવવો જ જોઈએ તેમાં પણ દ્વિજ બ્રાહ્મણ સત્ય બોલનાર બીજો જન્મ પણ સત્ય બોલવા જ ધારણ કરે છે. (૨૩)

નીચેના શ્લોકથી તે વિષયના કારણની પોતે જ કલ્પના કરે છે.

<u>શ્લોકાર્થ -૨૪ :</u> *એમ હશે કે મારો હાથ ગ્રહણ કરવાની તૈયારી કરેલા દોષ રહિત ભગવાન જરૂર મારામાં કાંઈક દૂષણ જાણીને આવતા નથી. (૨૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'अपि' 'એમ હશે' શબ્દ અટકળ દર્શાવે છે. ભગવાન દોષ રહિત છે. 'આરંભમાં મારો હાથ ગ્રહણ કરવાની તૈયારી કરીને પણ બ્રાહ્મણને પણ મારી સાથે લઈ જઈશ' એવા વિચારથી પોતાની પાસે રાખીને, ભાઈ તરફના પક્ષપાતરૂપ, પહેલાના જન્મમાં થયેલુ મારૂં કાંઈક દૂષણ જોઈ પછી આવ્યા નહિ, તેથી બ્રાહ્મણ પણ આવ્યો નહિ એવું થયું હશે. 'એમ મારો હાથ ગ્રહણ કરવાની તૈયારી કરેલા હોવા છતાં જરૂર આવતા નથી' શબ્દોથી કહેલ છે. (૨૪)

કેટલાક દોષવાળી કન્યાઓ પણ પરણવામાં આવે છે કારણ કે તે દોષ વિનાની હોતી નથી. દોષ વિનાની પરણાતી હોય તો ભગવાન કોઈને પણ પરણે નહિ એવી શંકા થાય તો તે સત્ય છે. તે નીચેના શ્લોકથી કહે છે.

**दुर्भगाया न मे धाता नानुकूलो महेश्वरः ।**
**देवी वा विमुखा गौरी रुद्राणी गिरिशा सती ॥२५॥**

पतिस्तु कृष्ण एव । अनागमने यथाकथञ्चित् भ्रान्तापि भूत्वा तत्र गमिष्यामि, यतो ब्रह्मा, पतित्वेन भगवन्तमेव विचारितवान्, परं दुर्भगा

भविष्यामि । अतो दुर्भगात्वसम्पादकभाग्यस्य विद्यमानत्वात् धातापि नानुकूलो जातः । आनुकूल्ये तु इदानीमेव भगवानागच्छेत् । अतो दुर्भगात्वमपि न भवेत् । ननु सौभाग्यं शिवाधीनं पार्वत्यधीनं वा, तत्राह नानुकूलो महेश्वर इति । देवतारूपा दुर्गा वा विमुखा । अनाराधनात् । सा हि गौरी गुरोः पत्नी, गुरुरुपदिशति, तच्छक्तिर्भाग्यं सम्पादयतीति, तमेव सम्बन्धं प्रकटयति रुद्राणीति । रुद्रो हि गुरुः, स्वयमपि गिरिशा । सतीति पातिव्रत्यबलमपि तस्याः सूचितम् ॥२५॥

एवं चिन्तया कियति काले अतीते चिन्ताधिक्ये उत्पत्स्यमाने मध्ये तद्विधातकं शकुनं जातमित्याह एवं चिन्तयतीति ।

<u>શ્લોકાર્થ -૨૫ :</u> *મને દુર્ભાગિનીને બ્રહ્મા અનુકુળ નથી. મહેશ્વર પણ અનુકૂળ નથી અથવા દેવી, ગૌરી, મહાદેવની પત્ની સતી ગિરિશા પણ મારાથી વિમુખ છે. (૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મારા પતિ તો શ્રીકૃષ્ણ જ છે. તે જો નહિ પધારે તો હરકોઈ પ્રકારે ગભરાયેલી તેમની પાસે જઈશ, કારણ કે બ્રહ્માએ મારા પતિ તરીકે ભગવાને જ નક્કી કર્યા છે. પરંતુ દુભાર્ગિની થઈશ. તેથી બ્રહ્મા પણ મને અનુકુળ થતા નથી. તેમ ન હોત તો ભગવાન જરૂર હમણાં જ પધારત. તેથી હું દુર્ભાગિની ન થાત.

સૌભાગ્ય શિવને અધીન છે અથવા પાર્વતીને અધીન છે એવી શંકા થાય તેથી મહેશ્વર અનુકુળ નથી. દેવતારૂપ દુર્ગા પણ મારાથી વિમુખ છે; કારણ કે તેની આરાધના કરેલી નથી. ગૌરી એટલે ગુરૂની પત્ની છે અને ગુરૂ ઉપદેશ કરે છે અને તેમની શક્તિ ભાગ્ય પ્રાપ્ત કરાવે છે. 'રૂદ્રની પત્ની ગિરિશા' શબ્દથી સંબંધ પ્રગટ કરે છે. કારણ કે રૂદ્ર ગુરૂ છે અને ગૌરી પોતે ગિરિશા. 'સતી' એ શબ્દથી તેનું પતિવ્રતાપણાનું બલ સૂચવેલ છે. (૨૫)

એવી રીતે ચિંતામાં કેટલોક સમય વીત્યો, ત્યારે ચિંતાનો નાશ કરનાર શુકન થયા તે નીચેના શ્લોકથી કહે છે.

**एवं चिन्तयती बाला गोविन्दहृतमानसा ।**

**न्यमीलयत कालज्ञा नेत्रे चाश्रुकलाकुले ॥२६॥**

बाला मुग्धा । तत्रापि गोविन्देन हृतमानसा । विह्वला सती, रोदने प्रादुर्भूते कृतमङ्गलायाः तदनुचितमिति अश्रुकलाकुले नेत्रे अमीलयत् । नन्वसेतादृशेर्थे रोदनमुचितं तत्कथं निमीलनमिति चेत्, तत्राह कालज्ञेति । सा ह्ययं शुभकाल इति जानाति, ग्रहानुगुण्यात् । अतो भगवानेवायास्यतीति निश्चत्य तथा कृतवतीत्यर्थ : ॥२६॥

किञ्च। न केवलं कालज्ञानेनैव तूष्णीं स्थिता, किन्त्ववयवस्फुरणेन शकुनमपि प्राप्तवतीत्याह एवं वध्वा इति ।

श्लोकार्थ - २६ : એવી રીતે વિચાર કરતી, ગોવિંદથી હરાયેલા મનવાળી, કાલ જાણનારી બાલાએ આંખના બિંદુથી ભરાયેલાં પોતાના નેત્રો મીચીં દીધાં.(૨૫)

ભાવાર્થ, સુબોધિનીજી : બાલા એટલે મુગ્ધા. તે પણ ગોવિંદથી હરાયેલા મનવાળી હતી. તે વિહ્વલ થતાં રૂદન કરવું માંડયું નહિ હોવાથી આંસુના બિંદુથી ભરાયેલાં નેત્રો તેણે મીચી દીધાં, આવી પરિસ્થિતિમાં રૂદન યોગ્ય છે, તેથી નેત્રો કેમ મીચીં દીધાં? એવી શંકા થાય. તેથી 'કાલ જાણનારી' વિશેષણ યોજેલું છે. 'આ શુભ કાલ છે' એમ તે જાણતી હતી. તેથી ભગવાન પધારશે એવો નિશ્ચય કરીને તેણે તેમ કર્યું. (૨૬)

માત્ર કાલના જ્ઞાનને લીધે જ તે શાંત પડી રહી ન હતી. પણ અવયવોના સ્ફુરણ થવાથી તેને શુકન પણ થયાં.




**एवं वध्वाः प्रतीक्षन्त्या गोविन्दागमनं नृप ।**
**वाम ऊरुर्भुजो नेत्रमस्फुरन्प्रियभाषिणः ॥२७॥**

वधूर्विवाहसमयस्था, सर्वतो रक्षायुक्ता वा । गोविन्दागमनं प्रतीक्षन्त्याः । वाम ऊरुर्भुज इति। वामे ऊरुः भुजः नेत्रं चास्फुरन् । वामे अङ्गे ऊर्वादित्रयस्फुरणं स्त्रीणां शुभसूचकम् । प्रियभाषिण इति त्रयाणां विशेषणम्। शुभसूचका इत्यर्थः । अन्यतरस्यामिति नपुंस(के) कशेषो न भवति । अथवा। प्रियभाषिणः

सम्बन्धीनि एतानीति प्रियं श्रोष्यामीति भावः ॥२७॥

ततस्तदनन्तरमेव ब्राह्मणः समागत इत्याह अथेति ।

<u>શ્લોકાર્થ -૨૭</u> : હે નૃપ ! એ પ્રમાણે પરણનારી રૂક્મિણી ભગવાનના પધારવાની રાહ જોતી હતી ત્યારે પ્રિય સૂચવનારા ડાબા અંગના નેત્ર, ભુજા અને સાથળ ફરક્યાં. (૨૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : સર્વ તરફથી જેનું રક્ષણ થાય છે તે વધૂ ગોવિંદના પધારવાની રાહ જોતી હતી. ત્યારે શરીરના ડાબા ભાગમાં સાથળ, ભુજા અને નેત્ર ફરક્યા. આ ત્રણનું ફરકવું સ્ત્રીઓને શુભ સૂચવનારૂં છે. એ પ્રિય સૂચવનારા એ વિશેષણથી કહેલું છે. તેથી હું પ્રિયનું વૃતાંત સાંભળીશ. તે પછી તરત બ્રાહ્મણ આવ્યો તે નીચેના શ્લોકથી કહે છે.

**अथ कृष्णविनिर्दिष्टः स एव द्विजसत्तमः ।**
**अन्तःपुरचरीं देवीं राजपुत्रीं ददर्श ह ॥२८॥**

तस्य तत्समय एव समागमनं काकतालीयं चेत्, तदा भगवदर्थमेव तस्या आकाङ्क्षा निरुपितेति न स्यात्, अतस्तद्व्यावृत्त्यर्थं भगवानेव तस्मिन्समये 'ये त्यक्तलोकधर्माश्च मदर्थे' इति वाक्यात् प्रेषितवानित्याह कृष्णविनिर्दिष्ट इति । तद्विनिश्चयादुभयविधादपि विशेषेण समागत इति। भिन्नप्रक्रमोऽप्यथशब्दः भगवतैव तथा कृत्त इति ज्ञापनार्थः । द्विजसत्यम इति । अत्यन्तमन्तरङ्गो भगवद्भक्तः । अतस्तेन सर्वतापनिवृत्तिर्युक्तैव । द्विज एव मित्रम्, तत्रापि सन्देशहारी विशिष्टः, तत्रापि तत्र गतो भगवत्सख्यं प्राप्तः सत्तमो भवति। अत एवान्तःपुरचरीमपि राजपुत्रीमपि स्वयमेव ददर्श । भगवन्तिनाद्देवतैव तदावेशनाज्जाता । यथा ब्राह्मणे धर्मत्रयम् , तथा तस्यामपि । आध्यात्मिकादिधर्मत्रयं वक्तुं विशेषणत्रयम् । हेत्याश्चर्ये ॥२८॥

ततो यज्जातं तदाह सा तमिति ।

<u>શ્લોકાર્થ -૨૮</u> : પછી શ્રીકૃષ્ણે મોકલેલો તે ઉત્તમ દ્વિજ બ્રાહ્મણ અન્તઃપુરમાં રહેનારી દેવી રાજપુત્રીને મળ્યો. (૨૮)

ભાવાર્થ, સુબોધિનીજી : જેને મારા માટે લોકધર્મો ત્યજયા છે. (શ્રીમદ્દભાગવત ૧૦-૪૩-૪) વાક્ય પ્રમાણે ભગવાને જ તેને તે સમયે મોકલ્યો એમ 'શ્રીકૃષ્ણે મોકલેલા' વિશેષણથી કહેલું છે. બંને પ્રકારના નિર્ણયને લીધે ખાસ તે આવ્યો એમ કહેલું છે.

'અથ' પછી 'શબ્દ ભગવાને જ તેમ કર્યું' એમ જણાવવા યોજેલો છે. ઉત્તમ દ્વિજનો અર્થ ભગવાનનો ભક્ત ઘણો જ પ્રિય છે, તેથી તેનાથી સર્વ દુઃખો દૂર થાય છે તે યોગ્ય જ છે. દ્વિજ જ મિત્ર છે. તેમાં પણ સંદેશો લઇ આવનારો વધારે સારો મિત્ર છે અને તેમાં પણ તે ભગવાન પાસે ગયેલો અને મિત્રતા પ્રાપ્ત કરેલો ઉત્તમ હોય છે. તેથી જ અન્તઃપુરમાં રહેનારી હોવા છતાં રાજપુત્રીને તે પોતે જ મળ્યો.

ભગવાનના ચિંતનને લીધે ભગવાનના આવેશથી તે દેવી બની . જેવા બ્રાહ્મણોમાં ત્રણ ગુણો હતા તેવા તેનામાં પણ હતા. તે કહેવા ત્રણ વિશેષણો કહેલા છે. 'હ' શબ્દ આશ્ચર્ય માટે છે પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**सा तं प्रहृष्टवदनमव्यग्रात्मगतिं सती ।**
**आलक्ष्य लक्षणाभिज्ञा समपृच्छच्छुचिस्मिता ॥२९॥**




कुत्र मानसचिन्तनम्, कुत्र पदार्थोस्थितिरिति, तादृशं दुर्लभमिव सा तं दृष्ट्वा समपृच्छत् । नन्विङ्गितज्ञानेनैव कथं न निश्चयः, तत्राह प्रहृष्टवदनमिति । ब्राह्मणे धर्मद्वयं दृष्ट्वा विवाहस्वीकारः समागमनं च लक्षितवती । मुखहर्षात्स्वीकारः, शनैरागमनात्कर्तव्यान्तराभावसूचकं समागमनमिति । तस्या अपि लक्षणज्ञाने हेतुद्वयमाह सती लक्षणाभिज्ञेति । पातिव्रत्यधर्मेण शास्त्रानुसारेणापि ज्ञानम् । तर्कितमेतन्न प्रमितमिति प्रमानिरूपणार्थे आलक्ष्यापि समपृच्छत् । शुद्धं स्मितमिति हर्षात् मन्दहासः । स च ब्राह्मणं प्रति शुद्ध एव । अथवा । इष्टपूरणात् लौकिकवत् स्मितं भविष्यतीति तद्व्यावृत्त्यर्थं शुद्धता निरूपिता ॥२९॥

ततो ब्राह्मणस्य वचनद्वयमाह तस्या आवेदयदिति ।

શ્લોકાર્થ-૨૯ : તે લક્ષણ જાણનારી સતીએ તેને હર્ષ પામેલા મુખવાળો અને

*ગભરાટ વિનાની ચાલવાળો જોઈને, શુદ્ધ હાસ્યવાળી થઈ પ્રશ્ન કર્યો? (૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મનથી વિચારવાનું કયાં અને પદાર્થની પ્રાપ્તિ કયાં? તેથી તેને આવેલો જોઈ રૂક્મિણીએ પ્રશ્ન કર્યો?

બ્રાહ્મણના અંગની ચેષ્ટાથી તેને નિશ્ચય કેમ ન કર્યો? એવી શંકા થાય તેથી 'હર્ષ પામેલા મુખવાળો' કહેલ છે.

બ્રાહ્મણમાં બે ગુણો જોઈને. (૧) ભગવાને વિવાહ કરવાનો સ્વીકાર કરેલ છે અને (૨) પધારવાના છે એમ તેણે જાણ્યું. ધીમેધીમે આવવાથી અને મુખ ઉપર હાસ્યથી તે નક્કી થયું. એવું જ્ઞાન 'લક્ષણ જાણનારી' સતી શબ્દોથી કહેલ છે. તેણે પતિવ્રતાપણાના ધર્મને લીધે અને શાસ્ત્રથી પણ જ્ઞાન થયું.

આ જ્ઞાન અનુમાનથી થયેલું હતું જાણેલું ન હતું. તેથી તે માટે પ્રશ્ન કર્યો? 'શુદ્ધ હાસ્યવાળી થઈ' એ શબ્દોથી હર્ષથી કહેલું છે હાસ્યનું શુદ્ધપણું પણ કહેલ છે.

નીચેના શ્લોકમાં બ્રાહ્મણના વચનો કહે છે.

**तस्या आवेदयत्प्राप्तं सरामं यदुनन्दनम् ।**
**उक्तं च सत्यवचनमात्मोपनयनं प्रति ॥३०॥**

प्राप्तं भगवन्तमावेदयत् । अन्यार्थमप्यागमनं सम्भवतीति तन्निवृत्त्यर्थं उक्तं च आवेदयत् । **सराममिति** कलहेऽपि शङ्काभावाय तन्मनोरथपूर्त्यै च । **यदुनन्दन**मिति तथा करणे भक्तकृपालुत्वं हेतुरुक्तः । यो हि पितुराज्ञोल्लङ्घनकर्तारं भक्तत्वाद्यदुमानन्दयति, तेनैव भावेन त्वामप्यानन्दयति । 'स्त्रीषु नर्मविवाहे चे'ति वाक्यात् कदाचिदसत्यमपि वदेत्, तद्व्यावृत्त्यर्थमाह सत्यवचनमिति । चकारात्स्वाभिप्रायनिवेदनमपि यद्भगवता कृतं तदप्युक्तवान्, न केवलमुद्वाहार्थम्, किन्तु उपनयन प्रति समीपे नेष्यामीति यथाभिलपितसिद्धिः । उपगमनपदेऽपि स एवार्थः ॥३०॥

ततः पूर्णमनोरथा तस्मै वरं दत्तवतीत्याह तमागतमिति ।

શ્લોકાર્થ -30 : બલભદ્ર સહીત યદુનંદન પધારેલા હોવાનું અને રૂક્મિણીને પોતાની પાસે લઈ જવાનું તે સત્યવચન કહ્યું.

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન પધારેલા હોવાનું કહ્યું. ભગવાને જે કહ્યું તે કહ્યું. 'બલભદ્ર સાથે' શબ્દથી લડાઈ થાય તો ભય ન રહે અને રૂકિમણીનો મનોરથ પૂર્ણ થાય એમ સૂચવ્યું. 'આમ કરવાનું કારણ ભગવાનનો ભક્ત ઉપર કૃપા કરવાનો ગુણ હતો' એમ 'યદુનંદન' શબ્દથી કહેલું છે. કારણ કે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર યદુને પણ પોતાનો ભક્ત હોવાને કારણે આનંદ કરાવ્યો તેવા જ ભાવથી તને પણ આનંદ કરાવશે.

'સ્ત્રી પાસે, મશ્કરીમાં, વિવાહમાં અસત્ય નિંદાપાત્ર નથી' વાક્ય પ્રમાણે ભગવાને કદાચ અસત્ય કહ્યું હોય પણ તેવું ન હતું એ જણાવવા 'સત્ય વચન' શબ્દ યોજેલ છે. 'च' અને શબ્દથી ભગવાને પોતાનો જે અભિપ્રાય જણાવેલો તે પણ રૂક્મિણીને કહ્યું 'માત્ર વિવાહ માટે જ આવીશ' એમ નહિ પરંતુ મારી પાસે લઈ જવા માટે આવીશ. એટલે જે ઈચ્છેલું તે પ્રાપ્ત થશે. (30)

પછી જેના મનોરથ પુરા થએલા તેવી તેને વર આપ્યો. એમ નીચેના શ્લોકમાં કહે છે.




**तमागतं समाज्ञाय वैदर्भी हृष्टमानसा ।**
**न पश्यन्ती ब्राह्मणाय प्रियमन्यन्ननाम सा ॥३१॥**

भगवति समागते स्वयं भगवदीयैवेति सर्वं भगवते समर्पितमिति वैदर्भीत्वादेव न कर्म ब्राह्मणस्य सफलं करिष्यति । हृष्टमानसेति स्वार्थं न किञ्चित्प्रार्थितवती, येन किञ्चिद्दत्वापि तुष्टो भवेत् । मोक्षदातारमपि यो दत्तवान्, तस्मै किं देयमिति वैभवमपि न देयमित्याह ब्राह्मणायेति । अत एवान्यत्प्रियं नास्तीति सा ननाम । नमोनम इत्येतावत्सदुपशिक्षितमिति । यत्र न कोऽपि प्रतीकारः, तत्र नमस्कार इति। भगवांश्च ब्रह्मण्यदेव इति ब्राह्मणनमस्कारो भगवद्भार्याया युक्त एव । अनेन देयाभावे सर्वत्रैवमेव कर्तव्यमिति साधनं निरूपितम् ॥३१॥

भगवान् नगरमध्ये समागतः ब्राह्मणोऽन्तःपुरे । ततस्समागतयोः विवाहात्पूर्वकर्तव्यं वक्तव्यमिति, पितुरदाने हरणं वा युक्तमिति, प्रसह्य हरणेऽपि मातापित्रोर्दानमावायकमिति, अन्यथा न धर्म्यः स्यादिति पितुर्दानार्थं गोप्यार्थं च दादृशीं कथामाह प्राप्तौ श्रुत्वेति त्रिभिः ।

श्लोकार्थ -૩૧ : તેમને પધારેલા જાણીને મનમાં હર્ષ પામેલી તે વૈદર્ભી બ્રાહ્મણને પ્રિય બીજું કંઇ નહી જોતાં તેને નમી. (૩૧)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન પધારતાં વૈદર્ભી પોતે ભગવાનની જ હોવાથી તેને પોતાનું સર્વ ભગવાનને સમર્પણ કરેલું હોવાથી પોતાની પાસે કાંઇ ન હોવાથી બ્રાહ્મણના કર્મને સફલ કરવાની ન હતી. બ્રાહ્મણ કશાથી રાજી થવાનો નથી એ દર્શાવવા મનમાં હર્ષ પામેલી શબ્દ યોજેલ છે. જેને મોક્ષ આપનાર ભગવાનને લાવી આપ્યા તેનું શું આપવાનું હોય? તેથી તે નમી. 'બ્રાહ્મણને' શબ્દથી તેને વૈભવ આપવા યોગ્ય ન હતો, તેથી નમસ્કાર વિના બીજું તેને પ્રિય ન હોવાથી તે નમી. કારણ કે નમસ્કાર કરવો એ સારા પુરૂષની વિદ્યા છે. જ્યાં કંઇ પણ બદલો વાળી ન શકાય ત્યાં નમસ્કાર કરવા એવી વિદ્યા છે. વળી ભગવાન બ્રાહ્મણ જેમના દેવ છે તેવા છે. તેથી ભગવાનના પત્ની બ્રાહ્મણને નમસ્કાર કરે તે યોગ્ય જ છે. એવું સાધન જણાવ્યું છે. (૩૧)

ભગવાન્ નગરમાં પધાર્યા અને બ્રાહ્મણ અન્તઃપુરમાં આવ્યો પછી ભગવાન અને બલભદ્ર પ્રતિ વિવાહ પહેલાં જે કરવા યોગ્ય હોય તે કહેવું જોઈએ. અથવા પિતા કન્યાનું દાન ન કરે તો તેનું હરણ કરવું યોગ્ય હોવાથી, બલાત્કારથી હરણ કરવામાં આવે તો પણ માબાપ દાન ન કરે તો વિવાહ ધર્મ પ્રમાણે કરેલો ન થાય તેથી દાન જરૂરી હોવાથી નીચેના શ્લોકથી આરંભી ત્રણ શ્લોકથી તે કથા કહે છે.

**प्राप्तौ श्रुत्वा स्वदुहितुरुद्वाहप्रेक्षणोत्सुकौ ।**
**अभ्ययात्तूर्यघोषेण रामकृष्णौ समर्हणैः ॥३२॥**
**मधुपर्कमुपानीय वासांसि विरजानि सः ।**

**उपायनान्यभीष्टानि विधिवत्समपूजयत् ॥३३॥**

स्वदुहितुरुद्वाहप्रेक्षणे सम्बन्धित्वादुत्सुकौ समागताविति लोके भ्रममुत्पाद्य स्वयं दातुमेवागतः । स्वदुहितुः एतौ प्राप्तौ प्रकर्षेणापाप्तो, एकः पतिरपरो भावुक इति । एकस्तूद्वाहोत्सुकः, अपर प्रेक्षणोत्सुक इति । अत एव अनाकारितावप्यागतौ । लोकेऽप्युत्सुकानां नाकारणम् । तथाप्यग्रिमकृत्यं कर्तव्यमिति तूर्यघोषेण समर्हणैः सह आभिमुख्येन गतः । शिशुपाले तु तं वै विदर्भाधिपतिरिति अग्रे गमनम् । ततः आभिमुख्येन सम्मुखमागतस्य यादृशी पूजा, यथाकथञ्चित्स्थापनमिति, तथा अग्रे सर्वेषामेव वक्ष्यति । मध्ये तु भगवतो विशेषाकारेण यथा वराय क्रियते । गमन एव वाद्यसहितः वरपूजार्थं सम्पादितद्रव्यैः सह । ततो मधुपर्कानयनम् । ततो विरजानि वासांसि । विरजानीति शोभार्थं दानव्यतिरेक उक्तः । अन्येभ्यस्तु स्वख्यापनार्थं राजसगुणाद्दीयत इति वस्त्राण्यविरजान्येव भवन्ति । नूतनानि तु प्रक्षालितानि सर्वेभ्य एव दीयन्त इति विशेषणं व्यर्थं स्यात् । अथवा कन्यां दातुं आदौ अखण्डानि शुद्धान्येव वस्त्राणि दत्तवान् । यदप्यग्रे देयम् , तदपि दत्तवानित्याह उपायनानीति । अभीष्टानि वरवध्वोः । विधिवदिति यथाविवाहविधि ॥३३॥

<u>શ્લોકાર્થ -૩૨ :</u> *પોતાની પુત્રીનો વિવાહ જોવાની ઈચ્છાવાળા બલભદ્ર અને શ્રીકૃષ્ણને પધારેલા સાંભળીને ભીષ્મક પૂજાની સામગ્રી અને વાજીંત્રોના અવાજ સાથે સામો ગયો. (૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સંબંધિઓ હોવાથી પોતાની પુત્રીનો વિવાહ જોવાની ઈચ્છા થઈ. બલભદ્ર અને શ્રીકૃષ્ણ પધારેલા છે. એવો લોકોમાં ભ્રમ ઉત્પન્ન કરી ભીષ્મક પોતે કન્યા આપવા જ આવ્યો. તેથી નહિ બોલાવેલા હોવા છતાં તેઓ આવેલા હતા. લોકમાં પણ તીવ્ર ઈચ્છાવાળાને બોલાવવામાં આવતા નથી. છતાં પછી કરવાનું કાર્ય કરવું જોઈએ તેથી વાજીંત્રોના અવાજ અને પુજાની સામગ્રી સાથે તેમની સામે ગયો. શિશુપાલના સંબંધમાં તેને પહેલાં ગયેલો એટલે ઉતારો આપ્યો તે પ્રમાણે બધા માટે કર્યુ. ભગવાન માટે તો ઉત્તમ પ્રકારે જેમ વરની સરભરા થાય તેમ કરે છે. સામો આવ્યો. (૩૨)

શ્લોકાર્થ -૩૩ : તેણે મધુપર્ક, રજ વિનાના વસ્ત્રો, ઇચ્છેલી ભેટો આપીને વિધિ પ્રમાણે પૂજા કરી. (૩૩)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી મધુપર્ક આપ્યું. પછી 'રજ વિનાના વસ્ત્રો' આપ્યાં એમ રજ વિનાના વિશેષણથી કહ્યું છે. બીજાઓને પોતાની પ્રસિદ્ધિ થાય તેટલા માટે રાજસ ગુણને લીધે આપવામાં આવે છે. તેથી વસ્ત્રો રજ વિનાના હોતાં નથી. 'ભેટો' શબ્દથી શુદ્ધ વસ્ત્રો આપ્યાં. ઇચ્છેલી એટલે વરવહુએ ઇચ્છેલી વિધિ પ્રમાણે એટલે જેમાં વિવાહનો વિધિ છે તે પ્રમાણે. એટલે જેમાં વિવાહનો વિધિ છે તે પ્રમાણે.(૩૩)

**ततो निवेशनं श्रीमदुपकल्प्य महामतिः ।**
**ससैन्ययोः सानुगयोरातिथ्यं विदधे यथा ॥३४॥**

ततो निवेशनमपि यथा जामात्रे दीयते तादृशं श्रीमदिति । उप समीप एव कल्पयित्वा । यथा भगवान् निकट एव रुक्मिणीसहितो भवतीति । ननु कथमेवं ज्ञातवान्, तत्राह महामतिरिति । ततो वरयात्रिकाणां भोजनमपि दत्तवानित्याह ससैन्ययोरिति । सैन्यमसहभोजि, अनुगास्तु सहभोजिन इति । आतिथ्यं प्रत्येकं धर्मबुद्ध्या आवश्यकबुद्ध्या वा ॥३४॥

तदनन्तरं तदर्थमन्येषामपि पूजां कृतवानित्याह एवं राजेति ।

શ્લોકાર્થ -૩૪ : પછી ઘણી બુદ્ધિવાળા ભીષ્મકે ઉતારો નજીકમાં આપીને સૈન્ય સહિત સેવકો સહિત તેમની યોગ્યરીતે પરોણાગત કરી. (૩૪)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ઉતારો જેવો જમાઇને આપવામાં આવે તેવો નજીકમાં આપ્યો, જેથી ભગવાન્ રૂક્મિણીને મળી શકે.

તેણે એવું કેવી રીતે જાણ્યું? એવી શંકા થાય તેથી 'ઘણી બુદ્ધિવાળા વિશેષણ યોજેલું છે. બધાને ભોજન આપ્યું. સૈન્ય અને સેવકોને ધર્મબુદ્ધિથી જમાડ્યા અને આવશ્યક બુદ્ધિથી પરોણાગત કરી. (૩૪)

પછી બીજા રાજાઓની પણ પૂજા કરી તે હવે કહે છે.




**एवं राजा समेतानां यथावीर्यं यथावयः ।**
**यथाबलं यथावित्तं सर्वैः कामैः समर्हयत् ॥३५॥**

याद्दशे रूपे याद्दशानि वस्त्राणि याद्दशं वयः ताद्दशवेशसम्पादकम् । यावच्च बलं सेना तावत्संभृत्याधिक्यम् । यावच्च स्वस्य वित्तम् । एवं यथायोग्यं चतुर्धा पूजयामास ॥३५॥

राजपत्न्या अभिरुचिरस्ति नवेति सन्देहे, तन्निराकरणार्थं सामान्यतः स्त्रीणामभीष्टता निरूप्यते कृष्णमागतमिति त्रिभिः, कायिकवाचिकमानसिकानुवृत्तिभेदात् । तत्र कायिकमाह ।

श्लोकार्थ -३५ : એ પ્રમાણે રાજા ભીષ્મકે એકઠા થયેલા રાજાઓનો તેઓના વય, વીર્ય અને સૈન્ય પ્રમાણે, પોતાના ધનના પ્રમાણમાં સર્વ કામનાઓથી સત્કાર કર્યો. (૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : જેવા રૂપમાં જેવા વસ્ત્રો જેવા વય પ્રમાણે જોઈએ તેવો વેશ કરાવ્યો. વળી જેટલું સૈન્ય હતું તેટલા પ્રમાણમાં યોગ્ય રીતે પોતાના ધન મુજબ સત્કાર કર્યો. (૩૫)

તે દૂર થાય તે માટે ત્રણ શ્લોકથી સ્ત્રીઓનું પ્રિયપણુ, કાયા, વાણી અને મનની સંમતિ અનુસાર કહેવામાં આવે છે તે હવે કહે છે.

**कृष्णमागतमाकर्ण्य विदर्भपुरवासिनः ।**
**आगत्य नेत्राञ्जलिभिः पपुस्तन्मुखपङ्कजम् ॥३६॥**

कृष्णं स्वभावत एव स्त्रीप्रियम्, तद्गृहेऽपि गत्वा द्रष्टव्यम् । स्वगृहे समागतं कथं न पश्येदिति विदर्भपुरवासिनः सर्व एव समागत्य नेत्राञ्जलिभिस्तन्मुखपङ्कजं पपुः ॥३६॥

तेषां वाक्यमाह अस्यैवेति ।

श्लोकार्थ-३६ : શ્રીકૃષ્ણને પધારેલા સાંભળીને, વિદર્ભનગરના રહેવાસીઓએ આવી, નેત્રથી નેત્રરૂપી અંજલિથી તેમના મુખરૂપી કમળનું

પાન કર્યું. (૩૬)

ભાવાર્થ, સુબોધિનીજી : સ્વભાવથી શ્રીકૃષ્ણ સ્ત્રીઓને પ્રિય છે. તેમના દર્શન તેમને ઘેર જઈને પણ કરવાં જોઈએ. તો તે પોતે પધારેલા હોય તો દર્શન કેમ ન કરે? તેથી બધાએ નેત્રથી તેમના મુખકમળનું પાન કર્યું અર્થાત્ દર્શન કર્યાં. (૩૬)

નીચેના શ્લોકમાં તેઓના વચન કહે છે.

**अस्यैव भार्या भवितुं रुक्मिण्यर्हति नापरा ।**
**असावप्यनवद्यात्मा भैष्म्याः समुचितः पतिः ॥३७॥**

कोऽपि कस्मैचित्प्रयच्छतु, भार्या त्वस्यैव भवितुमर्हति । अनेन स्वरुपयोग्यता निरूपिता । योग्यं योग्येन सम्बध्यत इति तेषामभिप्रायः । ननु दत्तेयमन्यस्मै, अन्या भगवते तथा सति देयेत्याशङ्क्याह नापरेति । अन्या तु न योग्यैव । न हि लक्ष्मीव्यतिरिक्ता भगवद्योग्या भवति । लोकश्च प्रमाणमिति । यथा दैवी वाक्, तथा वदति । अयमपि रुक्मिण्या एवार्हति । अतः अनवद्यात्मा । पुरुषोत्तमत्वात् निरवद्यरूपः । सा हि निर्दुष्टमेव पतिं मन्यते । भगवानीश्वरत्वेन सर्वेषामेवोचितः, पतित्वेन त्वस्या एवोचितः । यत इयं भक्तिप्रधाना ॥३७॥

एवं वाचनिकमुक्त्वा बाधकमत्र प्रवृतमित्याशङ्क्य तन्निवारणार्थं भगवन्तं प्रार्थयन्ति किञ्चिदिति ।

*શ્લોકાર્થ -૩૭ : રૂક્મિણી આપની જ પત્ની થવા યોગ્ય છે. બીજી કોઈ યોગ્ય નથી. દોષ વિનાના દેહવાળા આ રૂક્મિણીના યોગ્ય પતિ છે. (૩૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : રૂક્મિણી આપની પત્ની થાય તે યોગ્ય જ છે. શ્રીકૃષ્ણના સ્વરૂપની યોગ્યતા જણાવી. યોગ્યનો યોગ્ય સાથે સંબંધ થાય છે. એવો અભિપ્રાય છે. આને તો બીજાને આપેલી છે એટલે ભગવાનને બીજી આપવી એવી શંકામાં કહે છે કે ભગવાનને યોગ્ય બીજી કન્યા નથી. કારણ કે લક્ષ્મી સિવાય ભગવાનને યોગ્ય બીજી કન્યા નથી. લોક પ્રમાણ હોવાથી જેમ

દૈવીવાણી થાય તેમ બોલે છે. તે દોષ વિનાના દેહવાળા ભગવાન છે. તેથી પતિ થવા માટે યોગ્ય જ છે. પુરૂષોત્તમ હોવાથી દોષ વિનાના છે.ભગવાન ઈશ્વર તરીકે બધાના યોગ્ય રક્ષક છે પરંતુ પતિ તરીકે તો આને જ યોગ્ય છે. આનું મુખ્ય પ્રયોજન ભક્તિ છે. (૩૭)

એ પ્રમાણે વાણીની સંમતિ વર્ણવી નીચેના શ્લોકથી વિઘ્ન દૂર કરવા ભગવાનને પ્રાર્થના કહે છે.



**किञ्चित्सुचरितं यन्नस्तेन तुष्टस्त्रिलोककृत् ।**
**अनुगृह्णातु गृह्णातु वैदर्भ्याः पाणिमच्युत : ॥३८॥**
**एवं प्रेमकलाबद्धा वदन्ति स्म पुरौकसः ।**

यद्यस्माकं किञ्चित्सुरितमस्ति, तेनादौ भगवान् तुष्टो भवतु । ततस्त्रिलोककर्ता स एवेति । अन्येषापेक्षाभावात् स्वयमेवानुह्णात्वस्मान् । अनुग्रहानन्तरं यत्कर्तव्यं तदाहुः गृह्णातु वैदर्भ्याः पाणिमिति । अत्र एवमेवेति निर्बन्धहेतुमाह अच्युत इति । आदौ भर्ता स्वरूपतो धर्मतश्च्युतिरहितो मृग्यते, तथा भोगेऽपि । एवं तेषां प्रेमातिशयमुक्त्वा सर्वसम्मतौ मातुरपि सम्मतिर्जातेत्यभिप्रायेणोपसंहरति । एवं प्रेमकलाबद्धः नानाविधस्नेहप्रकारैर्वशीकृताः वदन्ति । स्मेति प्रसिद्धिः प्रमाणत्वेनोक्ता । पुरवासित्वान्न मुखमुद्रणं केनापि शक्यम् ।

एवं सर्वामेव हरणे संभृतिमुक्त्वा पूजार्थं तस्या बहिर्निर्गमनमाह कन्या चेति ।

<u>શ્લોકાર્થ -૩૮:</u> *અમારૂં જે કાંઈ સત્કર્મ હોય તેનાથી ત્રણ લોકના રચનાર અચ્યુત પ્રસન્ન થાઓ. અમારી ઉપર કૃપા કરો. વૈદર્ભીનું પાણિગ્રહણ કરો. (૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જો હમારૂં કાંઈ પણ સત્કૃત્ય હોય તો પ્રથમ ભગવાન પ્રસન્ન થાઓ. પછી નહિ હોવાથી તે પોતે જ અમારા પર કૃપા કરો. પછી 'વૈદર્ભીનું પાણિગ્રહણ કરો' એ શબ્દોથી જે કર્તવ્ય છે તે કહેલું છે.

અચ્યુત શબ્દથી આ વિષયમાં આમ જ થવું જોઈએ એમ આગ્રહ કહ્યો. આરંભમાં ધર્મથી અને સ્વરૂપથી ભ્રષ્ટ થયેલ ન હોય તેવો પતિ શોધવામાં આવે છે. તેવી રીતે ભોગના સંબંધમાં ભ્રષ્ટ થયેલો ન હોય તેવો પતિ હોવો જોઈએ.

એ પ્રમાણે તેઓનો રૂક્મિણી ઉપરનો પ્રેમ વર્ણવી બધાની સંમતિ થતાં માતાની પણ સંમતિ થઈ ઉપસંહાર કરે છે.

આમ હરણ બાબતમાં સર્વસંમતિ વર્ણવી પૂજા કરવા માટે તે બહાર નીકળી તે નીચેના શ્લોક ભાગમાં કહે છે.

**कन्या चान्तः पुरात्प्रागाद्भटैर्गुप्ताम्बिकालयम् ॥३९॥**

यथा पुरवासिभिः स्वसर्वकर्मसमर्पणेन रुक्मिणीविवाहार्थं भगवान् प्रार्थितः, एवं रुक्मण्यपि भगवान् गृह्णात्विति महादेवं प्रार्थयितुं निर्गतेति चकारार्थः । अन्तःपुरादिति । गुप्तस्थानात् प्रकटस्थाने निर्गता, यथा बन्धुपीडामकृत्वा भगवान् विश्रामतया गृह्णाति । प्रकर्षेणागादिति मनःसन्तोषः प्रदर्शितः । भटैर्गुप्तेति । यथा तावदन्यो न स्पृशति । अम्बिकालयमिति । स्त्री देवता, गृहे स्त्रिय एवाध्यक्षा इति, तत्र पुरुषसम्बन्धाभावो निरूपितः । अम्बिकापदेन मातृत्वं चोक्तम् ॥३९॥

रथस्थाया ग्रहणं रथान्तरे स्थितस्य दुष्करं भवतीति पद्भ्यामेव निर्गतेत्याह पद्भ्यामिति ।

<u>શ્લોકાર્થ -૩૯ :</u> જાત જાતના પ્રેમના પ્રકારથી વશ થયેલા નગરવાસીઓ એમ બોલતા હતા અને સૈનિકોથી રક્ષાયેલી કન્યા અન્તઃપુરમાંથી અંબિકાના મંદિરે જવા ઉત્તમ પ્રકારે નીકળી. (૩૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જાત, જાતના પ્રેમના પ્રકારથી વશ થયેલા નગરવાસીઓ એમ બોલતા હતા. (સ્મ) શબ્દથી પ્રમાણ તરીકે કહેલી છે. નગરવાસીઓ હોવાથી તેમના મુખને બંધ કરવાનું શક્ય ન હતું. સંમતિ વર્ણવી, પૂજા કરવા માટે તે બહાર નીકળી. ચ અને શબ્દનો એવો અર્થ છે. જેમ

નગરવાસીઓએ પોતાનું બધું કાર્ય સમર્પણ કરીને ભગવાનને રૂક્મિણી સાથે વિવાહ કરવા પ્રાર્થના કરી તેમ પણ ભગવાન મને પત્ની તરીકે ગ્રહણ કરો એવી મહાદેવને પ્રાર્થના કરવા માટે નીકળી. અન્તઃપુરમાંથી બહાર પ્રગટ સ્થાનમાં આવી. 'ઉત્તમ પ્રકારે નીકળી' શબ્દથી તેના મનનો સંતોષ હરણ કરે ત્યાં સુધી બીજો કોઈ તેને સ્પર્શ ન કરે માટે સૈનિકોથી રક્ષાયેલી કહી. અંબિકામંદિરે એટલે સ્ત્રી દેવતા હતી. ત્યાં ઘરમાં સ્ત્રીઓજ અધ્યક્ષ હોય છે. ત્યાં પુરૂષનો સંબંધ ન હતો. એમ કહેલું છે. અંબિકા શબ્દથી માતાપણું જણાવેલું છે. (૩૯)

બીજા રથમાં રહેલાને રથમાં બેઠેલીને લઈ જવી અઘરી થઈ પડે તેથી પગથી ચાલતી નીકળી તે કહે છે.




**पद्भ्यां विनिर्ययौ द्रष्टुं भवान्याः पादपल्लवम् ।**
**सा चानुध्यायती सम्यङ्मुकुन्दचरणाम्बुजम् ॥४०॥**

भवान्याः पादपल्लवमिति । लोके तद्भक्तत्वं स्वस्य ख्यापयति । अभिप्रेतार्थस्त्वन्य एव । तमेवान्तर्गतमाह सा चानुध्यायतीति । तत्सम्बन्धिन्यः स्त्रियः । सा च मुकुन्दचरणाम्बुजमेव अनुध्यायती जाता । मुकुन्दस्य मोक्षदातुरेव चरणाम्बुजम् । अनेन विशेषतो भगवदाकाङ्क्षायां हेतुरुक्तः । पितृगृहेऽपि बन्धनम्, अन्यत्रापि अवरोध एव स्थितिरिति मुकुन्दावरोधस्य मोक्षरूपत्वात्तन्न हेयम् ॥४०॥

एवं कायमनोव्यापारौ निरूप्य वाचि व्यापाराभावमाह यतवागिति ।

*<u>શ્લોકાર્થ -૪૦</u> : ભવાનીના પાદપલ્લવનાં દર્શન કરવા પગથી ચાલીને નીકળી અને (એ બહાને) તે રૂક્મિણી મુકુંદ- મોક્ષદાતા ભગવાન કૃષ્ણના ચરણ કમળનું સારી રીતે ધ્યાન ધરતી હતી. (૪૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u>: 'ભવાનીના પાદપલ્લવના' શબ્દથી લોકમાં પોતે તેની ભવાનીની ભક્ત હોવાનું જણાવતી હતી. પરંતુ કારણ તો બીજુ જ હતું. મુકુંદ એટલે મોક્ષ આપનારના જ ચરણકમળનું ધ્યાન ધરતી હતી. ભગવાનની

રાહ જોવાનું ખાસ કારણ કહેલું છે. પિતાને ઘેર બંધન હતું. શિશુપાલ જેવાને પરણવાથી જનાનામાં જ રહેવાનું થાય. તેથી મુકુંદના પત્ની થવું મોક્ષરૂપ હોવાથી તજવા યોગ્ય ન હતું. (૪૦)

એ પ્રમાણે કાયા અને મનનાં કાર્યોનું વર્ણન કરી, વાણી કંઈ કાર્ય કરતી ન હતી તે નીચેના શ્લોકથી કહે છે.

**यतवाङ्मातृभिः सार्धं सखीभिः परिवारिता ।**
**गुप्ता राजभटैः शूरैः सन्नद्धैरुद्यतायुधैः ॥४१॥**

मातृभि सार्धमिति । भगवतो मनसि यथा अनौचित्यं न भवति, तदर्थमेवं कृतवती । सखीमिश्च परिवारिता । अनुमत्यर्थं हरणे पश्चात्तापाभावार्थं शोभार्थं च । बहिर्भटैर्गुप्ता । शूरैरित्यन्तःसामर्थ्यम् । सन्नद्धैरूद्यतायुधैरिति । स्वरक्षापरपीडार्थं साधनसम्पत्तिः । एवमावरणचतुष्टयं तस्या निरूपितम् । सर्वतो दोषाभावाय ॥४१॥

ततो मङ्गलवाद्यानामपि वादनम्, शुभनिमित्तं शकुनमपि जातमित्याह ।

*શ્લોકાર્થ -૪૧ : મૌન ધારણ કરેલી, સખીઓથી વીંટાયેલી અને શૂરવીર કવચવાળા આયુધોવાળા રાજાના સૈનિકોથી રક્ષાયેલી તે માતાઓ સાથે અંબિકા મંદિરે જવા નીકળી. (૪૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : માતાઓ સાથે નીકળેલી અને સખીઓની સંમતિ મળે, હરણ કરવામાં પ્રશ્ચાતાપ ન થાય અને શોભા થાય તે માટે 'સખીઓથી ચારે બાજુથી વીંટાયેલી' શબ્દો છે. સૈનિકોથી રક્ષાએલી હતી. 'શૂરવીર' વિશેષણથી તેઓનું સામર્થ્ય જણાવેલ છે. 'કવચવાળા, આયુધોવાળા' વિશેષણોથી પોતાનું રક્ષણ કરવામાં સાધનો તૈયાર હતાં. (૪૧)

પછી મંગળ વાજીંત્રો પણ વગાડવામાં આવ્યાં અને શુભ શકુન પણ થયાં તે કહે છે.

**मृदङ्गशङ्खपणवास्तूर्यभेर्यश्च जघ्निरे ।**
**नानोपहारबलिभिर्वारमुख्याः सहस्रशः ॥४२॥**




**स्रग्गन्धवस्त्राभरणैर्द्विजपत्न्यः स्वलंकृताः ।**
**(गायन्तश्च स्तुवन्तश्च गायका वाद्यवादकाः ।)**
**परिचार्य वधूं जग्मुः सूतमागधबन्दिनः ।।४३।।**

नानोपहारबलिभिरिति । वारमुख्याश्च परिवार्य वधूं जग्मुरिति सम्बन्धः । नानोपहाराः भवान्यर्थे फलादयः, बलिः पूजासाधनानि, एतानि सङ्गे गतानीति पृथक् सहार्थतृतीयया ज्ञातव्यम् । वारमुख्यास्तु भिन्नाः, वराणां समूहो वारम्, वारं मुख्यं यासामिति । प्रत्यहं बहवो वराः वेश्यानामेव भवन्तीति । सहस्रश इति तासामुत्सवो निरूपितः । नित्यनूतनो भगवान् द्रष्टव्य इति । ब्राह्मणस्त्रियोऽप्याचारादाशीर्दानार्थं भगवदिच्छया सहैवगताः । विशेषतः पूजा तासां कर्तव्येति पूर्वमेव तासां पूजां निरूपयति स्रग्गन्धवस्त्राभरणैरिति । चतुर्विधैरप्यलङ्कृताः । अन्योऽपि महानुत्सवो जात इत्याह वधूं परिवार्येति । दर्शनार्थं लाभार्थं च गमनमुक्तम् । सूतादयो विद्योपजीविन उक्ताः ।।४३।।

<u>શ્લોકાર્થ -૪૨-૪૩ :</u> મૃદંગ, શંખ, ઢોલકાં, તૂરી અને નગારાં વાગવા લાગ્યા. જાત જાતના ખાવાના પદાર્થો અને પૂજાના સાધનો સાથે, હજારો વેશ્યાઓ તથા માલાઓ, સુંગધિ પદાર્થો, વસ્ત્રો અને આભૂષણોથી સારી રીતે શણગારેલી બ્રાહ્મણની સ્ત્રીઓ, ગાન કરતાં ગાનારાઓ, સ્તુતિ કરતાં બંદિજનો ભાટ અને ચારણો અને વાજીંત્રો વગાડનારાઓ પરણનારી કન્યાને વીંટાઈને જતા હતા. (૪૨-૪૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u>વળી જાતજાતના ખાવાના પદાર્થો અને પૂજાના સાધનો સાથે વેશ્યાઓ પરણનારી કન્યાને વીંટાઈને જતી હતી. જાત જાતના પદાર્થો - ફળો, બલી પૂજાનાં સાધનો સાથે ગયેલાં. વૈશ્યાઓ તો જુદી ગયેલી, વૈશ્યાઓને જ ઘણા વરો હોય છે. તેથી 'वारमुख्याः' શબ્દ છે.

'હજારો' શબ્દથી નિત્ય નવા ભગવાનના દર્શન કરવાનાં છે. બ્રાહ્મણની સ્ત્રીઓ પણ રિવાજ મુજબ આશિષો આપવા ભગવાનની ઈચ્છાથી કન્યાની

સાથે જ ગઈ. 'માલાઓ સુંગધી પદાર્થો, વસ્ત્રો અને આભૂષણોથી શણગારેલી' શબ્દથી પહેલાં કરેલી વિશેષ પૂજા જણાવેલી છે. 'પરણનારી કન્યાને વીંટાઈને' શબ્દથી બીજો પણ મોટો ઉત્સવ થયો. બંદીજનો વિગેરે વિદ્યા ઉપર આજીવિકા ચલાવનાર કહેલા છે. (૪૨-૪૩)

**आसाद्य देवसदनं धौतपादकराम्बुजा ।**
**उपस्पृश्य शुचिः शान्ता प्रविवेशाम्बिकान्तिकम् ॥४४॥**

ततो भगवान्मर्यादां स्थापयितुं पूजत्नन्तरमेव नेष्यामीति तूष्णीं स्थितः, तदा सा देवसदनमासाद्य निकटे गत्वा, प्रक्षालितपाणिपादा आचम्य, अन्तर्बहिः शुद्धियुक्ता सती । उद्वेगादीनां सम्भावितत्वात् तन्निषेधार्थमाह शान्तेति । अन्तःशान्तियुक्ता फलं प्राप्नोतीति अम्बिकान्तिकं प्रविवेश पूजार्थम् । अत एव भागवते लौकिकसौन्दर्यकथनार्थं भाषाभेदा निरूपिताः ॥४४॥

<u>શ્લોકાર્થ -૪૪ :</u> *દેવ મંદિરે પહોંચી, પગ તથા હસ્તકમળ ધોઈ આચમન કરી, પવિત્ર થઈ, શાંત રહી, તે અંબિકા નજીક ગઈ. (૪૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી મર્યાદાને સાચવી રાખવા માટે, પૂજા થયા પછી જ હું આને લઈ જઈશ એવા વિચારથી ભગવાન શાંત રહ્યા. તે સમયે રૂક્મિણી દેવમંદિરે પહોંચી, નજીક જઈ, હાથ પગ ધોઈ આચમન કરી, શુદ્ધ થઈ, શાંત રહી. શબ્દો અંદર બહારની પવિત્રતા માટે યોજેલ છે. કારણ કે અંદરથી શાંતિવાળા હોય તે જ ફલ ભોગવે છે. તે અંબિકા નજીક પૂજન કરવા ગઈ. તેથી જ ભાગવતમાં લૌકિક સૌંદર્ય માટે આવા ભાષાના ભેદો જણાવેલા છે. (૪૪)

**तां वै प्रवयसो बाला विधिज्ञा विप्रयोषितः ।**
**भवानीं वन्दयाञ्चक्रुर्भवपत्नीं भवान्विताम् ॥४५॥**

ततो या विधिज्ञा ब्राह्मणस्त्रियो वृद्धाः भवानीं वन्दयाञ्चकुः । भवानीशब्दः प्राप्तपुरुषसम्बन्धायाः संज्ञामात्रम् । तेन विशेषं ख्यापयितुं

भवपत्नीमित्युक्तम् । अथवा । इयं न महादेवस्य भोगस्त्री, तथा सति वरदातृत्वं न स्यादिति भवपत्नीमित्युक्तम् । यज्ञसंयोग एव पत्युर्नो भवतीति । तत्रापि भवान्विता । उद्भवात्मको हि सः सम्पूर्णो भवति । स्त्रिया सहितस्यैव सम्पूर्णत्वात् ॥४५॥

तदानीमेव भवानीनमस्कारे भगवदिच्छया मन्त्रः स्फुरित इति तं निरूपयति नमस्ये त्वेति ।

<u>શ્લોકાર્થ -૪૫ :</u> *વિધિ જાણનારી બ્રાહ્મણની વૃદ્ધ સ્ત્રીઓએ તે બાળાને ભવ સાથે રહેલી ભવની પત્ની ભવાનીને વંદન કરાવ્યું. (૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી જે વૃદ્ધ બ્રાહ્મણની સ્ત્રીઓ વિધિ જાણતી હતી. તેમને કન્યાનું ભવાનીને વંદન કરાવ્યું. ભવાની શબ્દ જેને પુરૂષનો સંબંધ થએલો છે. તેવી સ્ત્રીનું નામ છે. તેથી ભવની પત્ની શબ્દ યોજેલ છે. અથવા આ મહાદેવની ભોગ કરવાની સ્ત્રી નથી. તેમ હોય તો તેને વર આપવાનો ગુણ ન હોય. તેથી ભવની પત્ની કહેલું છે. ભવ અને ભવની બંને રૂપવાળા હોય ત્યારે જ સંપૂર્ણ છે. (૪૫)

ભવાનીને નમસ્કાર કરતાં ભગવાનની ઈચ્છાથી તે જ સમયે તેને મંત્ર સ્ફુર્યો.તે મંત્ર કહે છે.

**नमस्ये त्वाऽम्बिकेऽभीक्ष्णं स्वसन्तानयुतां शिवम् ।**
**भूयात्पतिर्मे भगवान्कृष्णस्तदनुमोदताम् ॥४६॥**




स्वसन्तानयुतां गणपत्यादिसहिताम्, शिवमपि नमस्ये । मन्त्र एव प्रार्थनामाह भूयात्पतिर्मे भगवान्कृष्ण इति । तदेतदनुमोदतां शिवः भवानी च । अथवा । कृष्णो वा अनुमोदताम्, न तु कोपं करोतु, अन्यदेवतानमस्कारं वा अनौचित्येन न स्वीकरोतु । लोकप्रतीतिस्तु भूयान्मे पतिरिति भिन्नम् । अन्यदेवतानमस्कारं वा अनौचित्येन न स्वीकरोतु । लोकप्रतीतिस्यु भूयान्मे पतिरिति भिन्नम् । तत्कृष्णः अनुमोदतामिति च भिन्नम् । अन्यथा महादेवः स्वसदृशमेव कुर्यात् । तच्चान्येषामफलम् । अतः कृष्णानुमोदनं सर्वत्र वक्तव्यम् ॥४६॥

न केवलमयं नमस्कार एव मन्त्रः, किन्त्वनेन मन्त्रेण सर्वामेव पूजां कृतवतीत्याह अद्भिरिति ।

श्लोकार्थ -४६ : હે અંબિકા! પોતાના સંતાનો સહિત તને અને શિવને વારંવાર નમન કરૂં છું. ભગવાન શ્રીકૃષ્ણ મારા પતિ થાઓ. અને તેનું અનુમોદન કરો. (૪૬)

ભાવાર્થ, સુબોધિનીજી : 'ભગવાન શ્રીકૃષ્ણ મારા પતિ થાઓ' એવી મંત્ર વડે પ્રાર્થના કરે છે, અને આનું અનુમોદન શિવ અને ભવાની કરો. પણ કોપ ન કરો. એટલે બીજા દેવને નમસ્કાર કરૂં છું તે અયોગ્ય ન માનો.

લોકની માન્યતા પ્રમાણે તો 'મને પતિ થાઓ' એવું જુદુ વાક્ય અને તેનું શ્રીકૃષ્ણ અનુમોદન કરો એ જુદુ વાક્ય છે. શ્રીકૃષ્ણનું અનુમોદન ઇચ્છેલું ન હોય તો મહાદેવ પોતે જ પતિ થાય અને તે બીજાઓને ફલ વિનાનું થાય તેથી બધી જગ્યાએ શ્રીકૃષ્ણનું અનુમોદન માગવું જોઇએ. (૪૬)

મારા નમસ્કાર કરવામાં જ આ મંત્ર ઉચ્ચાર્યો એમ ન હતું. પરંતુ તેણે બધી જ પૂજા આ મંત્રથી કરી તે હવે કહે છે.

**अद्भिर्गन्धाक्षतैर्धूपैर्वासः स्त्रङ्माल्यभूषणै : ।**
**नानोपहारबलिभिः प्रदीपावलिभिः पृथक् ॥४७॥**
**विप्रस्त्रियः पतिमतीस्तथा तैः समपूजयत् ।**
**लवणापूपताम्बूलकण्ठसूत्रफलेक्षुभिः ॥४८॥**

पाद्यार्घ्याचमनस्नानैः, ततः गन्धाक्षतैर्धूपैः, ततः पूर्वं वासःस्त्रङ्माल्यभूषणैः । पश्चान्निरूपणमार्द्रे देहे परिधापितानां पश्चात्त्यागार्थम् । अनलङ्कृता क्षणमपि न तिष्ठेदिति अक्षतानामलङ्करणं पश्चात् । पुनः प्रदीपावलिभिरिति नानाविधारात्रिकाणि निरूपितानि । पृथगिति अग्रे पूर्वत्रापि सम्बध्यते । महादेवे भवान्यां च । तथा प्रत्येकं ब्राह्मणस्त्रीषु । अन्यथा विष्णवे दास्यति शिवः पूजितः सपरिकरः । ब्रह्मा त्ववशिष्येतेति । अतस्तत्प्रीयर्थं विप्रस्त्रियोऽपि पृथक्

वस्त्रादिभिः पूजिताः । किञ्च । विवाहे विशेषप्रकारमाह लवणेति । मङ्गलद्रव्याण्येतानि षट्, रसात्मकानि च । कण्ठसूत्रं नालसूत्रम्, फलानि नानाविधानि, इक्षवश्च खण्डशः कृताः । एकत्रैव षण्णां दानम् ॥४८॥

श्लोकार्थ -૪૭-૪૮ : જલોથી સુંગધિ પદાર્થો અને અક્ષતથી, ધૂપથી વસ્ત્રો, માલાઓ, પુષ્પો અને ભૂષણોથી જાત જાતના ખાવાના પદાર્થો અને પૂજાની સામગ્રીથી અને દીપમાળાઆથી તેને જુદીજુદી પૂજા કરી. તેજ પ્રમાણે તે પદાર્થોથી અને લવણ, માલપૂંવા, તાંબુલ, કંઠસૂત્રો, ફ઼લો અને શેરડીથી બ્રાહ્મણીઓને પૂજા કરી.(૪૭-૪૮)

ભાવાર્થ, સુબોધિનીજી : પગ ધોવાના, પૂજાના, આસપાસના અને સ્નાનના જલોથી પછી સુંગધિ પદાર્થો અને અક્ષતથી પૂજા કરી. દેહ ભીનો હોય ત્યારે પહેરેલા વસ્ત્રોનો ત્યાગ કરવામાં આવે છે. તેથી અક્ષતથી પછી કહેલાં છે. અલંકાર ધારણ કર્યા સિવાય એક પણ ક્ષણ રહેવું ન જોઈએ તેથી અક્ષતનો શણગાર કહેલો છે. વળી 'દીપમાલાઓથી' પૂજા કરી. 'જુદીજુદી' એ શબ્દનો બંને વાક્યો સાથે સંબંધ છે. દરેકની પૂજા જુદી જુદી કરી (૧) પરિકર સાથે પૂજાએલા શિવ (૨) વિષ્ણુને રૂકિમણી આપે. (૩) પણ બ્રહ્મા બાકી રહી જાય તેથી બ્રહ્મા પ્રસન્ન થાય તે માટે બ્રાહ્મણીઓની પણ વસ્ત્ર વિગેરેથી પૂજા કરી.

વળી લવણ વિગેરેથી છ દ્રવ્યો મંગલ કરાવનારાં અને રસથી ભરેલાં છે. કંઠસૂત્રો એટલે નાલસૂત્રો ફ઼લો જુદીજુદી જાતના અને શેરડી કટકા કરેલી છ પદાર્થોનું દાન એકી સાથે જ દરેક બ્રાહ્મણીને કર્યું. (૪૭-૪૮)




**तस्यै स्त्रियस्ताः प्रददुः शेषा युयुजुराशिषः ।**
**ताभ्यो देव्यौ नमश्चक्रे शेषां च जगृहे वधूः ॥४९॥**

ताश्च स्त्रियः तस्यै ददुः (दधुः) । सभर्तृकायै एव दीयते । अत एवैतल्लोके विवाहानन्तरं दानं प्रसिद्धम् । तदत्र न भविष्यतीति मातृकर्तव्यत्वाच्च मन्त्रवदेतदपि स्फुरिमिति प्रथमत एव दत्तवत्यः । अथवा। गुप्त एव भगवान् समागतः, भवानीशिवाभ्यां भगवते तथा ताभ्यो दत्ताः रुक्मिणी दत्ता, प्रार्थनायाः

सफलत्वाय । एतत् अग्रिमदानकथनात् निरुप्यते । तस्यै च ताः प्रददुः, शेषा अपि ददुः । आशिषोऽपि युयुजुः । शेषा अपि ये लवणादयो दत्ताः, तेषामंशाः प्रतिदीयन्ते । एवं विधानमुक्त्वा कर्मपूर्त्यर्थं नमस्कारमाह ताभ्यो देव्यै नमश्चक इति । शेषां ताभिर्दत्तां जगृहे, स्वग्रन्थौ स्थापितवती । एवं सर्वोऽपि विवाहोत्सवो वैधो निरूपितः । अत्र दिनत्रयं व्रतं तदपि जातमिति मन्तव्यम् ॥४९॥

*શ્લોકાર્થ -૪૯ : તે સ્ત્રીઓએ તેને આપ્યાં, આશિષ આપી, પરણનારી સ્ત્રીએ તેમને અને દેવીને નમન કર્યું અને શેષ લીધી. (૪૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : વળીને સ્ત્રીઓએ રૂકિમણીને આપ્યાં. પતિવાળી સ્ત્રીને જ આપવામાં આવે છે. તેથી આ દાન વિવાહ પછી પ્રસિદ્ધ છે. વિવાહ પછીનું દાન હોવાથી આ પ્રસંગે થશે નહિ તેથી તે માતાઓનું કર્તવ્ય હોવાથી મંત્રની પેઠે આ પણ સ્ફૂર્યું. તેથી દાન કર્યું.

ભગવાન છુપા રહીને જ ત્યાં પધારેલાં. ભવાની અને શિવે રૂકિમણીની પ્રાર્થના સફળ થાય તે માટે તેને ભગવાનને આપી. શેષ પણ આપી. આશિષો પણ આપી. શેષ એટલે લવણ વિગેરે પદાર્થો. તે પ્રમાણે વિધિનું વર્ણન કરી. કર્મ પુરૂ થાય તે માટે દેવીને નમન કર્યું. બ્રાહ્મણીઓએ આપેલ શેષ રૂકિમણીએ લીધી. આ વિવાહમાં ત્રણ દિવસ વ્રત રાખવું જોઇએ તે પણ રખાએલું માનવું. (૪૯)

**मुनिव्रततमथ त्यकत्वा निश्चकामाम्बिकागृहात् ।**
**प्रगृह्य पाणिना भृत्यां रत्नमुद्रापशोभिना ॥५०॥**

अथ मौनं त्यत्वा सखीभिः सह यद्वक्तव्यं तदुकत्वा अम्बिकालयान्निश्चकाम। नितरां गमनं शीघ्रं भगवत्प्राप्त्यर्थम् । सख्यः अन्याश्च स्त्रियः व्यावर्त्तिताः । एका या मृत्याअन्तरङ्गा तां प्रगृह्य भगवद्भावेन विकला भविष्यामीति, ब्राह्ये तु भूमिं न पश्यतीत्यवश्यं तदीया ग्राह्या प्रदर्शिका । रत्नसहितमुद्रोपशोभितत्वं भगवता स्वमुद्रा दत्तेति ख्यापयितुम् । पूर्वावतारमुद्रां वा सूचयति ॥५०॥

यद्यहं न गमिष्यामि पूर्ववदेव गतिर्भविष्यतीति, ततोऽग्रे कस्यापि दर्शनं न

भविष्यतीति विवाहसमये दर्शनं न दूषणमिति सर्वे द्दष्टवन्त इत्याह तामिति ।

શ્લોકાર્થ -૫૦ : *પછી મૂનિવ્રત ત્યજીને રત્નવાળી વીંટાથી શોભતા હાથથી દાસીને પકડીને તે અંબિકાના મંદિરમાંથી તરત બહાર નીકળી. (૫૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી મૌન ત્યજીને, અંબિકાના મંદિરમાંથી તરત બહાર નીકળી. ઝટ ભગવાનની પ્રાપ્તિ થાય તે માટ્ષ તરત બહાર નીકળી. સખીઓને જુદા પાડી દીધી. ભગવાનને લીધે હું બેબાકળી થઈશ. એમ વિચારથી એક જે અંતરંગ દાસી હતી તેને પકડીને બહાર નીકળી. ભગવાને તેને પોતાની વીંટી આપેલી એ જણાવવા હાથનું રત્નવાળી વીંટીથી શોભતા હોવાનું કહેલું છે. પહેલાના અવતારની વીંટી સૂચવે છે. (૫૦)

હું જો રાજાઓ છે ત્યાં જઈશ નહિ તો પહેલાંના જેવી જ મારી સ્થિતિ થશે. એટળે તે ગઈ અને બધાએ તેને જોઈ એમ નીચેના શ્લોકમાં કહે છે.



**तां देवमायामिव वीरमोहिनीं सुमध्यमां कुण्डलमण्डिताननाम् ।**
**श्यामां नितम्बार्पितरत्नमेखलां व्यञ्जत्स्तनीं कुन्तलशङ्कितेक्षणाम् ॥५१॥**

यथा भगवान् रङ्गप्रवेशे बहुभिर्बहुधा द्दष्टः, एवमियमपि देवमायेव वीरैर्द्दष्टेत्याह देवमायामिवेति । देवस्य भगवतो मायया व्यामोहितकैषा शक्तिरागतेति सर्वैरेव निश्चितेति । तत्रापि वीरान् व्यामोहयति । अन्यथा स्वयं गत्वा न म्रियेरन् । तां वर्णयति षोडशलक्षणाम् । द्वात्रिंशल्लक्षणो भगवान्, षोडशलक्षणा सेति प्रसिद्धिः । एकं सम्बन्धादसाधारणसामर्थ्यम्, अपरं शौर्यादिनिराकरणम्, तृतीयं व्यामोहकत्वम्, चर्तु सुष्ठु मध्यं यस्या इति, लम्बिकावत् अमृतसम्बन्धार्थं अल्पमध्यमत्वं निरूपणीयम् । अत एव न कस्यापि रससम्बन्धः । स हि रसः पुरूषेण भोक्तव्यः जिह्वयैव । तदभावात् स्वस्थितोऽपि मक्षिकासम्बन्ध इव रसोपगच्छतीति दुःखमेव लोके फलति । कुण्डलाभ्यां मण्डितमाननं यस्यामिति उपरि रसोपभोगस्थानस्य शोभा प्रदर्शिता । रसप्रदर्शकि कुण्डले इति । वयोऽप्याह श्यामामिति । षोडेशवार्षिकी । नितम्बे अर्पिता रत्नमेखला यस्या इति रसाविर्भावकप्रस्तावे मुख्यस्थानेऽपि रसप्रकाशो निरूपितः । मध्ये

रसाभिव्यक्तिमाह व्यञ्जत्स्तनीमिति । एवं पञ्चधर्मा रसात्मका निरूपिताः । पोषकान् सप्तधर्मानाह । कुन्तलैः शङ्किते ईक्षणे यस्या इति । लक्षणद्वयमत्र निरूपितम् । कुन्तकलानि चपला दृष्टिरिति ॥

शुचिस्मितां बिम्बफलाधरद्युतिशोणायमानद्विजकुन्दकुड्मलाम् ।
पदा चलन्तीं कलहंसगामिनीं सिञ्जत्कलानूपुरधामशोभिना ॥५२॥

मन्दहासोऽपि दोषाभावाय शुचिरूपः । श्वेतदन्तत्वं न सराविर्भावकमिति विवाहानन्तरं च दन्तसंस्कार इति कृत्रिमसंस्काराभावेऽपि सहजैरेव धर्मैस्तथा जातमित्याह । बिम्बफलवत् यत् लोहितमधरोष्ठं तस्य द्युतिभिः कान्तिभिः शोणायमाना ये द्विजाः त एव कुन्दकुड्मलानि यस्याः । रञ्जकद्रव्यसम्बन्धापेक्षया कान्त्या राग उत्तमः । पदा चलन्तीमिति । एकविधं लक्षणम्, पद्भ्यां चलनं पुरुषस्य, एकेन पदा चलनं स्त्रिया इति । तत्रापि गतिः फलरूपा अफला चेति द्विधा । अयं विवेकः स्फुटलक्षणैनैव भवतीति तस्या गमनं निरूपयति । कलहंसवद्गच्छतीति । सिञ्जन्त्यः कला अन्तःस्थिता सूक्ष्माः कणिकाः तद्युक्ते नूपुरे तयोर्धाम तेजः तेन शोभायमाना शोभिना वा ॥५२॥

नन्वेतादृश्या दर्शने यदि वीराणां रस उत्पद्यते, तदा दोषः स्यात्, अनुत्पत्तौ विषयस्योत्तमता न स्यादित्युभयतःपाशा रज्जुः, तत्परिहारार्थं वीराणां द्वेधा विनियोगमाह विलोक्येति ।

<u>શ્લોકાર્થ -૫૧-૫૨ :</u> દેવમાયા જેવી, વીરોને મોહ કરનારી, સુંદર કેડવાળી, કુંડલોથી શોભતા મુખવાળી, નિતંબો પર ધારણ કરેલા રત્ન જડેલ કંદોરાવાળી, પ્રગટ થતાં બે સ્તનોવાળી, કેશને લીધે ભયવાળાં લોચનવાળી, પવિત્ર હાસ્યવાળી, બિંબફલ જેવા, નીચલા હોઠની કાંતિથી લાલ દેખાતા ડોલરની કળી જેવા દાંતવાળી, અવાજ કરતી કણિકાવાળી ઝાંઝરોના તેજથી શોભતી, પગથી ચાલતી, હંસ પેઠે ચાલતી તે શ્યામને જોઈને ત્યાં આવેલા યશસ્વી વીરો મોહ પામ્યા. તેને લીધે થએલા કામથી દુઃખી થયા. (૫૧-૫૨ ૧/૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> રંગમંડપમાં ભગવાને પ્રવેશ કર્યો. ત્યારે જેમ

ઘણાઓ એ ઘણા પ્રકારે તેમનાં દર્શન કર્યાં. વીરોએ દેવમાયા જેવી જોઇ. એમ દેવમાયા જેવી શબ્દથી કહેલું છે. દેવ એટલે ભગવાનની માયાથી ઘણો મોહ કરનારી શક્તિ. આ આવી એમ બધા વીરોએ નિશ્ચય કર્યો. તે વીરોને જ મોહ પમાડતી હતી. તેમ ન હોત તો પોતે જઇને મરણ ન પામત. તે સોળલક્ષણવાળીનું વર્ણન કરે છે. કારણ કે ભગવાન બત્રીસ લક્ષણવાળા છે. સંબંધને વર્ણન કરે છે. કારણ કે ભગવાન બત્રીસ લક્ષણવાળા છે. સંબંધને લીધે તેનામાં અસાધરણ સામર્થ્ય હતું. તે એક લક્ષણ બીજું લક્ષણ શૌર્યનો નાશ કરવો અને ઘણો મોહ કરવો એ ત્રીજુ અને સુંદર કેડ છે જેની તે આ છું. અમૃતનું સંબંધ થાય તે માટે જીભના કકડા જેવી પાતળી કેડ વર્ણવી છે. તેથી રસનો સંબંધ કોઇને થતો નથી. કારણ કે તે રસ પુરૂષને જ ભોગવાનો છે અને તે જીભથી જ ભોગવાનો છે. તે નહિ હોવાથી પોતનામાં રહેલો રસ માખીનો સંબધ થતાં જેમ જતો રહે છે. તેમ જતો રહે છે. તેથી લોકમાં દુઃખ જ થાય છે.

'બે કુંડલોથી શોભાવેલું છે મુખ જેનું' એ વિશેષણથી રસનો ઉપભોગ કરવાનાં સ્થાન ગાલની શોભા દેખાડી છે. કારણ કે કુંડલો રસ દેખાડનારાં છે. શ્યામા શબ્દથી વય કહેલું છે. એટલે સોળ વરસની 'નિતંબ પર ધારણ કરેલો છે રત્ન જડિત કંદોરો જેનો' એ વિશેષણથી રસનો પ્રકાશ જણાવેલો છે. 'પ્રગટ થતા બે સ્તનોવાળી' વિશેષણથી. દેહના મધ્યભાગમાં રસનો પ્રકાશ કહેલો છે. આ રસરૂપ પાંચ ગુણો વર્ણવ્યા. હવે રસનું પોષણ કરનાર સાત ગુણો કહે છે. કેશને લીધે ભયવાળા બે લોચનો છે. જેના વિશેષણથી કેશો અને ચપલ દષ્ટિ એવા બે લક્ષણો કહેલાં છે. મંદ હાસ્ય પણ પવિત્ર પ્રકારનું છે. શ્વેત દાંત રસનો આર્વિભાવ કરનારા નથી. અને દાંત રંગવાનું વિવાહ પછી કરવાનું હોવાથી બનાવટી રંગ વગર કુદરતી ગુણોથી તેમ થયું. બિંબના ફુલના જેવા લાલ જે નીચેનો હોઠ, દાંત ડોલરની કલિ જેવા હતા ત્યારે તેના જેવી તે હતી.

'પગથી ચાલતી' એ એક પ્રકારનું લક્ષણ છે. બે પગથી ચાલવું તે પુરૂષનું અને એક પ્રકારનું લક્ષણ છે. બે પગથી ચાલવું તે પુરૂષની અને એક પગથી ચાલવું તે સ્ત્રીનું લક્ષણ છે. તેમાં ગતિ ફલરૂપ અને ફલવિનાની એમ બે પ્રકારની

હોય છે. તેથી હસંપેઠે ચાલતી એવું વિશેષણ છે.

અવાજ કરતી બે ઝાંઝરો અને તેનું તેજ તેનાથી શોભતી અથવા પગથી ચાલતી. આવી રૂકિમણીને જોતાં જો વીરોમાં રસ ઉત્પન્ન થાય તો તેનો દોષ લાગે અને રસ ઉત્પન્ન ન થાય તે ઉત્તમ ન ગણાય એમ બંને બાજુથી બંધન થાય છે. એવી શંકા થાય ત્યાં વીરોને બે પ્રકારે વિધ્નો કર્યા એમ કહે છે. પહેલાં વીરો તેને જોઈને મોહ પામ્યા કારણ કે સુષુપ્તિની પેઠે મૂર્છામાં પણ કોઈક વખતે સુખ થાય છે અને મૂર્છામાં પણ કોઈક વખતે સુખ થાય છે અને મૂર્છામાં અડધું ભાન હોય છે. એવો નિયમ છે. 'યશસ્વી' વિશેષણથી તેઓનું પુણ્ય પણ સુચવ્યું છે. 'તેને લીધે થએલ કામથી દુઃખી થએલા' એમ તેમની ઈચ્છા પણ કરી છે.એમ રૂકિમણીનું ઉત્તમપણું વાર્ણવ્યું. (૫૧-૫૨ ૧/૨)

તેનામાં દોષ ન હતો તે નીચેના શ્લોકથી જણાવે છે.

**विलोक्य वीरा मुमुहुः समागता यशस्विनस्तत्कृहृच्छयार्दिताः।**
**यां वीक्ष्य ते नृपतयस्तदुदारहासव्रीडावलोकहृतचेतस उज्झितास्त्राः ॥५३॥**

आद्रौ तां विलोक्य वीरा मुमुहुः, मोहं प्राप्ताः । समागता इति समागमनफलमुक्तम् । मूर्च्छायामपि सुषुप्ताविव किंचित्सुखमिति । मुग्धेऽर्धसम्पत्तिरिति न्यायाच्च । यशस्विन इति । तेषां पुण्यमपि सूचितम् । अभिलाषामप्याह । तत्कृतेन हृच्छयेन अर्दिता इति । एवं चतुर्भिर्धर्मैः तावत्फलं प्राप्तवन्त इति विषयोत्कर्षो निरूपितः । दोषाभावायाह यां वीक्ष्येति । यावत्तेषां रसदृष्टिर्भवेत्, तन्मध्ये निपातिता एव ते । तत्रापि हेतवः । ते हि भगवद्विमुखाः । तत्रापि नृपतयः अभिमानिनः जरासन्धादयः तेषां बलमुत्साहशक्तिश्च रसानुभवार्थे हेतुभूतं तस्या भावैर्हृतमित्याह । तस्या उदारो यो हासः, सर्वरसदानसमर्थश्च व्रीडावलोकश्च, व्रीडा च अवलोकश्चेति वा, त्रिविधैरपि भावैः हृतचेतसो जाताः । त्रिविधं हि चित्तमिति । तदभावे युद्धाभावात्, उज्झितास्त्रा जाताः ॥५३॥

**पेतुः क्षितौ गजरथाश्वगता विमूढा यात्राच्छलेन हरयेऽर्पयतीं स्वशोभाम् ।**
**सैवं शनैश्चलयती पदपङ्कजकोशौ प्राप्तिं तदा भगवतः प्रसमीक्षमाणा ॥५४॥**

ततः क्षितौ पेतुं । पतितानां पुनरुत्थानाभावायोच्चानि स्थानान्याह गजरथाश्वगता इति । यद्भगवता कर्तव्यम्, तदनयैव कृतमिति निरूपणार्थमेतदुक्तम् । निमूढा इति पातज्ञानाभावोऽपि । नन्वेषा दुर्गेव प्रचण्डेति चेत्, तत्राह यात्राच्छलेनेति । हरये स्वाशोभामर्पयन्तीम् । प्रसङ्गादेतच्चातम् । सा तु स्वदुःखहरार्थं स्वशोभामाविर्भाव्य भगवते प्रयच्छति । तत्र प्रसङ्गात् सा शोभा स्वयं ग्राह्येति अयोग्यमिच्छन्तः पतिताः, न तु रुक्मिण्या पातिताः । नन्वेषा यात्रां कृत्वैव गच्छति, कथं भगवते शोभां प्रयच्छतीति चेत्, तत्राह । यतः शोभा स्वकीया, स्वयं त्वन्यदीया, अतःस्वदाने स्वापेक्षाभावेऽपि स्वकीयं देयमेवेति । अत एव तस्या भगवदन्वेषणमाह सैवमिति । शीघ्रगमने रथारोहणं भविष्यतीति शनैः पदपद्मकोशौ चलयीती जाता, चालयती । कोशत्वान्मुकुलितत्वमुक्तम् । अनेन कियदूरचलनेन पादयोर्व्यर्था जातेति ज्ञापयन्तीव मुकुलितपादौ स्थापयतीति गम्यते । तथा व्याजकरणे हेतुः, तदैव तस्मिन् क्षण एव भगवतः प्राप्तिं प्रसमीक्षमाणा ।।५४।।

कन्याया राजदर्शनमपि कर्तव्यं वैलक्षण्यज्ञापनायेति तद्भगवदर्थं जातमित्याह ।

श्लोकार्थ -૫૩-૫૪ : *યાત્રાના બાનાથી હરિને પોતાની શોભા અર્પણ કરતી રૂકિમણીને જોઈને, તેના ઉદાર હાસ્ય, લજ્જા અને દ્દષ્ટિથી હરાએલા ચિત્તવાળા શસ્ત્રો ત્યજેલા હાથ, રથ અને અશ્વ ઉપર બેઠેલો રાજાઓ ભાન વિનાના થઈ ભૂમી ઉપર પડયા. તે રૂકિમણીને તે સમયે ભગવાનના પધારવાની રાહ જોતાં ચરણરૂપી ખીલેલાં કમલોને ધીરેધીરે એ પ્રમાણે ચલાવ્યાં, ડાબા હાથના નખોથી કેશોને દૂર કરીને ત્યાં આવેલા રાજાઓને આડી આંખથી જોયા. તેણે અચ્યુતને જોયો. (૫૩-૫૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : જેટલા સમયમાં તેમની રસવાળી દ્દષ્ટિ થાય તે પહેલાં તેઓ પડી ગયાં. તેના કારણો કહે છે.




(૧) તેઓ ભગવાનથી વિમુખ હતા.

(૨) રસનો અનુભવ કરવામાં કારણરૂપ તેઓના બલ અને ઉત્સાહ તો રૂકિમણીના ભાવથી હરાઈ ગયાં હતાં એમ કહે છે તેનું જે ઉદાર એટલે જે રસ આપવાની શકિતવાળું હાસ્ય અને લજ્જાવાળી દ્દષ્ટિ અથવા લજ્જા અને

દષ્ટિ એટલે હાસ્ય, લજ્જા અને દષ્ટિ એ ત્રણ પ્રકારના ભાવોથી હરોએલા ચિત્તવાળા થયા. કારણ કે ચિત્ત ત્રણ પ્રકારનું છે. 'તદભાવાત્' એટલે ચિત્ત વગરાના થતાં, શસ્ત્રો ત્યજયાં. પછી ભૂમી ઉપર પડયા. 'હાથી, રથ અને અશ્વ' પર બેઠેલા વિશેષણથી પડેલા ફરીથી ઉભા ન થાય તે માટે ઉંચા સ્થાનો કહેલાં છે. જે ભગવાને કરવા યોગ્ય હતું તે રૂકિમણીએ કર્યું. 'ભાન વિનાના' વિશેષણથી તેઓ પડયા તેનું જ્ઞાન તેમને થયું નહિ.

'આ દુર્ગા પેઠે ઘણી ઉગ્ર હશે' એવી શંકા થાય તેથી 'યાત્રાના બાનાથી' વિશેષણ યોજેલું છે. તે હરિને પોતાની શોભા અર્પણ કરતી હતી. તે તો પોતાનું દુઃખ દૂર થાય તે માટે પોતાની શોભા પ્રગટ કરીને ભગવાનને અર્પણ કરતી હતી. તેટલામાં પ્રસંગને લીધે તે શોભા અને પોતે ગ્રહણ કરીએ એવું અયોગ્ય ઈચ્છનાર પડી ગયાં. પરંતુ રૂકિમણીએ પાડયા ન હતા.

આ યાત્રા કરીને જ જતી હતી. ભગવાનને શોભા શા માટે અર્પણ કરતી હતી? એવી શંકા થાય તેથી 'પોતાની શોભા' શબ્દ કહેલો છે. પોતે તો બીજાની હતી તો પોતાનું દાન કરવામાં આવે તેમાં પોતાની ગણત્રી ન હોવા છતાં પોતાનું હોય તે ભગવાનને આપવું જોઇએ તેથી અર્પણ કરતી હતી. તેથી તે ભગવાનને શોધતી હતી. તે ઝડપથી જાય તો રથમાં બેસવાનું મળે તેથી ધીરે ધીરે ચરણરૂપી ખીલેલાં કમળોને ચલાવતી હતી. ફૂલની કળી જેવાં હોવાથી ખીલેલાં કહેલાં છે. તેમ ખીલેલી કળીઓ જેવા ચરણો જમીન પર મૂકતી હતી. 'તે સમયે તેજ ક્ષણે' ભગવાનના પધારવાની રાહ જોતાં' શબ્દોથી તેવો ઢોંગ કરવાનું કારણ કહેલ છે. (૫૪)

ડાબા હાથોના નખોથી કેશોને દૂર કરી આવેલા રાજાઓને આડી આંખથી તેણે જોયા. પછી તેને અચ્યુતને જોયા. પહેલીવાર જોતાં તેને અચ્યુતને કેવી રીતે ઓળખ્યાં ? એવી શંકા થાય તેથી તેને 'અચ્યુતને' શબ્દો જોડેલા છે. બંનેને ઓળખનારો એક એક ગુણ કહેલો છે કારણ કે ભગવાનને તેને ચિત્રમાં અને સ્વપ્નામાં જોએલા તેથી ભગવાનનું રૂપ તેને પહેલાં જોએલું. ભગવાન પણ 'અચ્યુત' સર્વ સ્થળે રહેલા છે પરંતુ ચિત્રમાં

જુદા અહી આવેલ છે તે જુદા એવું નથી. કારણ કે ભગવાન સર્વ સ્થળે 'અચ્યુત' છે. (૫૪ ૧/૨)

તેથી આગળ દષ્ટિ ગઈ નહિ અને દર્શન કરતી ઉભી રહી હતી ત્યારે બધાએ તેને રથમાં બેસાડવા માંડી અને ભગવાને તેનું હરણ કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**उत्सार्य वामकरजैरलकानपाङ्गैः प्राप्तान् समैक्षत नृपान्दशेऽच्युतं सा ।**
**तां राजकन्यां रथमारुरुक्षतीं जहार कृष्णो द्विषतां समीक्षताम् ॥५५॥**

उत्सार्य वामहस्तनखैरलकान् अपाङ्गैः प्राप्तान् नृपान् समैक्षत । ततः यदर्थं तान् दृष्टवती तमच्युतं ददर्श । नन्वपूर्वदर्शने कथं परिज्ञानमिति चेत्, तत्राह अच्युतं सेति । उभयोर्ज्ञापकमेकैको धर्मः । सा हि चित्रे भगवन्तं दृष्टवती, स्वप्नभ्रमेषु च । अतो रूपं दृष्टपूर्वम् । भगवानप्यच्युतः सर्वत्रानुस्यूतः, नतु चित्रादिष्वन्यः, अत्रान्य इति । सर्वत्रैव भगवतः अच्युतत्वात् । ततोऽग्रे दृष्टिर्न गतेति तमेव विलोकयन्ती यदा स्थिता, तदा सर्वैः रथारोहणार्थं नियुज्माना जाता । तन्मध्ये भगवान् जहारेत्याह तां राजकन्यामिति । तामिति कृतात्मनिवेदनाम्, राजकन्याया हरणं च युक्तमिति, रथारोहे पुनः सारथ्यादेः मारणं कर्तव्यमिति, यदैव रथारोहणेच्छुर्जाता, तदैव जहार । तदा हि सर्वसमूहः अपगतो भवति । तत्र प्रतिबन्धकानां साक्षित्वं जातमित्याह द्विषतां समीक्षतामिति । कृष्णस्य हि स्त्रिय : । हरणं हस्तेन ग्रहणमुत्तोलनमिति यावत् ॥५५॥

**रथं समारोप्य सुपर्णलक्षणं राजन्यकं परिभूय माधवः ।**
**ततो ययौ रामपुरोगमैः शनैः सृगालमध्यादिव भागहृद्धरिः ॥५६॥**

ततो रथं समारोप्य ययावित्यग्रेण सम्बन्धः । उपस्थितरथपरित्यागाय सुपर्णलक्षणेति । तत्र वेष्टका राजन्याः सन्ति, परितश्चक्ररूपेण स्थिताः । तत्सर्वं परिभूय पराभवं प्रापयित्वा । दृष्टबलमस्त्येव, अदृष्टमपि बलं तस्यैवेति ज्ञापयन्नाह माधव इति । लक्ष्मपतिर्भगवान्, इयं च लक्ष्मीः । अतो भार्येत्यस्याः परिपालने धर्मो जातः । ते त्वनधिकारिणस्तदभिलाषिण इति तेषां पापमेव सिद्धम् । अतः पराभवो

युक्त इत्यर्थः । तेषां पराभवे रक्षकाणामपि युद्धं सम्भवतीति, तेषां वधे अमङ्गलं च भवतीति, तद्दोषं परिहरन्नाह ततो ययाविति । तत इत्यव्ययनिर्देशः । तस्य स्थानस्याविकृतत्वाय न कोऽपि तत्र हत इत्यर्थः । तर्हि पुरमध्ये कियद्दूरे हननं भविष्यतीत्याशङ्क्याह ययाविति । या प्रापण इति कुशलेनेष्टदेशपर्यन्तं गत इत्यर्थः । तदीयानां वा रामादीनामुपद्रवमाशङ्क्य तन्निषेधार्थमाह रामपुरोगमैरिति । रामो हि साधनशक्तिः पुरोगमो येषामिति सर्वेषां साधनवत्त्वं रमणात्मकत्वादमारकत्वं च सूचितम् । सम्मर्देनापि तथात्वमाशङ्क्याह शनैरिति । लोका हि नगरस्थाः त्रिचतुरान्विहाय समागता अपि लोकवदन्त्या कृष्णाय दत्ता रुक्मिणी, अतो भगवान् नयतीति सादरं प्रेक्षका एव जाता इति शनैरित्यनेन सूचितम् । ननु तत्रैव कथं सर्वसन्देहनिवृत्त्यर्थं भगवान् न स्थितः, श्वशुरादिभिः पश्चादभ्यनुज्ञातो गच्छेत्, किमिति निर्गत इत्याशङ्क्याह सृगालमध्यादिति । भवदेवं यदि तत्र सन्तो भवेयुः । ते हि सृगालाः तत्रापि यदक्रूरमतिसरिक्तं तत्साध्यानाम्, यत् क्रूरं तत् सृगालानामिति श्रोतो निर्णयः । न तु स्वभागस्य । किञ्च । लोकेऽपि तत् सृगालमध्ये न रक्षणीयमिति सिंहं दृष्टान्तीकरोति हरिरिति । यथा सिंहः स्वभागं हरति, तथा भगवानपि भागहृज्जातः । भागभृदिति पाठे भागं बिभर्तीति । गृहीतस्य शुद्ध एव स्थाने स्थापनमिति तत्र न स्थापितवान्, अन्यथा असुरगामि तद्भवेदिति ॥५६॥

ततो यज्जातं तदाह तं मानिन इति ।

<u>શ્લોકાર્થ -૫૬ :</u> રથ ઉપર ચઢવાની ઈચ્છાવાળી તે કન્યાને, ગરૂડના ચિન્હવાળા રથમાં બેસાડીને, રાજાઓના સમુહોને હરાવીને માધવ શ્રીકૃષ્ણે શત્રુઓના દેખતાં તેનું હરણ કર્યું. જેમ પોતાનો ભાગ લઈ જનારો સિંહ, શિયાળો વચ્ચેથી જાય તેમ બલભદ્ર જેમના નાયક હતા તેઓની સાથે હરિ ત્યાંથી ધીમે ધીમે પધાર્યા. (૫૫-૫૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એટલે જેમને આત્મનિવેદન કરેલું છે. તે કન્યાનું હરણ કર્યું. જો તે રથ ઉપર ચઢી જાય તો વળી સારથિ વિગેરેને હણવા પડે ત્યારે જ્યારે તેને ઈચ્છા કરી ત્યારે જ તેનું હરણ કર્યુ. તે વખતે બધો સમુહ દૂર રહેલો હોય છે. 'શત્રુઓના દેખતાં' શબ્દોથી તે બધા સાક્ષી બન્યા કારણ કે 'સ્ત્રીઓ શ્રીકૃષ્ણની છે' હરણ એટલે હાથથી પકડવું અથવા ઉપાડી જવું એવો અર્થ છે. (૫૫)

'ત્યાંથી રથમાં બેસાડી પધાર્યા' તે 'ગરૂડના ચિન્હવાળા' વિશેષણથી જણાવેલ છે એ પ્રસંગે આસપાસ કુંડાળાના આકરે રાજાઓ ઘેરીને ઉભા હતા. તે બધાને હરાવીને હરણ કર્યું.

'માધવ' શબ્દથી તે માટેનું બલ તેમનામાં હતું. તે બતાવે છે. ભગવાન લક્ષ્મીના પતિ છે. અને આ લક્ષ્મી છે. તેથી આ 'ભાયા' હોવાથી આનું રક્ષણ કરવામાં ભગવાનને ધર્મ પ્રાપ્ત થતો હતો. તેઓને હરાવ્યાં ત્યારે રૂકિમણીનું રક્ષણ કરનારાઓ સાથે પણ યુદ્ધ સંભવે અને તેઓને હરાવવામાં અમંગલ થાય તેથી તે દોષ દૂર કરતાં તત્તઃ 'ત્યાંથી' એ અવ્યય છે તેથી ત્યાં કોઈ હણાયું ન હતું એવો અર્થ છે. ત્યારે શહેરની અંદર કેટલે દૂર હણવાનું થાય તેવી શંકામાં 'ત્યાંથી પધાર્યા' શબ્દો યોજેલા છે. ભગવાન ઈચ્છેલા પ્રદેશે પધાર્યા એવો અર્થ છે. તેથી રૂકિમણીના રક્ષકો અને બલભદ્ર વિગેરેને ઉપદ્રવ થયો હસે એવી શંકામાં તેમ થયું ન હતું તે જણાવવા બલભદ્ર વિગેરેને ઉપદ્રવ થયો હસે એવી શંકામાં તેમ થયું ન હતું તે જણાવવા બલભદ્ર જેમના નાયક હતો એ બધા યાદવો સાધનવાળા અને રમણરૂપ હોઈ હિંસા કરતા ન હતા. 'ધીમેધીમે' શબ્દ યોજેલ છે કારણ કે નગરમાં રહેનારા લોકો બધા આવેલા હોવાછતાં પણ લોકની વાતચિત્ત પ્રમાણે રૂકિમણી શ્રીકૃષ્ણને આપેલી છે તેથી તે લઈ જાય છે એમ સમજી માનપૂર્વક વરઘોડો જોનારા જ હતા.

સર્વનો સંદેહ દૂર કરવા ભગવાન ત્યાં જ કેમ ન રહ્યા? એમ શા માટે જતા રહ્યા? એવી શંકા થાય તેથી 'જેમ ભાગ લઈ જનારો સિંહ શીયાળો વચ્ચેથી જાય' એવું દષ્ટાંત આપેલું છે. દુષ્ટ ચિત્તવાળા જરાસંધ વિગેરે વચ્ચે પોતાનો ભાગ રાખવો જોઈએ નહિ તે સાધ્યોનો ભાગ છે જે ક્રૂર પડી રહેલ હોય તે સૃગાલોનો ભાગ છે એવો નિયમ છે. જેમ કે મથન કરી ઉત્પન્ન કરેલો અગ્નિ અને પશુને બાંધવાના થાંભલાને બાંધવાની કડી ઉપરનો ભાગ સાધ્યોનો છે અને યતિઓ સૃગોલોનો ભાગ છે એવી શ્રુતિ પ્રમાણે નિર્ણય થએલો છે.

વળી લોકમાં પણ તે સૃગાલો વચ્ચેથી રાખવા યોગ્ય નથી. એવું 'સિંહ' શબ્દથી દષ્ટાંત આપેલ છે. જેમ સિંહ પોતાનો ભાગ લઈ જાય છે. તેમ ભગવાન પણ ભાગ લઈ જનારા બન્યા. 'ભામમૃત' પાઠ હોય ત્યારે ભાગ રાખનાર એવો અર્થ થાય છે. જે ગ્રહણ કરેલ હોય તેને શુદ્ધિ સ્થાનમાં રાખવું જોઈએ.

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**तं मानिनः स्वाभिभवं यशः क्षयं परे जरासन्धवशा न सेहिरे ।**
**अहो धिगस्मधश आत्तधन्वानां गोपैर्हृतं केसरिणां मृगैरिव ॥५७॥**

अभिमानरक्षार्थमेव समागताः । तदुक्तम् । यद्यागत्य हरेकृष्ण इति । तज्ज्ञातमिति स्वस्य अभिभवं तिरस्कारं यशसश्च क्षयं दृष्ट्वा । तत्रापि परैः कृतम् । नहि शत्रुकृतं सोढुं शक्यमिति । ते यदि विवाहेनापि नयेयुः, तथापि सोढुमशक्याः, किमुत बलादिति । तत्रापि जरासन्धवशाः, यैः पूर्वं जयोनुभूतः, अतो न सेहिरे, असहमाना जाताः । जरासन्धवशत्वेन यशःक्षयासहनम्, मानित्वेन स्वामिभवासहनमिति । तत्रोभयविधं स्वनिन्दाप्रतिपादक वाक्यमाह अहो धिगिति । आत्तधन्वनामस्माकं यशो धिगति । यदि यशो भवेत्, तदा यशसा भीताः नेतारो भवेयुः इति मानिनां वचनम् । जरासन्धप्रमुखानां वचनमाह गोपैर्हृतमिति । गोपाला हि गां हरन्ति । यस्य कस्यचित् । तत्रापि केसरिणां हृतमिति महदाश्चर्यम् । केसरी हि गां भक्षयति । गोपालाः पालयन्ति ।अतःकृतं युक्तमेव, परमत्याश्चर्यम् । केसरी हि गां भक्षयति । गोपालाः पालयन्ति ।अतःकृतं युक्तमेव, परमत्याश्चर्यम् तेषां प्रशंसा स्वपौरुषख्यापनं च । अनेनातः परं प्रयत्नो न कर्तव्य इत्यपि सूचितम् । कर्तव्योऽपीति अत्र हेतुमाहुः केसरिणां मृगैरिवेति । मृगा हि साधारणाः, केसरी मृगेन्द्रः, तत्रापि बहूनां भागोऽयमिति दृष्टान्तोऽत्र वर्तत इति नात्यन्तश्चर्यमिति स्वमनःसमाधानमाहुः ॥५७॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे चतुर्थोऽध्यायः ॥४॥

*શ્લોકાર્થ -૫૭ :* જરાસંધના તાબાના અભિમાની શત્રુઓ, પોતાનો તે તિરસ્કાર અને યશનો ક્ષય સહન કરી શકયા નહિ અને બોલ્યા કે આશ્ચર્ય / સિંહોનો યશ જેમ હરણો કરે તેમ ધનુષ્ય ખેંચી રહેલા આપણનો યશ ગોપોએ હર્યો. ધિક્કાર છે આપણા તે યશને . (૫૭)

ભાવાર્થ, સુબોધિનીજી : શત્રુઓ અભિમાનનું રક્ષણ કરવા જ આવેલા

હતા. તે 'જો શ્રીકૃષ્ણ આવીને હરણ કરે' એમ કહેલું છે. તિરસ્કાર અને યશનો ક્ષય જોઇને સહન કરી શકાતું નથી. જો તેઓ વિવાહ કરીને પણ લઈ જાય. તો પણ સહન કરી શકાય નહિ. તો પછી બલથી લઈ જાય તેતો કેમ સહન કરી શકાય? તેમાં પણ જરાસંધના તાબાના તે સહન કરી શકયા નહિ એટલે ધિરજ ધારણ કરી શકયા નહિ. યશનો ક્ષય સહન કરી શકાય નહિ અને અભિમાનવાળા હોવાથી પોતાનો તિરસ્કાર પણ સહન કરી શક્યા નહિ.

'ધનુષ્ય ખેંચી રહેલા આપણા યશને ધિક્કારે છે.' ઉપર પ્રકારેનું વાકય કહેલું છે. જો યશ હોત તો રૂકિમણીને લઈ જવામાં યશથી ભય પામ્યા હોત એવું અભિમાનવાળાનું વાક્ય કહ્યું. 'સિંહોનો યશ જેમ હરણો હરે તેમ' ગોપાલોએ હર્યો. એવું જરાસંધ જેમનો અગ્રેસર હતો. તેમનું કહેલું વાક્ય છે. તેમાં પણ સિંહની હરી તે ઘણું આશ્ચર્ય છે. સિંહ ગાયનું ભક્ષણ કરે છે અને ગોપાલો તેનું રક્ષણ કરે છે. તેથી તેમણે કરેલું યોગ્ય છે. પરંતુ આશ્ચર્યકારક છે એવી તેમની પ્રશંસા કરી છે. અને પોતાનું શૌર્ય જણાવ્યું છે. આથી લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ નહિ. 'સિંહોનો હરણો હરણ કરે ' એ શબ્દોથી કહેલું છે. કારણ કે હરણો સાધારણ જાનવરો છે. અને સિંહ જાનવરોનો રાજા છે. એવું અહીં દૃષ્ટાંત હોવાથી તેઓ હરિ જાય તે અત્યન્ત આશ્ચર્યકારક નથી. એવું પોતાના મનનું સમાધાન તેઓએ કરેલું છે. (૫૭)




**દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય – ૪**

**રાજસ સાધન પ્રકરણ**

**સમાપ્ત**



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीकृष्णाय नमः ।

## पञ्चमोऽध्यायः ।

यावन्निवर्तते चित्तं तदीयानां स्वभावतः ।
तावदन्यस्य विषयो भगवांस्तं न मन्यते ॥१॥

अतो विधिविवाहार्थं तन्निराकरणं पुरा ।
त्रिविधानां निरूप्यं हि युद्धमुण्डनबोधनैः ॥२॥

उदासीनाः स्वकीयाश्च स्वयं चेत्यत्र शात्रवः ।
मध्यमं भगवत्कार्यमनुकल्पो यतस्तथा ॥३॥

उत्तरार्धे पञ्चमे तु विवाहो वर्ण्यते हरेः ।
रुक्मिण्या सर्वभावेन तद्दोषान् विनिवर्त्य हि ॥४॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય ૫ મો

## રાજસ સાધન પ્રકરણ

## શિશુપાલના સાથી રાજાઓ અને રૂક્મિની હાર

## શ્રીકૃષ્ણ રુક્મિણીનો વિવાહ




કારિકાઓ :

કારીકા- ૧. જયાંસુધી તદીયોનું ચિત્ત સ્વભાવથી નિવૃત્ત થઈ જાય ત્યાં સુધી અન્ય વિષયક ભગવાન તેની ગણના કરતા નથી. (૧)

કારિકા- ૨. તેથી વિધિપ્રમાણે વિવાહ કરવા માટે યુદ્ધ, મુંડન અને બોધ દ્વારા પહેલા ત્રણ પ્રકારોનું તેનું નિરાકરણ નિરૂપવુ જ જોઈએ. (૨)

કારિકા-૩. આ વિષયમાં ઉદાસીનો, સગાઓ અને પોતે શત્રુઓ છે. ભગવાનનું કાર્ય મધ્યમાં છે, કારણ કે તે પ્રમાણે કરવા શક્તિમાન છે. (૩)

કારિકા:-૪. ઉત્તરાર્ધના પાંચમા અધ્યાયમાં રૂક્મિણીના (બધા) દોષો - અંતરાયો દૂર કરીને જ તેની સાથે હરિના વિવાહનું અન્તઃકરણપૂર્વક વર્ણન કરવામાં આવે છે. (૪)

ગયા અધ્યાયમાં અંતે એમ કહેલું છે કે જરાસંધ વિગેરે એ પોતાના યશની નિંદા કરી પછી તે સાત્ત્વિકોએ જેટલું બન્યું તેટલું પુરૂષાતન કર્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

पूर्वाध्यायान्ते स्वयशोनिन्दां कृतवन्त इत्युक्तम् । ततो यावच्छक्यं स्वपौरुषं सात्त्विकास्ते कृतवन्त इत्याह इतीति ।

**श्रीशुक उवाच - इति सर्वे सुसंरब्धा वाहानारुह्य दंशिताः ।**
**स्वैः स्वैर्बलैः परिक्रान्ता अन्वीयुर्धृतकार्मुकाः ॥१॥**

सर्वे एव मिलिताः सुसंरब्धाः अल्पीयांसो भगवदीया इति स्वोद्यमः । भगवांश्च स्त्रीरक्षायां व्यापृत इति । अन्यथा सात्त्विकानां विचारपूर्वकं प्रवृत्तिर्न स्यात् । सुष्ठु संरब्धाः क्रोधेन परस्परवाक्यैर्वा । ततो वाहान् रथादीन् दंशिताः बद्धकवचाः सम्भूय । युद्धे एकस्यापि भङ्गे सर्वेषां भवेदिति स्वैः स्वैर्बलैः पृथगेव परितः आक्रान्ताः, दूरादेव मारणार्थं धृतकार्मुका जाताः ॥१॥

एवं शत्रूणामुद्योगमुक्त्वा तत्प्रतीकारार्थं भगवदीयानामप्युद्योगमाह तानापतत इति ।

<u>શ્લોકાર્થ -૧ :</u> બધા એવી રીતે ગુસ્સો કરીને, વાહનો ઉપર બેસી, કવચો બાંધી, પોત પોતાના સૈન્યોથી વીંટાઇ, ધનુષ્ય ધારણ કરી પાછળ દોડયા. (૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધાએ ભેગા થઇ ક્રોધ કર્યો. ભગવાનના યોદ્ધાઓ થોડા હતા તેથી અને ભગવાન સ્ત્રીનું રક્ષણ કરવામાં રોકાયેલાં હતા. તેથી તેમણે ઉદ્યમ કર્યો. તેમ ન હોય તો સાત્ત્વિકોની પ્રવૃત્તિ ન થાય. તેઓ ક્રોધને લીધે ઘણા ગુસ્સે થયા. પછી રથ ઉપર બેસીને, કવચો બાંધી, એકઠા થઇ, જુદા જુદા પોતાના સૈન્યોથી ચારે તરફ વીંટાઇ, દૂરથી પ્રહાર કરવા પોતે ધનુષ્ય ધારણ કર્યા. (૧)

એ પ્રમાણે શત્રુઓનો ઉદ્યોગ વર્ણવી, તેને અટકાવવા માટે ભગવાનના સૈનિકોએ કરેલ ઉદ્યોગ નીચેના શ્લોકથી કહે છે.

**तानापतत आलोक्य यादवानीकयूथपाः ।**
**तस्थुस्तत्सम्मुखा राजन्विस्फूर्ज्य स्वधनूंषि ते ॥२॥**

आ सर्वतः पततः । अत्र विद्यमानाः सर्वे यादवानीकानां यूथपा एव, न तु कश्चित्सेनारूपः । साधारणो वा । अतस्तत्सम्मुखा एव तस्थुः ।

आत्मीयाश्चेन्महान्तः अल्पीयांसोऽपि भवन्ति, तदापि जय इति बहूनामपि सम्मुखा जाताः । तानाकारयन्त इव स्वधनूंषि विस्फूर्ज्य ज्यानिनादं कृत्वा स्थिताः, यतस्ते रामादयः प्रसिद्धाः ॥२॥



ततः प्रथमे प्रथमतः युद्धार्थं प्रवृत्ता इत्याह अश्वपृष्ठ इति ।

*શ્લોકાર્થ - ૨ : હે રાજન્ ! તેઓને સર્વ તરફથી દોડી આવતા જોઈને, તે યાદવ સૈન્યના સેનાપતિઓ પોતાના ધનુષ્યોનો ટંકાર કરી તેમની સામે ઉભા રહ્યાં. (૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : સર્વ તરફથી દોડી આવતા જોઈને સામા ઉભા રહ્યા. આ બધા યાદવો સૈન્યના સેનાપતિઓ જ હતા. કોઈ સાધારણ યોધ્ધા ન હતા. તેથી તેમની સામે ઉભા રહ્યા. તેઓ થોડા હોવા છતાં પોતાનો જય થાય તે માટે શત્રુઓના સૈન્યની સામે ઉભા રહ્યા. તેમને પડકારવા માટે પોતાના ધનુષ્યોથી ટંકાર કરી ઉભા રહ્યા. કારણ કે તે બલભદ્ર વિગેરે પ્રસિદ્ધ હતા. (૨)

પછી જરાસંધ વિગેરેએ યુદ્ધ માટે પહેલાં પ્રવૃત્તિ કરી તે કહે છે.

**अश्वपृष्ठे गजस्कन्धे रथोपस्थे च कोविदाः ।**
**मुमुचुः शरवर्षाणि मेघा अद्रिष्वपो यथा ॥३॥**

यत्रैव प्रहारे न कस्यापि व्यथा, तत्रैव तेषां शरपातो भवतीति ज्ञापनार्थं अश्वपृष्ठ इति । चर्मादि व्यवधायकमस्तीति । तथा गजस्कन्धेऽपि, तता रथोपस्थे अनुपविष्टभागे । कोविदा अपि । अथ वा यत्रैव पीडा सम्भवति, तत्रैव शरवृष्टिं कृतवन्तः । यतः कोविदाः । चकारात् सारथिस्थानेऽपि । प्रतीकाराकरणेऽपि न कश्चित्तेषामपकारो जात इत्यत्र दृष्टान्तमाह मेघा अद्रिष्विति । न दीर्यत इत्यद्रिः । अन्यथा विदारे तदीयानामपकारात् विशेषणं व्यर्थं स्यात् । तत्रापि मेघाः साधारणाः, न तु नीलाः । तत्राप्यपः, न तु धाराः ॥३॥

ततो रुक्मिण्या भयं जातम् , तद्भगवता निवारितमिति निरूप्यते ।

भगवान् भक्तार्थमेव सर्वं करोतीति ज्ञापनार्थम् । केवलं तेषां वधे रुक्मिण्या अप्यसम्मतौ स्वार्थमेव तत् कृतवानिति क्लिष्टकर्मता स्यात् । ततो युद्धात्पूर्वं तदाह पत्युर्बलमिति द्वाभ्याम् ।

श्लोकार्थ - ३ : જેમ વાદળાંઓ પર્વતો ઉપર જલ નાખે તેમ યુદ્ધમાં પ્રવીણ શત્રુઓએ અશ્વોની પીઠ ઉપર, હાથીઓની કાંધ ઉપર અને રથના મધ્ય ભાગ ઉપર બાણોની વૃષ્ટિ કરી. (૩)

ભાવાર્થ, સુબોધિનીજી : જ્યાં પ્રહાર થવાથી કોઈને પણ ઈજા ન થાય ત્યાં જ તેઓના બાણો પડતાં હતાં, એમ જણાવવા અશ્વોની પીઠ ઉપર એમ કહેલું છે. અને હાથીઓની કાંધ ઉપર અને રથના મધ્ય ભાગ ઉપર કાંઈ બેઠેલું ન હોય ત્યાં બાણોની વૃષ્ટિ કરી. અથવા જ્યાં પીડા થવાનો સંભવ હતો ત્યાં બાણોની વૃષ્ટિ કરી. કારણ કે તેઓ પ્રવીણ હતા. 'ચ' અને શબ્દથી સારથીના સ્થાન પર પણ બાણોની વૃષ્ટિ કરી. અટકાયત ન કરવા છતાં પણ તે યાદવોને કાંઇ પણ હાની થઈ નહિ. તે માટે આપેલું દૃષ્ટાંત 'જેમ વાદળાંઓ અદ્રિઓ ઉપર જલ નાખે' શબ્દોથી કહેલું છે. 'न द्रियते'જે ફાટતો નથી તે પર્વત. તે વાદળાંઓ જલ નાખે છે પરંતુ ધારાઓ કરતા નથી. (૩)

'ભગવાન ભકતોને માટે જ બધું કરે છે' એમ જણાવવા માટે 'રૂક્મિણીને પછી ભય થયો તે ભગવાને મટાડયો' એમ કહેવામાં આવે છે. જો જરાસંધના સૈનિકોનો વધ જ કરવામાં આવે અને રૂક્મિણીની તેમા સંમતિ ન હોય તો ભગવાને પોતાના માટે જ તો કાર્ય કરેલું હોવાથી તે કલેશવાળું કર્મ થાય તે હવે કહે છે.

पत्युर्बलं शरासारैश्छन्नं वीक्ष्य सुमध्यमा ।
सव्रीडमैक्षत्तद्वक्रं भयविह्वललोचना ॥४॥
प्रहस्य भगवानाह मा स्म भैर्वामलोचने ।
विनङ्क्ष्यत्यधुनैवैतत्तावकैः शात्रवं बलम् ॥५॥






शराणामासारैः धारासम्पातैः: सम्यक् छन्नम् । पत्युर्भगवतो बलं छन्नं वीक्ष्य तद्वक्त्रं सव्रीऽमैक्षत । **सुमध्यमेति** विनियोगोऽन्यथा भविष्यतीति शङ्कया, शुद्धान्तःकरणा वा । राजसगुणे हि सति शौर्यादिकं भवतीति । एतदर्थमेव भगवदीयानां सहनम् । अपूर्वदर्शनमिति सव्रीडमैक्षत । वस्तुतः सभयं द्रष्टव्यम्, तथापि तावदयं पलायनपि कर्तुं शक्त इति । लज्जैव परं भवेदिति । उभयथापि सव्रीऽमैक्षत। ततः क्षणानन्तरं भयेन विह्वले लोचने यस्याः तादृश्यपि जाता । तस्य भगवतो वक्त्रमैक्षत । ततः सान्त्वनमाह प्रहस्येति । एवं हि कामः स्वयं स्वकीयवधं कामयत इति हासेनैव मोहने तस्या भयादिकमपि निवारतिम् । मनो देहश्च भगवते सन्देशार्थं प्रेषितवती, न तु वाणीम् । अन्यथा सैव रमेत । भगवानपि तथा वाणीमेवोक्तवान् यथा योग्यम् । भगवत्वादेव नाविश्वासः तथैव हृदये वा सम्पादितवान् । मा स्म भैरित्याह । प्रसिद्धिरेव सर्वत्र वर्तते भगवदीयानां भयं नास्तीति । वामलोचन इति । वक्रा दृष्टिर्न कर्तव्या, आहोस्वित् पुरुषमपि या जयति, तस्याः किं भयमिति । मनोहरदृष्टित्वादेव शुभं भविष्यति, त्वद्दृष्टा वा हता भविष्यन्तीति सम्बोधनम् । अधुनैवेति । निःसन्देहः । तामात्मत्वेन गृहीत्वाह त्यक्त्वा गमनाभावाय । **तावकैरिति** । सर्वात्मकत्वविचारेऽपि उपपत्तिमाह शात्रवं बलमिति । शत्रवो हन्तव्या एवेति ॥५॥

एवं भगवद्वाक्येनैव ते आज्ञप्ता एव सामर्थ्ययुक्ता एव शत्रुबलं दूरीकृतवन्त इत्याह तेषामिति ।

<u>શ્લોકાર્થ -૪-૫ :</u> સુંદર કેડવાળીએ પતિના સૈન્યને બાણોની વૃષ્ટિથી ઢંકાયેલું જોઈને, ભયથી વિહ્વલ નેત્રોવાળી થઈ, લજ્જાપૂર્વક તેમના મુખ સામે જોયું. ભગવાને હસીને કહ્યું કે હે વામ લોચનવાળી ! ભય ન પામ. આ શત્રુનું સૈન્ય હમણાં જ તારા સૈન્યથી નાશ પામશે. (૪-૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બાણોની ધારા પડવાથી સારી રીતે ઢંકાયેલું પતિના સૈન્યને જોઈને રૂકિમણીએ લજ્જાપૂર્વક ભય પામી અથવા શુદ્ધ અન્તઃકરણવાળી થઈ તેમના મુખ સામે જોયું એમ જણાવવા સુંદર કેડવાળી

વિશેષણ યોજેલું છે. કારણ કે રાજસ ગુણ થાય ત્યારે જ શૌર્ય આવે છે. આ માટે જ ભગવદીયોએ સહન કરેલું ભગવાનના મુખનું અપૂર્વ દર્શન થતું હતું, તેથી લજ્જાપૂર્વક જોયું. વાસ્તવિક રીતે ભયપૂર્વક જોવું જોઈએ. બંને પ્રકારે ભગવાનના મુખ સામે જોયું. (૪)

પછી પાંચમા શ્લોકમાં ભગવાને કરેલું સાન્ત્વન કહે છે. પોતે પોતાના સંબંધીઓના વધની ઈચ્છા કરે છે તેથી ભગવાને તેનો ભય હાસ્ય વડે મટાડયો. તેને મન અને દેહને સંદેશા માટે ભગવાન પાસે મોકલેલા પણ વાણી મોકલેલી નહિ. જો વાણીને પણ મોકલી હોત તો તે રમણ કરત. ભગવાન પણ જેમ યોગ્ય હતું તે વાણી જ બોલ્યા. તે ભગવાન હોવાથી તેમનામાં અવિશ્વાસ ન હતો. એ 'ભય ન પામ'. એ શબ્દોથી કહ્યું. ભગવદીઓને ભય હોતો નથી એવી પ્રસિદ્ધિ સર્વસ્થળે છે. હે વામ લોચનવાળી સંબોધનથી વાંકી દષ્ટિ ન કરવી જોઈએ. ઘણા ભાગે જે પુરૂષ પર જય મેળવે છે તેને ભય હોતો નથી અથવા તું મનોહર દષ્ટિવાળી હોવાથી તારૂં શુભ જ થશે. તારી દષ્ટિથી શત્રુઓનો નાશ થશે. 'હમણાં જ' શબ્દથી તેમાં સંદેહ નથી એમ સચવ્યું. તારા સૈન્યથી શબ્દ 'તને ત્યજીને જઈશ નહિ' એ જણાવવા મૂકેલ છે. શત્રુઓ હણવા યોગ્ય જ છે. (૫)

એ પ્રમાણે ભગવાનના વાકયથી આજ્ઞા પ્રાપ્ત થતાં તેઓએ શત્રુના સૈન્ય ઉપર સરસાઈ પ્રાપ્ત કરી તે હવે કહે છે.

**तेषां तद्विक्रमं वीरा गदसङ्कर्षणादयः ।**
**अमृष्यमाणा नाराचैर्जघ्नुर्हयगजान् रथान् ॥६॥**

तादृशं पराक्रमं अमृष्यमाणाः सन्तः जघ्नुः, तादृशं पराक्रमं को वा शत्रुरुपेक्षेत। गदः सङ्कर्षणश्च आदिभूतौ येषाम् । एकः प्रविश्य मारयति, अपरस्त्वाकृष्य । इतो हीनः कोऽपि नास्तीति तयोरादित्वम् । नाराचैर्बाणविशेषैः। हयगजान् रथानिति।त्रिविधा हता इति गणिताः। न हि महद्भिः क्षुद्रा हन्यन्ते । अतो न पत्तयः परिगणिताः ॥६॥

हननं फलपर्यवसायीति फलमाह त्रिभिः पेतुरिति ।

શ્લોકાર્થ-૬ : ગદ, સંકર્ષણ વિગેરે વીરોએ તેઓનું પરાક્રમ સહન ન થતાં

બાણોથી રથો, અશ્વો અને હાથીઓનો નાશ કર્યો. (૬)

ભાવાર્થ, સુબોધિનીજી : ગદ વિગેરેએ તેનું પરાક્રમ સહન નહિ કરનારા થઈ અશ્વો વિગેરેનો નાશ કર્યો. ગદ અને સર્કષણ મુખ્ય હતા. એક પ્રવેશ કરીને હણતો. બીજો શત્રુના સૈન્યને ખેંચીને હણતો. અમુક પ્રકારના બાણોથી અશ્વો, હાથીઓ અને રથો ત્રણ પ્રકારનાંને હણ્યા. કારણ કે શૂરવીરો નજીવાઓને હણતા નથી. તેથી પગે ચાલનાર સૈન્યની ગણના કરી નથી. (૬)

હણવાનું પરિણામ ફલમાં આવ્યું તે નીચેના શ્લોકથી કહે છે. કારણ કે અવયવવાળાઓને અને અવયવોનો વધ બે પ્રકારનો અને પલાયન એમ ત્રણ પ્રકારનું ફલ થયુ.




पेतुः शिरांसि रथिनामश्विनां गजिनां भुवि ।
सकुण्डलकिरीटानि सोष्णीषाणि च कोटिशः ॥७॥
हस्ताः सासिगदेष्वासाः करभा ऊरवोऽङ्घ्रयः।
अश्वाश्वतरनागोष्ट्रखरमर्त्यशिरांसि च ॥८॥
हन्यमानबलानीका वृष्णिभिर्जयकाङ्क्षिभिः।
राजानो विमुखा जग्मुर्जरासन्धुपुरःसराः ॥९॥

धधो द्विविधः, अवयविनः अवयवानां च । ततः पलायनमिति रथिनां शिरांसि निकृत्तानि रथस्थानं परित्यज्य भुवि पेतुः । तथा अश्विनां अश्वसहितानां गजसहितानां वा । खड्गयुद्धे नैतदाश्चर्यम्, बाणयुद्धे तु भवतीति निरूपितम् । तेषामप्रयोजकत्वं निवारयति सकुण्डलकिरीटानीति । उष्णणीषकुण्डलकिरीटानि त्रिविधानि । प्रायिकत्वं व्यावर्तयितुं कौटिश इत्युक्तम् । अवयवानाह हस्ता इति । असियुक्ता गदायुक्ताः दक्षिणाः, इष्वासयुक्ताः वामाः शुण्डादण्डाः, ऊरवः अङ्घ्रश्च सर्वेषामश्वादीनां शिरांसि च भुवि पेतुरितिसम्बन्धः । नागा हस्तिनः । षड्विधा अपि हता इत्यर्थः । चकारात् ध्वजादीनामपि भूमिपातः । ततः पलायनमाह हन्यमानेति ।

सर्वमेव बलमनीकरूपं हन्मानं येषाम् । एते तु वृष्टिमेव कृतवन्त :, ते भार तु मारयन्ति, ते तु मारयन्ति । , ते तु मारयन्ति । तत्र हेतुः जयकाङ्क्षिभिरिति । कन्या तु प्राप्तैव, केवलं जय एवापेक्षित इति तेषामुद्योगः । ततो राजानः स्वदेशभोगेप्सवः किं वृथा मरणेनेति सर्व विमुखाः कुण्डिपुरं जग्मुः । जरासन्धः पुरःसरो येषाम् । स हिजलायने कृताभ्यासः ।।९।।

<u>શ્લોકાર્થ -૭-૮-૯ :</u> કરોડોની સંખ્યામાં રથમાં બેઠેલા, અશ્વો ઉપર અને હાથીઓ પર બેઠેલા યોદ્ધાઓના કુંડલો, મુગટો અને પાઘડીઓ સાથેના માથાઓ, તલવાર , ગદા, ધનુષ્ય હાથો, સાથળો, સૂંઢો, પગો અને અશ્વના, ખચ્ચરના , હાથીઓના, ઊંટોના, ગધેડાઓના અને મનુષ્યોના માથાઓ ભૂમિ ઉપર પડયાં.

જરાસંધની આગેવાનીવાળા રાજાઓ, જેમના સૈન્યો જયની ઈચ્છાવાળા વૃષ્ણિઓથી હણાતાં હતા તેવા જરાસંધની આગેવાનીયુક્ત રાજાઓ પીઠ દેખાડી જતા રહ્યા.(૭-૮-૯)

<u>ભાવાર્થ,સુબોધિનીજી:</u> રથ ઉપર બેઠેલા યોદ્ધાઓના કપાયેલા માથાઓ રથનું સ્થાન ત્યજી ભૂમિ ઉપર પડયાં. એ પ્રમાણે અશ્વ ઉપર, હાથી ઉપર બેઠેલાઓના માથાં ભૂમિ ઉપર પડયાં. આ તલવારથી થતા યુદ્ધમાં આશ્ચર્યકારક નથી, પણ બાણોના યુદ્ધમાં આશ્ચર્યકારક છે તેથી વર્ણવેલું છે. 'કુંડલો અને મુગટો સાથે' વિશેષણથી તેઓ નમાલા ન હતા એમ સૂચવ્યું. પાઘડીઓ, કુંડલો અને મુગટોવાળા એમ ત્રણ પ્રકારનાં માથાં પડયાં. કરોડોની સંખ્યામાં ભૂમિ ઉપર પડેલા અવયવો વર્ણવે છે. તલવાર અને ગદા સહિત હાથો જમણા હાથો અને ધનુષ્ય સહિત ડાબા હાથો, હાથીની સૂંઢો, પગો, સાથળો અને અશ્વના માથાઓ પણ ભૂમિ ઉપર પડયાં. 'ચ' અને શબ્દથી જણાવે છે કે ધજાઓ વિગેરે ભૂમિ ઉપર પડયાં. (૮)

નવમા શ્લોકમાં રાજાઓએ પલાયન કરેલું તેનું વર્ણન છે. બધું સૈન્ય હણાતું હતું. રાજાઓ હણાતા ન હતા. પરંતુ યાદવો તો હણતા જ હતા. તેનું કારણ 'જયની ઈચ્છા રાખનાર' વિશેષણથી કહેલું છે.

કન્યા તો પ્રાપ્ત થઈ જ માત્ર જયની જ જરૂર રહી, તેથી તેને હણવાનો ઉદ્યોગ કર્યો.

નકામું મરવાથી શું લાભ? એમ વિચારી બધા પીઠ બતાવી કુંડિનપુર ગયા. જરાસંધ અગ્રેસર હતો તે પણ પલાયન થયો. (૯)




**शिशुपालं समभ्येत्य हृतदारमिवातुरम् ।**
**नष्टत्विषं गतोत्साहं शुष्यद्वदनमब्रुवन् ॥१०॥**

भीष्मोऽत्र न वक्तव्य इति तस्यापकाराभावाच्च शिशुपालं समभ्येत्य अविवाहेऽपि जातविवाह इव खिद्यमानो जातः ततो मर्तुकामं विषादिना आतुरं विचाररहितं मब्रुवन् शिशुपालपरिज्ञाने मरणसाधनमेव ज्ञापकम्, नत्वन्यदित्याह नष्टत्विषमिति । बहिः कान्त्यभावः, अन्तरूत्साहाभावः । जरासन्धो हि अत्यन्तमभ्यस्तबोधनः ॥१०॥

सान्त्वनवाक्यान्याह भो भो इति षड्भिः ।

શ્લોકાર્થ -૧૦ : *તેઓએ જેની પત્ની હણાયેલી હોય તેની પેઠે, વિચારમૂઢ થયેલા, કાંતિ વિનાના, ઉત્સાહ વિનાના, સુકાતા મુખવાળા શિશુપાલ પાસે જઈ તેને નીચે પ્રમાણે કહ્યું. (૧૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભીષ્મકને આ વિષયમાં કાંઈ કહેવાનું નથી. તેથી તેઓ શિશુપાલ પાસે ગયા. તે પોતે વિવાહ નહિ થયેલો હોવા છતાં પણ દુઃખી થતો હતો. પછી મરવાની ઈચ્છાવાળા થયેલા, વિચારમૂઢ, હરાયેલી સ્ત્રીવાળા, સુકાતા મુખવાળા તેને તરત જ દિલાસો આપવા લાગ્યા તે 'કાંતિ વિનાના' વિશેષણથી કહેલું છે. શિશુપાલને કાંતિ ન હતી અને અંદર ઉત્સાહ પણ ન હતો. તેને દિલાસો આપવા લાગ્યા. જરાસંધને બોધ આપવાનો અભ્યાસ હતો. (૧૦)

નીચેના શ્લોકથી આરંભી છ શ્લોકથી દિલાસાના વચનો કહે છે. કારણ કે ભગવાનના ગુણોથી જ દિલાસો મળે છે આથી દિલાસાથી તેનું પણ રૂક્મિણી વિષેનું અભિમાન દૂર થશે એમ કહેલું છે.

**भो भोः पुरुषशार्दूल दौर्मनस्यमिदं त्यज ।**
**न प्रियाप्रिययो राजन्निष्ठा देहिषु दृश्यते ॥११॥**

भगवद्गुणैरेव सान्त्वनं भवतीति । अनेन तस्यापि रुक्मिण्यामभिमानो निवर्तिष्यते इति निरूपितम् । आदौ स्वास्थ्यं सम्पादयति । भो भो इति मूर्च्छितप्रबोधनम् । स्तुत्या माहात्म्यं हृदये समायातीति पुरुषशार्दूलेति सम्बोधनम् । इदं विवाहाभावलक्षणम् । न हि त्वदीयं किञ्चिद्गतमस्ति । अप्राप्तत्वात् । जाते विवाहे प्रियं भवेदिति यदि, तत्राह न प्रियाप्रिययोरिति । देहिषु सर्वदा प्रियं वा कस्यचिदप्रियं वेति निष्ठा निर्धारो नास्ति । तत्र देहित्वमेव हेतुः । 'दिह उपचयइ'ति । यदोपचय'इति । यदोपचयः तदा प्रियम्, अन्यदाऽप्रियमिति ॥११॥

हेत्वन्तराण्याह **यथा दारुमयीति ।**

*श्લોકાર્થ -૧૧ : ઓ - ઓ ઉત્તમ પુરૂષ ! આ મનની ઉદાસીનતાનો ત્યાગ કર. હે રાજન્ ! દેહીઓમાં પ્રિય અથવા અપ્રિયનો નિશ્ચય જોવામાં આવતો નથી. (૧૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : આરંભમાં આ શ્લોકથી સ્વસ્થપણું પ્રાપ્ત કરાવે છે. મૂર્છા પામેલાને ભાનમાં લાવવા માટે ભો - ભો ઓ - ઓ એમ કહેલું છે. પુરૂષ એમ સંબોધન કરેલું છે. આ એટલે વિવાહ ન થવા રૂપ મનની ઉદાસીનતાનો ત્યાગ કર, કારણ કે તને કન્યા પ્રાપ્ત થયેલ નહિ હોવાથી તારૂં કાંઈ ગયું નથી.

વિવાહ થાત તો મારૂં પ્રિય થાત એમ જો શિશુપાલ કહે તો તે સંબંધમાં ઉત્તરાર્ધ યોજેલો છે. કોઈનું પણ સદા પ્રિય અથવા સદા અપ્રિય થાય એવો દેહીઓમાં નિશ્ચય હોતો નથી. તેનું કારણ પણ દેહીપણું જ છે કારણ કે ધાતુ વૃદ્ધિના અર્થવાળો છે. જ્યારે વૃદ્ધિ થાય ત્યારે પ્રિય થાય છે. બીજા સમયે અપ્રિય થાય છે. એવો અર્થ છે. (૧૧)

નીચેના શ્લોકમાં મનની ઉદાસીનતા ત્યજવાનાં બીજા કારણો કહે છે.




**यथा दारुमयी योषिन्नृत्यते कुहकेच्छया ।**
**एवमीश्वरतन्त्रोऽयमीहते सुखदुःखयोः ॥१२॥**

अलौकिको बोधनहेतुरयम् । दारुमयी योषित् विवृताङ्ग्यपि सभायां विरुद्धरसापि । कुहकस्य वञ्चकस्य । कस्याश्चिद्देवताया रूपं कृत्वा तां नर्तयित्वा स्वोदरभरणं करोति । एवमीश्वरेण सर्वोऽपि नर्त्यते स्वक्रीडार्थम् । अत ईश्वराधीन एवायं लोकः भ्रमात्सुखदुःखयोरीहते । सुखं भवतु, दुःखं मा भवत्विति । यथाकथञ्चित् प्रवृत्त्यर्थं भगवति दोषज्ञानाभावाय तथा बुद्धिमुत्पादयति ॥१२॥

एवं शास्त्रीयमुक्त्वा लौकिकं स्वकीयमाह शौरेः सप्तदशाहमिति ।

श्लोकार्थ-१२ : જેમ કાષ્ટની પુતળી મદારીની ઈચ્છા પ્રમાણે નાચે છે એ પ્રમાણે ઈશ્વરને અધીન રહીને આ માણસ સુખ અને દુઃખ સંબંધી ચેષ્ટા કરે છે. (૧૨)

ભાવાર્થ, સુબોધિનીજી : આ બોધનું કારણ અલૌકિક છે. કાષ્ટની પુતળી ખુલ્લાં અંગોવાળી હોવા છતાં, સભામાં વિરૂદ્ધ રસવાળી હોવા છતાં મદારીની ઈચ્છા પ્રમાણે નાચે છે. હરકોઈ દેવતાનું રૂપ બનાવી, તેને નચાવી મદારી પોતાનું પેટ ભરે છે એ પ્રમાણે ઈશ્વર બધાને પોતાની ક્રીડા માટે નચાવે છે. તેથી ઈશ્વરને અધીન રહીને જ આ લોક ભ્રમને લઈને સુખ અને દુઃખ સંબંધી ચેષ્ટા એટલે સુખ મળો અને દુઃખ ન થાઓ એ માટે ચેષ્ટા કરે છે. હરકોઈ પ્રકારે પ્રવૃત્તિ થાય તે માટે ભગવાનમાં દોષના જ્ઞાનનો અભાવ થાય તે માટે તેવી વૃતિ ઉત્પન્ન કરે છે. શાસ્ત્રીય કારણ કહી, લૌકિક કારણ કહે છે. (૧૨)

**शौरेः सप्तदशाहं वै संयुगानि पराजितः ।**
**त्रयोविंशतिभिः सैन्यैर्जिग्य एकमहं परम् ॥१३॥**

सप्तदशदिवसेषु वै निश्चयेन शौरेः सम्बन्धिसंयुगानि पराजितः । द्विकर्मकोऽयं जिधातुः अत्र । संयुगेषु वा । त्रयोविंशतिभिः सैन्यैरक्षौहिणीभिः सहित इति साधनसहितोऽपि सकृज्जयं मन्यते । तेन द्वयमपि मयानुभूतमिति निष्ठाभावः प्रत्यक्षः ॥१३॥

अत एव मम शोको नास्तीत्याह तथापीति ।

<u>શ્લોકાર્થ-૧૩ :</u> *ત્રેવીશ અક્ષૌહિણી સૈન્ય સહિત હું શૌરિ સાથે સત્તર યુદ્ધો જરૂર હારેલો, એક છેલ્લા યુદ્ધમાં હું જીત્યો. (૧૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સત્તર દિવસોએ 'વૈ' નિશ્ચયપૂર્વક હું શૌરિ સાથે યુદ્ધમાં હારેલો. આ વાક્યમાં 'જિ' ધાતુ બે કર્મવાળો છે. અથવા યુદ્ધમાં હારેલો. ત્રેવીશ અક્ષૌહિણી સૈન્ય સહિત એવો સાધન સહિત છતાં એકવાર જીતેલી માને છે. તેથી હાર અને જીત મેં અનુભવેલા હોવાથી તેનો નિશ્ચય હોતો નથી એ પ્રત્યક્ષ છે.(૧૩)

તેથી જ મને શોક થતો નથી એમ નીચેના શ્લોકથી કહે છે.

**तथाप्यहं न शोचामि न प्रहृष्यामि कर्हिचित् ।**
**कालेन द्रव्ययुक्तेन जानन्विद्रावितं जगत् ॥१४॥**

कर्हिचित् तत्स्मरणेऽपि दुहित्रादिदर्शनेऽपि । सर्वदा हर्षविषादाभावे एकमनुसन्धेयमिति ।तत्स्वनिर्धारितं तस्मा उपदिशति कालेनेति । यदि स्वसमानैः पराजयो जयो वा भवेत्, तदा हर्षो विषादो वा कर्तव्यो भवेत् । कालस्तु तत्कर्ता, स सर्वेषामधिपतिः। सोऽपि द्रव्ययुक्त एव शरीरादिसहितः। विद्रावणं शरीरद्वारैव करोति । नत्वात्मनां स्वतः। तेन च जगद्विद्रावितं जानन् न शोचामीति सम्बन्धः। दैवयुक्तेनेति पाठे कर्मवशात् सोऽपि तथा करोति । न तु तस्यापि कश्चन दोषोऽस्तीति भावः ॥१४॥

अस्तु कालान्तरवार्ता, इदानीमेव वयं सर्वे जिताः । अतः पञ्चभिः सह दुःखं दुःखं न भवतीति न शोकः कर्तव्य इत्यभिप्रायेणाह अधुनापीति ।

<u>શ્લોકાર્થ-૧૪ :</u> *છતાંપણ દ્રવ્યવાળા કાળથી જગતનો પરાભવ થાય છે એમ જાણતો હું કોઈવાર શોક કરતો નથી તેમ આનંદ પામતો નથી. (૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કોઈવાર એટલે પરાજયનું સ્મરણ થાય ત્યારે પણ અર્થાત્ વિધવા થયેલી ત્યારે પણ હંમેશા હર્ષ શોક ન કરવામાં ધ્યાનમાં રાખવા યોગ્ય એક કારણ હોવાથી પોતે તે કારણનો નિશ્ચય કરેલો તેનો




શિશુપાલને ઉપદેશ કરે છે.

જો પોતાના બરોબરીયાથી જય અથવા પરાજય થતો હોય તો હર્ષ અગર શોક કરવા યોગ્ય ગણાય. પરંતુ તે કરનાર તો કાળ છે. તે બધાનો અધિપતિ છે અને તે પણ 'દ્રવ્યવાળો' એટલે શરીરવાળો છે. શરીર દ્વારા જ પરાભવ કરે છે. પરંતુ તે આત્માનો પરાભવ કરતો નથી અને તેનાથી જગતનો પરાભવ થાય છે. એમ હું જાણતો હોવાથી શોક કરતો નથી. 'દેવ સંબંધવાળા' એવો પાઠ હોય ત્યારે કર્મને લીધે તે કાળ તે પ્રમાણે જય, પરાજય કરે છે. પરંતુ તેનો કોઈ દોષ નથી એવો ભાવ છે. (૧૪)

બીજા સમયની વાત જવા દો. હમણાં આપણે બધા જીતાયા તેથી પાંચની સાથે દુઃખ થતું નથી. માટે શોક ન કરવો.

**अधुनापि वयं सर्वे वीरयूथपयूथपाः ।**
**पराजिताः फल्गुतन्त्रैर्यदुभिः कृष्णपालितैः ॥१५॥**

वयमिति श्लाघायाम् । सर्व एवेति सम्मत्यर्थम् । तर्ह्यप्रयोजका भविष्यन्तीति न मन्तव्यम् । वीरयूथपानामपि यूथरक्षका वयम् । सर्वदैव वयमेवंभूताः । अधुना परं पराजिताः। तेषां च न महद्बलम्, किन्तु फल्गुतन्त्रैरेव यदुभिः पराजिताः। तर्हि तेऽपि हता भविष्यन्तीत्याशङ्क्य तं मनोरथं दूरीकरोति कृष्णपालितैरिति । कृष्णेन पालिताः, न मारयितुं शक्या इत्यर्थः। अनेन कृष्णात् कन्याहरणसम्भावनापि निवारिता ॥१५॥

ननु किमेतदाश्चर्यमिति चेत्, तत्र हेतुमाह रिपवो जिग्युरिति ।

<u>શ્લોકાર્થ-૧૫</u> : *હમણાં પણ શૂરવીરોના નાયકોના નાયકો આપણે બધાયે શ્રીકૃષ્ણથી રક્ષાયેલા થોડા સૈન્યવાળા યાદવોથી હાર્યા. (૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'આપણે' શબ્દ પ્રશંસા માટે યોજેલ છે. 'બધાયે' શબ્દ સંમતિ માટે યોજેલ છે.

ત્યારે બધા રાજાઓ નમાલા છે એમ ન માનવું. શૂરવીરોના નાયકોના પણ આપણે નાયકો છીએ. પણ હમણાં હાર્યા છીએ. વળી તેઓનું સૈન્ય

મોટુ ન હતું, પણ તેવા યાદવોથી આપણે હાર્યા.

ત્યારે તો તેઓનો પણ નાશ થશે એવી આશા રખાય. તેથી 'શ્રીકૃષ્ણથી રક્ષાયેલા' વિશેષણથી તે મનોરથ કાઢી નાખે છે. શ્રીકૃષ્ણથી રક્ષાયેલા એટલે હણી ન શકાય એવા.(૧૫)

એવું આશ્ચર્યકારક કાર્ય શાથી થયું? તે હવે કહે છે.

**रिपवो जिग्युरधुना काल आत्मानुसारिणि ।**
**तदा वयं विजेष्यामो यदा कालः प्रदक्षिणः ॥१६॥**

अधुना आत्मानुसारिणि काले देवानां हितकर्तरि रिपवो वैष्णवा जिग्युः। अस्माकं च हितकारी यदा तामसः कालो भविष्यति, राजसो वा, तदा वयं दैत्याः, चकाराद्राक्षसा अपि विजेष्यन्ति । दैत्यानां सिद्धान्ते कालः परमः, तदतिरिक्तानङ्गीकारात्तत्र प्रतिष्ठिताः ॥१६॥

<u>શ્લોકાર્થ-૧૬ :</u> *હમણાં કાળ પોતાને અનુકુળ હોવાથી શત્રુઓ જીત્યા છે. જ્યારે કાળ આપણું હિત કરનારો થશે ત્યારે આપણે જીતીશું. (૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હમણાં કાળ દેવોનું હિત કરનારો છે. ત્યારે વિષ્ણુના અનુયાયીઓ શત્રુઓ જીત્યા છે. જ્યારે કાળ આપણું હિતકરનારો તામસ્ અગર રાજસ્ કાળ થશે ત્યારે આપણે દૈત્યો જીતીશું. 'ચ' અને શબ્દથી રાક્ષસો પણ જીતશે. દૈત્યોના સિદ્ધાંત મુજબ કાળ સર્વથી ઉત્તમ છે. તેનાથી વધારે કોઈ ઉત્તમ નથી. એવું તેઓ માને છે. (૧૬)

**एवं प्रबोधितो मित्रैश्चैद्योऽगात्सानुगः पुरम् ।**
**हतशेषाः पुनस्तेऽपि ययुः स्वं स्वं पुरं नृपाः ॥१७॥**

एवं स्वसिद्धान्तनिरूपणेन प्रबोधितः । मित्रैरवश्चकैः समानव्यसनै : सह चैद्यः ससेवकः स्वपुरमगात् । तेऽपि हतशेषा : तद्गृहपर्यन्तं तत्सङ्गे गत्वा पुनः स्वं स्वं पुरं ययुः ॥१७॥

एवं सप्तदशभिःएकमुपाख्यानं साधारणानां ममताभावाय निरूपितम् । अधुना

सार्धैः सप्तदशभिः रुक्मिप्रभृतीनां ममताभावाय रुक्मिण्याश्च तेषु ममताभावाय सार्धैरेव सप्तदशभिर्निरूप्यते । मध्यमं तामसम् । अन्तिमं राजसमिति । ततो दोषत्रयापगमने भगवानष्टैश्वर्यरूपां रूक्मिर्णी स्वीकरिष्यत्यष्टभिः । तत्र प्रथमं तामसस्योद्योगमाह रुकमीत्विति ।

શ્લોકાર્થ-૧૭ : એ પ્રમાણે મિત્રોની સાથે બોધ કરાયેલો શિશુપાલ, અનુયાયીઓ સહિત પોતાના નગર ગયો. બાકી રહેલા રાજાઓ પણ ફરી પોત પોતાના નગરમાં ગયા. (૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : એ પ્રમાણે પોતાનો સિદ્ધાંત જણાવીને બોધ કરાયેલો, શિશુપાલ પોતાના સેવકો સાથે પોતાના નગરમાં ગયો. હણાતાં બાકી રહેલા રાજાઓ તેના ઘર સુધી તેની સાથે જઈ ફરીથી પોતે પોતાના નગરમાં ગયા. (૧૭)

એ પ્રમાણે સત્તર શ્લોકથી એક ઉપાખ્યાન કહ્યું. રૂકિમણીમાં રૂકિમીની મમતા ન રહે તે માટે હવે સડાસત્તર શ્લોકથી બીજુ ઉપાખ્યાન કહેવામાં આવે છે. પછી રૂકિમણીમાંથી ત્રણે દોષ જતા રહેતાં આઠ ઐશ્વર્યરૂપ રૂકિમણીનો ભગવાન આઠ શ્લોકથી અંગીકાર કરશે.




નીચેના શ્લોકથી આરંભી રૂકિમનો ઉદ્યોગ કહે છે.

**रुक्मी तु राक्षसोद्वाहं कृष्णद्विडसहन्स्वसुः ।**
**पृष्ठतोऽन्वगमत्कृष्णमक्षौहिण्या वृतो बली ॥१८॥**

यद्यपि तत्त्वोपदेशे रुक्मी स्थितः, तत्त्वेन च सर्वे निवृत्तव्यापारा जाताः, रुक्मी तु न जात इति तुशब्दार्थः । ननु कोपराधः, य एव क्षत्रियः बलवान्नयति तस्यैव भार्या भवतीति क्षत्रियाणां स्थितिः । तत्राह स्वसुः **राक्षसोद्वाहमसहन्निति** । ये हि कुलीनाः सन्तो दुर्बलाः, तत्कन्या राक्षसविधिना नीयते । स्वयं तु शूरः, अतो राक्षसविवाहोऽनुचितः । किञ्च । कृष्णद्विडयम् । अन्यश्चेन्नयेत्, न वदेदपि । द्विष्टेन नीतं न क्वाप्युपकाराय भविष्यति । स्थापनीयं च शत्रुत्वम् । तत्सम्बन्धे सत्यशक्यमिति सम्बन्धदूरीकरणार्थं तस्य प्रवृत्तिः ।

कन्याहविषोस्तुल्यवात्।'द्विषता हि हविर्भुक्तं नेह नान्यत्र तद्भवे'दिति वाक्यात्। कन्यापि द्विषता भुक्ता न लोकद्वयोपकारिणीति तस्या भोगं वा निवारयितुं गतः। अथवा। अयं यदैव भगवान् निर्गतः, तदैव प्रचलितः, परमन्ये निवृत्ताः, अयं तु न निवृत्त इति वैलक्षण्यम्। एकयाक्षौहिण्या परिवृतः सन् गतः। ननु बहव एव गता हतोद्यमा जाताः, कथमयमेकाकी गच्छतीत्याशङ्क्याह बलीति। अयमत्यन्तं बलिष्ठः ॥१८॥

अत एव महतीं प्रतिज्ञां चक्रे इत्याह **रुक्मीति**।

श्लोकार्थ-१८: શ્રીકૃષ્ણનો દ્વેષી બલવાન્ રૂકિમ, બેનનો રાક્ષસ વિવાહ ન સહન થવાથી અક્ષૌહિણીથી વીંટાઇ શ્રીકૃષ્ણની પાછળ ગયો. (૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : જો કે જરાસંધે કરેલા તત્ત્વના બોધથી રૂક્મી ત્યાં જ હતો. પણ રૂક્મી અટકયો નહિ એમ જણાવવા 'તુ' શબ્દ યોજેલ છે. રૂકિમણીનું હરણ કરવામાં શ્રીકૃષ્ણે શું અપરાધ કર્યો ? જે બલવાન હોય તે ક્ષત્રિય કન્યાને લઇ જાય છે, અને તે તેની પત્ની બને છે એવી ક્ષત્રિયોની સ્થિતિ છે એવી શંકા થાય તેથી 'બેનનો રાક્ષસ વિવાહ સહન નહિ કરતો' શબ્દો યોજેલ છે. કારણ કે કુલીન હોઇ દુર્બલ હોય છે તેની કન્યાનું રાક્ષસ વિધિથી હરણ થાય છે. રૂક્મી તો શૂરવીર હતો, તેથી તેના મને આ રાક્ષસ વિવાહ અયોગ્ય હતો. વળી રૂક્મી શ્રીકૃષ્ણનો દ્વેષી હતો. બીજો કોઇ હરણ કરી ગયો હોત તો બોલત પણ નહિ. તેથી તેને સંબંધ દૂર કરવા પ્રવૃત્તિ કરી.(૧૮)

કન્યા અને હવિ સરખાં હોવાથી 'શત્રુએ ભોગ કરેલું હવિ હોય તે આ લોક અને પરલોકમાં ભલું કરનાર થતું નથી' એ વાકય પ્રમાણે શત્રુએ ભોગવેલી કન્યા બંને લોકમાં હિત કરનારી થતી નથી. તેથી શ્રીકૃષ્ણ તેનો ઉપભોગ ન કરે તે માટે પ્રવૃત્તિ કરી અને શ્રીકૃષ્ણની પાછળ ગયો. જે માર્ગે તે ગયા તે માર્ગે જ પોતે પણ ગયો.

અથવા બધા રાજાઓ પાછા વાળ્યા પણ તે પોતે પાછો ન વળ્યો એવો 'તુ' શબ્દથી ભેદ છે.

ઘણા નિરાશ થઈ પાછા ફર્યા. તો આ એકલો કેમ ગયો? એવી શંકા થાય તેથી 'બલવાન' વિશેષણ યોજેલું છે. તે હવે કહે છે.




**रूक्म्यमर्षी सुसंरब्धः श्रृण्वतां सर्वभूभुजाम् ।**
**प्रतिजज्ञे महाबाहुर्दंशितः सशरासनः ॥१९॥**

अमर्षी अप्रतीकारक्रोधवान् । सुष्ठु संरब्धः युद्धार्थं कृतोद्यमः । सर्वभूभुजां श्रृण्वतां मध्ये प्रतिजज्ञे, प्रतिज्ञां कृतवान् । क्रोधसंरम्भान्न ज्ञातवान् । सामग्री गृहीतेति निर्भयः, निवारकाश्च न जाताः सर्वे। सहायापेक्षा तु नास्तीत्याह महाबाहुरिति । महती क्रियाशक्तिः यस्येत्यर्थः। ततो दंशितः बद्धकवचः सशरासनश्चश्च ॥१९॥

प्रतिज्ञामाह अहत्वेति ।

શ્લોકાર્થ-૧૯ : ઘણો ક્રોધ કરેલા, યુદ્ધ માટે તૈયાર થએલા, મોટા બાહુવાળા કવચ પહેરેલો, ધનુષ્ય ધારણ કરેલા રૂકમીએ બધા રાજાઓના સાંભળતાં નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરી. (૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : રોકી ન શકાય એવા ક્રોધવાળા, રૂકમીએ યુદ્ધ માટે તૈયાર થએલાએ સર્વ રાજાઓ સાંભળતાં પ્રતિજ્ઞા કરી. ક્રોધને લીધે કેવી પ્રતિજ્ઞા કરૂ છું તેનું તેને ભાન રહ્યું નહિ. તે નિર્ભય હતો કારણ કે બધી સામગ્રી સહીત હતો. તેથી તેને કોઈએ પણ રોક્યો નહિ. 'મોટા બાહુવાળા' વિશેષણથી કહેલું છે. ઘણી ક્રિયા શક્તિ છે જેની તેવો તે હતો તેવો અર્થ છે. કવચ પહેરેલું અને ધનુષ્ય ધારણ કર્યું. (૧૯)

નીચેના શ્લોકથી તેની પ્રતિજ્ઞા કહે છે.

**अहत्वा समरे कृष्णमप्रत्यूह्य च रुक्मिणीम् ।**
**कुण्डिनं न प्रवेक्ष्यामि सत्यमेतद्ब्रवीमि वः ॥२०॥**

अप्रत्यूह्येति । रुक्मिणीमग्नितुल्यां मन्यते । यथा आयतनादग्निः बहिश्चेन्निर्गच्छति। तत्पुनरायतने व्यूह्यते, ततः कुलादपगता पुनः कुले

न्यूह्येति भावः । नन्वेतदशक्यमिति चेत्, तत्राह कुण्डिनं न प्रवेक्ष्यामीति । अयमेव नियमः, यदुभयमकृत्वा कुण्डिनाप्रवेश इति । अतः कुण्डिनाप्रवेश एव तस्य फलिष्यति । अत एव विगानाभावात् निर्धारितस्यानुक्तत्वात् न पदानामन्यथार्थो वक्तव्यः । एतदहं सत्यं ब्रवीमीति शपथः ।

*શ્લોકાર્થ-૨૦ : શ્રીકૃષ્ણને યુદ્ધમાં હણ્યા સિવાય અને રૂક્મિણીને પાછી લાવ્યા વિના હું કુંડિનમાં પ્રવેશ કરીશ નહિ. હું તમને આ સત્ય કહું છું.(૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'પાછી લાવ્યા વિના' શબ્દનો એવો ભાવ છે કે તે રૂકિમણીને અગ્નિ નીકળે સમાન માને છે. જેમ યજ્ઞકુંડમાં લાવવામાં અગ્નિ બહાર નીકળે તો તેને પાછો યજ્ઞકુંડમાં લાવવામાં આવે છે તેમ કુલમાંથી નીકળી ગએલીને પાછી કુલમાં લાવવી જોઈએ. આ અશક્ય છે એવી શંકા થાય તેથી કુંડિનમાં પ્રવેશ નહિ કરવાનું ફલ જ તેને પ્રાપ્ત થશે. તેથી શ્રીકૃષ્ણની નિંદા નહિ હોવાથી શબ્દોનો અન્યથા અર્થ કહેવો ન જોઈએ 'આ હું સત્ય કહું છું' શબ્દો વડે જણાવેલ છે. (૨૦)

**इत्युक्त्वा रथमारुह्य सारथिं प्राह सत्वरम् ।**
**चोदयाश्वान्यतः कृष्णस्तस्य मे संयुगं भवेत् ॥२१॥**

ततः पित्राद्यभ्यनुज्ञाव्यतिरेकेणैव एवमुक्त्वा रथमारुह्य स्वसारथिं प्रति प्राह । अन्यथा स न तथा कुर्यात् । सहजद्वेषाभावात् । सत्वरमित्युभयत्र । अश्वान् प्रेरय । यतस्तस्य मे च संयुगो भवेत् । प्रार्थनायां लिङ् । यथा मम तस्य संयुगो भवति, तथा चोदयेति । भवेदिति विध्यर्थो वा । अपूर्वत्वात् । यतोऽयं कृष्णः स्त्रीप्रियः, अतः स्त्रियं हृतवानिति ॥२१॥

गत्वा यत्कर्तव्यं तदाह अयाहमिति ।

*શ્લોકાર્થ-૨૧ : એમ કહી રથમાં બેસી સારથિને તુરત જ કહ્યું કે જે દિશામાં શ્રીકૃષ્ણ છે તે તરફ રથને હાંક, જેથી મારૂં અને તેમનું યુદ્ધ થાય. (૨૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી પિતાની સમંતિ વગર જ એ પ્રમાણે કહી રથમાં બેસી પોતાના સારથિને અશ્વો હાંકવા કહ્યું. તેમ ન કહે તો સારથિને

શ્રીકૃષ્ણ પ્રત્યે દ્વેષ નહિ હોવાથી તે તે પ્રમાણે કરે નહિ તરત શબ્દનો બંને બાજુએ સંબંધ છે.

અશ્વોને હાંક, જેથી મારૂ અને શ્રીકૃષ્ણનું યુદ્ધ થાય એ પ્રાર્થના ના અર્થમાં યોજેલ છે. આ યુદ્ધ અપૂર્વ હોવાથી 'ભવેત' એ વિધ્યર્થ છે. શ્રીકૃષ્ણને સ્ત્રીઓ પ્રિય છે. તેથી તેમને સ્ત્રીનું હરણ કરેલું છે. (૨૧)



તેથી તેમની પાસે જઈને જે કરવાનું છે તે હવે કહે છે.

**अद्याहं निशितैर्बाणैर्गोपालस्य सुदुर्मतेः ।**
**नेष्ये वीर्यमदं येन स्वसा मे प्रसभं हृता ॥२२॥**

निशितैरिति । सहार्थे तृतीया । सुदुष्टेष्वपि मतिर्यस्येति । गोपालत्वं शब्दतो न दोषः, अभिप्रायतस्तथा भवति, तत्प्रकृतेनाङ्गीक्रियत इति, नान्यथा वक्तव्यम् । वीर्यजनितो यो मदः तमहं नेष्ये ग्रहीष्यामि, येन भगवता कृत्वा मदं प्राप्स्यामीत्यर्थः । पूर्वं नास्माकं गर्वः स्थितः, अधुना भगवत्सम्बन्धात् नास्मत्सदृशा वीराः सन्तीति गर्वो भविष्यति । क्षत्रियाणां वीर्यमेव महत्त्वसूचकमिति न मदमात्रं निरूपितम् । ननु भगवतो हेतुत्वं कथमित्याह येन मे स्वसा प्रसभं हृतेति । बलात्कारेण हरन् वीर्यं शिक्षां चोपदिष्टवान् । बाणानपि प्राप्स्यामि वीर्यमपीति । ससाधनबलप्राप्तिर्भगवदाभिमुख्यगमने फलमित्यर्थः । तत्सम्मुखमेव गन्तव्यमिति नियोगः ॥२२॥

*<u>શ્લોકાર્થ-૨૨ :</u> આજે હું ઘણા દુષ્ટોમાં પણ જેનો આદર છે એવા ગોપાલ જેમણે મારી બેનનું બલાત્કારે હરણ કરેલું છે તેમના તીક્ષ્ણ બાણો સાથે વીર્યથી થતો મદ પ્રાપ્ત કરીશ. (૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઘણા દુષ્ટોમાં પણ જેનો આદર છે એવા શ્રીકૃષ્ણ છે. 'ગોપાલ' એ શબ્દથી દોષ નથી. ચાલું પ્રસંગમાં તેનો દોષ નથી. વીર્યથી થતો જે મદ તેને હું પ્રાપ્ત કરીશ જે ભગવાનને લીધે હું મદ પ્રાપ્ત કરીશ. એવો અર્થ છે. પહેલાં મને મદ ન હતો. હવે ભગવાનનો સંબંધ થવાથી 'મારા જેવો કોઈ શૂરવીર નથી' એવો અહંકાર મને થશે. ક્ષત્રિયોને વીર્ય જ સરસાઈ કરાવનારૂં છે.

ભગવાન મદનું કારણ કેમ થાય? એવી શંકા થાય તેથી જેણે 'મારી બેનનું બલાત્કારે હરણ કરેલું છે.' એ શબ્દો યોજેલ છે. બલાત્કારે હરણ કરતાં ભગવાને મને વીર્ય અને ધનુ વિદ્યાનો ઉપદેશ કર્યો. કારણ કે હું બાણો અને વીર્ય બંને પ્રાપ્ત કરીશ. આ બંને ભગવાનના સન્મુખ જવાનું ફલ છે એવો અર્થ છે. એટલે તેમની સન્મુખ જવું યોગ્ય જ છે. એવો આદેશ છે. (૨૨)

**विकत्थमानः कुमतिरीश्वरस्याप्रमाणवित्।**
**रथेनैकेन गोविन्दं तिष्ठ तिष्ठेत्यथाब्रवीत् ॥२३॥**

विशेषण कत्थमानः असम्बद्धमिव भाषमाणः । भगवान् हि महत्या प्रार्थनया तां हृतवान्, न तु बलादिति असम्बद्धता । नन्वचिन्त्यैश्वर्यं भगवतः श्रुत्वा दृष्ट्वा च कथमेवं वदतीत्याशङ्क्याह कुमतिरिति । ऊहादौ न तस्य सामर्थ्यम् । स हि सर्वमेव यथाकथश्चिज्ज्ञातमिति भगवच्चरितं मन्यते । तत्र प्रमाणमाह ईश्वरस्याप्रमाणविदिति । ईश्वरस्य प्रमाणं सामर्थ्यं न जानाति । प्रमाणशब्दः आदरणीयपरोऽपि क्वचित्परिमाणवाच्यपि, प्रमाणं परिमाणमिति । यथा अत्रैव । 'विदुः प्रमाणं वलवीर्ययोर्वे' त्यत्र च । उपसर्गस्य अन्योपसर्गार्थत्वात् न नानार्थत्वं समुदायस्य । एवं दुर्बुद्धिरेकेनैव रथेन भगवत्समीप गत्वा गोविन्दं भक्तकृपालुं सन्मात्रस्यैवेन्द्रम्, अत एव रुक्मिणीं हृत्वा गच्छन्तं तिष्ठ तिष्ठत्यब्रवीत् । द्विरुक्तिः आदरे अधिक्षेपे वा । चकारात् स्तुतिवाक्यान्यानि वा ॥२३॥

तथोक्ते भगवान् स्थितः । तदा यत्कृतवास्तदाह धनुर्विकृष्येति ।

*<u>શ્લોકાર્થ-૨૩ :</u> દુષ્ટ બુદ્ધિવાળો, ઈશ્વરનું પ્રમાણ નહિ જાણનારો, સંબંધ વિનાનું બોલતો તે રૂકમી એક રથથી ગોવિંદ પાસે ગયો અને 'ઉભા રહો, ઉભા રહો' એમ કહ્યું. (૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઘણી બડાઈ મારતો એટલે સંબંધ વગરનું બોલતો હતો. કારણ કે ભગવાને રૂકિમણીની ઘણી પ્રાર્થનાથી તેનું હરણ કર્યું પરંતુ બલને લીધે કર્યું ન હતું. તેથી તે સંબંધ વગરનું બોલવાનું છે. ભગવાનનું ચિંતન ન કરી શકાય તેવું ઐશ્વર્ય સાંભળીને અને જોઈને અને જોઈને

તે કેમ આવું બોલતો હતો ? એવી શંકા થાય તેથી 'દુષ્ટ બુદ્ધિવાળો' એ વિશેષણ છે. રૂક્મિણીને પાછી લાવવા તેની શક્તિ ન હતી, કારણ કે તે એમ માનતો હતો કે બધુંએ ભગવાનનું ચરિત્ર જેમ તેમ થઇ ગયું. તેનું પ્રમાણ 'ઈશ્વરનું પ્રમાણ નહિ જાણનારો' વિશેષણથી કહેલું છે. પ્રમાણ શબ્દનો અર્થ આદર કરવા યોગ્ય એમ પણ અર્થ હોય છે અને પ્રમાણ એટલે પરિણામ એમ પણ અર્થ હોય છે. એક ઉપસર્ગ બીજા ઉપસર્ગના અર્થ વાળો હોવાથી આખો શબ્દ જુદા અર્થવાળો થતો નથી.

દુષ્ટબુદ્ધિવાળા રૂકમીએ એક જ રથથી ભગવાન પાસે જઈને 'ગોવિંદ' એટલે ભક્તો ઉપર ઉપકાર કરનાર, બધાના ઇંદ્ર તેથી જ રૂક્મિણીને હરીને લઈ જતા તેમને 'ઉભા રહો' એમ કહ્યું. 'ચ' અને શબ્દથી સ્તુતિ અને નિંદાના વચનો કહ્યાં છે. (૨૩)

એમ કહયું ત્યારે ભગવાન ઉભા રહ્યા, તે નીચેના શ્લોકથી કહે છે.

**धनुर्विकृष्य सुदृढं जन्घे कृष्णं त्रिभिः शरैः ।**
**आह चारे क्षणं तिष्ठ यदूनां कुलपांसन ॥२४॥**




स्तुतिपक्षे मदुद्धारमकृत्वैव केवलं रुक्मिणीहरणमयुक्तमिति वाक्यानामर्थः। नन्वनधिकोरी कथं कृतार्थकर्तव्य इत्याशङ्क्य स्वाधिकारनिरूपणार्थं युद्धं प्रदर्शयतीति **धनुर्विकृष्येति** । **सुदृढमिति** सुष्ठु प्रतिज्ञायां दृढम् । भगवन्तमालक्ष्य स्वशौर्यं प्रदर्शयन् । **त्रिभिः शरैः** अर्थाल्लोकत्रयं जघ्ने । शरो ह्युपर्यावरणभूतो रसानाम्, तत्र जलस्य पृथिवी शरो भवति, अन्तरिक्षमपि वायोः, स्वरपि ब्रह्माण्डस्य, सर्वं भगवते निवेदितवानिति वा । हस्तो हि हन्तीति हस्तेन दत्तवानित्यर्थः । न केवलं सर्वस्वनिवेदनमेव कृतवान्, किन्तु वाक्यमप्युक्तवान्, अन्यथा वाचनिकं न दत्तवानिति स्यात् । **आह चार इति** । भगवन्तं प्रति विज्ञापनार्थमाह । चारे चरणयोग्ये हृदये सात्त्विके क्षणं तिष्ठ । ननु किं स्यात् स्थित इत्याशङ्क्याह यदूनामिति। यदूनामिति। यदूनां कुलं पान्तीति कुलपाः, कुलपा वा माया, तान् तां वा अंसेन क्रियाशक्त्या नयतीति तथा । ये केचन यादवानां रक्षकाः, तान् सर्वानेव वैकुण्ठं प्रापयति । अत एवं भक्तवत्सलः

अस्मद्धृदयेऽपि क्षणं स्थितः अस्मदीयान् अस्मदुपकारिणश्च वैकुण्ठं नेष्यतीति तदर्थं प्रार्थना ।।२४।।

શ્લોકાર્થ-૨૪ : તે ધનુષ્ય ખેંચીને ત્રણ શરોથી ઘણા જ દૃઢ શ્રીકૃષ્ણ પાસે ઉંચા ચઢાવ્યા અને કહ્યું કે હે યાદવોના કુલનું રક્ષણ કરનારાઓનો ક્રિયાશક્તિથી ઉદ્ધાર કરનાર! હૃદયમાં એક ક્ષણ રહો. (૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : સ્તુતિમાં અર્થ કરવામાં આવે ત્યારે વાક્યોનો એવો અર્થ છે કે મારો ઉદ્ધાર કર્યા સિવાય માત્ર રૂકિમણીનું હરણ કરવું યોગ્ય નથી.

અધિકાર વિનાનાને શા માટે કૃતાર્થ કરવો? એવી શંકા થાય તેથી 'ધનુષ્ય ખેંચીને' એમ યુદ્ધનું પ્રદર્શન કરે છે. સુદૃઢ એટલે પોતાનું શૌર્ય બતાવવા ત્રણ શરોથી ત્રણ લોકને ઉંચે ચઢાવ્યા. કારણ કે શર રસોનું ઢાંકણ થયેલ છે. તે પૈકી પૃથ્વી જલનું શર છે, અંતરિક્ષ વાયુનું શર છે અને સ્વર્ગ પણ બ્રહ્માંડનું શર છે. તે હાથથી આપ્યાં એવો અર્થ છે. સર્વસ્વનું નિવેદન કર્યું એટલું જ નહિ પણ વચન પણ બોલ્યો, તેથી વાણી પણ આપેલ છે. ભગવાન પ્રત્યે વિજ્ઞપ્તિ છે કે ત્યાં રહેવાથી શું વળે? એવી શંકા થાય તેથી 'યાદવોના કુલનું રક્ષણ કરનારાઓનો ક્રિયાશક્તિથી ઉદ્ધાર કરનાર' એમ શબ્દો યોજેલ છે. જે કોઇ યાદવોનું રક્ષણ કરનારા છે. તે બધાને ભગવાન વૈકુંઠ પ્રાપ્ત કરાવે છે તેથી તે પ્રમાણે ભક્તો ઉપર પ્રેમ રાખનારા ભગવાન અમારા હૃદયમાં પણ એક ક્ષણ રહે અને વૈકુંઠ લઇ જાય તે માટે પ્રાર્થના છે.

**कुत्र यासि स्वसारं मे मुषित्वा ध्वाङ्क्षवद्धविः ।**
**हरिष्येऽद्य मदं मन्द माधिनः कूटयोधिनः ।।२५।।**

किञ्च, कुत्र यासीति । जीवानां स्वसा ब्रह्मानन्दो भवति । सम्बधमात्रां स्वांशि न आनन्द इति । नतु कदाचिदप्यनुभवः, अतः स्वसैव भवति । तां गृहीत्वा अस्मदुद्धारमकृत्वा उद्धृतानेव यादवान् उद्धर्तुं किमर्थं गच्छसीत्यर्थः । मुषित्वेति । परोक्षं हृत्वा । जीवानां निकटेऽपि ब्रह्मानन्दः स्थितः जीवैर्न

दृश्यते, अनुभवति भगवानेव । ध्वाङ्क्षवदिति । यथा ध्वाङ्क्षं विहाय हविर्नीयते । ध्वाङ्क्षो हविर्न भवति । अन्यत्सर्वं जगत्युत्पन्नं हविर्भवति, भगवान् सर्वयज्ञभोक्ता, तत्र सर्वे पशवः, काकं विहाय । तथा सर्वजगदुद्धारार्थमागतः मामेव विहाय कथं गच्छसीत्यात्मनो धिक्कारः हविरपि परोक्षमेव गृह्यते । 'परोक्षप्रिया (इव हि) देवाः प्रत्यक्षद्विष' इति । तर्हि त्वयैव काकदृष्टान्त उक्त इति त्वमग्राह्य एवेति चेत् , तत्राह हनिष्येऽद्य मदं मन्देति । मन्द मदं स्वस्मिन् स्वस्मिन् दोषात्मकं यद्वशात् त्वया कृपा न विधीयते । मन्दमायिनो वा मन्दा माया अस्यास्तीति । अनेन माया मन्दैव क्रियते, न कार्यक्षमा भवति, कूटयोधिनो मायिनो भगवतः स कपटेनैव युद्धं करोति, वस्तुतो मुक्तिं प्रयच्छति । एतादृशे भगवति स्थिते प्रतिबन्धकत्वेन समागतं स्वधर्मं दूरीकरिष्यामीति वचनं युक्तमेव ॥२५॥

तर्हि कथं त्वमुद्धर्तव्य इत्याकाङ्क्षायां ब्रह्मानन्दमस्मभ्यं प्रयच्छेत्याह यावन्न मे हतो बाणैरिति ।

श्लोकार्थ-२५ : કાગડાને તજી હવિષ લઈ જાય તેમ મારી બેનને છૂપી રીતે લઈ જઈ કયાં પધારે છે? મંદ માયાવાળા,કપટથી યુદ્ધ કરનાર આપ છો ત્યારે હું મારો મદ તજીશ. (૨૫)

ભાવાર્થ, સુબોધિનીજી: વળી આપ કયાં પધારો છો? પોતાના અંશીનો સર્વ પ્રકારનો સંબંધ આનંદ હોવાથી જીવોની બેન બ્રહ્માનંદ છે. પણ જીવને તેનો કોઈ સમયે અનુભવ થતો નથી. તેથી તે બહેન જ રહે છે. તેને લઈને આમરો ઉદ્ધાર કર્યા સિવાય આપ શા માટે પધારો છો? એવો અર્થ છે. છુપી રીતે લઈ જઈને બ્રહ્માનંદ જીવોની સમીપ રહેવા છતાં જીવોથી દેખાતો નથી. ભગવાન જ તેનો અનુભવ કરે છે. જેમ કાગડાને તજી હવિષ લેવામાં આવે છે. કાગળો હવિષ થતો નથી. જગતમાં ઉત્પન્ન થએલું બીજું હવિષ થાય છે. ભગવાન સર્વ યજ્ઞોના ભોકતા છે. તે યજ્ઞોમાં કાગડાને તજી બીજા બધા હોમવાના પશુ થાય છે. તે પ્રમાણે આખા જગતનો ઉદ્ધાર કરવા પધારેલા આપ મને તજી શા માટે જાવ છો ?

દેવો છુપુ પ્રિય હોય છે. પ્રત્યક્ષના દ્વેષી છે. એ વાકય પ્રમાણે હવિષનો પણ છુપી રીતે અંગીકાર કરવામાં આવે છે.

ત્યારે તેં જ કાગડાનું દષ્ટાંત કહ્યું. તેથી તું સ્વીકારવા યોગ્ય નથી. એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલો છે.

હે મંદ! પોતાની અંદર દોષરૂપ જે મદ તેને હું તજીશ. અથવા મંદ છે માયા જેમની તેવા ભગવાન છે. આ માયાને મંદ જ કરે છે. માયાવી ભગવાન કપટથી યુદ્ધ કરનારા છે. વાસ્તવિક રીતે મુક્તિ આપે છે. એવું રૂકમીનું વચન યોગ્ય જ છે. (૨૫)

ત્યારે તારો ઉદ્ધાર કેવી રીતે કરવો? એ જાણવાની ઈચ્છા થાય તેથી બ્રહ્માનંદ મને આપો તે નીચેના શ્લોકથી કહે છે.

**यावन्न मे हतो बाणैः शयीथा मुञ्च दारिकाम् ।**
**स्मयन् कृष्णो धनुश्छित्त्वा षड्भिर्विव्याध रुक्मिणम् ॥२६॥**

मे बाणाः मन्मारकत्वेन समागतानीन्द्रियाणि तैर्यावन्न हतः, यदीन्द्रियाणि त्वद्रसं प्राप्यन्ति, तदा ब्रह्मानन्दं नापेक्षन्ते, तदा भक्तिमेव ग्रहीष्यन्ति,तावत्पर्यन्तं ब्रह्मानन्दो देय इत्यर्थः । यतः सा दारिका मुक्तिः संसारं विदारयिष्यति । भक्तेः पूर्वं मुक्तिप्रार्थना युक्तैव । ननु कोऽयमाग्रह इदानीमेव फलं देयमिति, तत्राह शयीथा इति । यावत्प्रलये सर्वं संहृत्य शयनं करिष्यसि, ततः पूर्वं मोचयेत्यर्थः एवमुक्तो भगवान् हास्येन तं व्यामोहयन् दुरात्मायं मर्तुकामः समायातीति, स्वयं भगवान् स्त्रीणां हितकर्ता, रुक्मिणी न त्याज्येति, तस्य धनुः छित्त्वा येन शरान् प्रक्षिप्तवान् तत् दूरीकृत्य, षड्भिः शरैः रुक्मिणं विव्याध । षोढा निहितो हि पुरुष : ततः सर्वाङ्गेषु ताडितवान् ॥२६॥

<u>શ્લોકાર્થ-૨૬ :</u> જયાં સુધી મારા બાણો આપને પ્રાપ્ત કરે નહિ અથવા શયન કરો ત્યાં સુધી મોક્ષ આપો. શ્રીકૃષ્ણે હસતાં તેનું ધનુષ્ય છેદીને છ બાણોથી રૂકમીને વીંધ્યો. (૨૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મારા બાણો એટલે મારી ઈંદ્રિયો જયાં સુધી

આપને પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધી મને બ્રહ્માનંદ આપવા યોગ્ય છે. કારણ કે જો ઈંદ્રિયો આપના રસને પ્રાપ્ત કરશે તો તેઓ બ્રહ્માનંદની દરકાર કરશે નહિ અને તે સમયે ભક્તિ જ સ્વીકારશે એવો અર્થ છે. તેથી 'બ્રહ્માનંદ આપો' કારણ કે 'દારિકા' મુક્તિ સંસારનો નાશ કરનારી છે. ભક્તિ મળતાં પહેલાં મુક્તિની પ્રાર્થના યોગ્ય જ છે. ફલ હમણાં જ આપવું એવો આગ્રહ શા માટે ? એવી શંકા થાય તેથી 'શયન કરો' શબ્દ યોજેલ છે. જ્યારે પ્રલય વખતે બધું સંકેલી લઈ આપ શયન કરો તે પહેલાં મુક્તિ આપો એવો અર્થ છે. આ દુષ્ટ બુદ્ધિવાળો મરવાની ઈચ્છાથી આવે છે એમ વિચારી ભગવાન પોતે સ્રીઓનું હિત કરનાર હોવાથી રૂક્મિણીનો ત્યાગ કરવો જોઈએ નહિ. તેથી તેનું ધનુષ્ય છેદીને છ બાણોથી રૂકમીને વીંધ્યો. કારણ કે પુરૂષ છ પ્રકારે બનાવેલો છે તેથી તેના અંગોમાં ભગવાને પ્રહાર કર્યો. (૨૬)



**अष्टभिश्चतुरो वाहान् द्वाभ्यां सूतं ध्वजं त्रिभिः ।**
**सचान्यद्धनुरादाध कृष्णं विन्याध पञ्चभिः ॥२७॥**
**तैस्ताडितः शरौघैस्तु चिच्छेद धनुरच्युत : ।**
**स चान्यद्धनुरादत्त तदप्यच्छिनदच्युतः ।**
**पुनरन्यदुपादत्त तदप्यच्छिनदच्युत : ॥२८॥**

ततः अष्टभिः द्वाभ्यां द्वाभ्यां एकैकं चतुरो वाहान् आश्वान् विन्याध । द्वाभ्यां च सूतम् । एते त्रिधा छिन्नाः पञ्चापि । ध्वजश्चतुर्धा छिन्नः । एवं साक्षात्परंपराङ्गानि सर्वाण्येव भिन्नानि । तच्छेदनार्थं प्रवृत्तेनैव बाणेन धनुश्छिन्नमिति न धनुषो भेदे पृथक् शरा उक्ताः । तदा सोऽप्यन्यत् धनुरादत्त । भगवानपि प्राणिघातकं धनुर्विहाय अन्यद्धनुर्गृहीतवानिति चकारेण ज्ञायते । तदपि आच्छिनत् ग्रहणमात्रेणैव, तत्र हेतुः अच्युत इति । स्वयमच्युतः, देववरप्राप्तं च धनुः । अतस्तच्छरस्य वैयर्थ्यसम्पादनात् पूर्वमेव तच्छिन्नम्, ततोऽन्यदपि गृहीतवानित्याह पुनरन्यदुपादत्तेति । त्रिसत्या हि देवा इति धनुषः त्रिर्ग्रहणम् ॥२७॥२८॥

શ્લોકાર્થ-૨૭ : આઠ બાણોથી ચાર અશ્વોને, બેથી સારથીને અને

ત્રાણથી ધજાને વીંધ્યા. તેણે પણ બીજું ધનુષ્ય લઈ પાંચ બાણો શ્રીકૃષ્ણ ઉપર નાખ્યાં. (૨૭)

ભાવાર્થ, સુબોધિનીજી : બંબે બાણોથી એક એક અશ્વને એટલે આઠ બાણોથી ચાર અશ્વોને વીધ્યાં. બે બાણોથી સારથિને વીંધ્યો. આ પાંચેના ત્રણ ત્રણ કટકા થયા એટલે બધા અંગો ભેદાયા. ધનુષ્ય પણ ભેદ્યું.

એ સમયે રૂકમીએ બીજુ ધનુષ્ય લીધું. 'ચ' અને પણ થી ભગવાને પણ બીજુ ધનુષ્ય લીધું.

શ્લોકાર્થ-૨૮ : તે બાણોના સમુહથી સ્પસાએલા અચ્યુતે તો ધનુષ્યને કાપી નાખ્યું. અને બીજું ધનુષ્ય પણ કાપી નાખ્યું. તેણે ફરીથી બીજુ ધનુષ્ય લીધું તે પણ અચ્યુતે કાપી નાખ્યું.(૨૮)

ભાવાર્થ : તે બીજા ધનુષ્યને પકડતાં વેંત જ ભગવાને કાપી નાખ્યું. તેથી અચ્યુત શબ્દથી કહેલ છે. ભગવાન પોતે અચ્યુત છે. અને દેવના વરદાનથી પ્રાપ્ત થએલ રૂકમીનું ધનુષ્ય હતું. તેનાં બાણ નિષ્ફલ થાય તે પહેલાં જ કાપી નાખ્યું. તેણે ફરી બીજુ ધનુષ્ય લીધું. 'ફરીથી બીજું લીધું'. શબ્દોથી કહેલ છે. દેવો ત્રાણવાર સત્ય થાય છે. તેથી રૂકમીએ ત્રાણવાર ધનુષ્ય ગ્રહણ કર્યા.(૨૮)

**परिघं पट्टिशं शूलं चर्मासीशक्तितोमरम् ।**
**यद्यदायुधमादत्त तत्सर्वं सोऽच्छिनद्विभुः ॥२९॥**

ततः परिघादीन् गृहीतवान् । चर्मासी इति दीर्घः छान्दसः । चर्मादिपदमेकं तोमरान्तम् । किंबहुना । यद्यदायुधमादधात्, देवतादिप्रेरणया, स्वतो वा, तत्सर्वमेवाच्छिनत् । एवं करणे सामर्थ्यं विभुरिति ॥२९॥

ततोऽतियत्येन सर्वभावेनागत इत्याह ततो रथादवप्लुत्येति ।

શ્લોકાર્થ-૨૯ : ભોગળ, ભાલું, ત્રિશૂલ, ઢાલ, તલવાર, ગદા જે જે આયુધ તેને લીધું. તે સર્વ ભગવાને કાપી નાખ્યું. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ભોગળ વિગેરે તેને લીધાં. ઢાલથી આરંભી ગદા સુધી ન બધાને કાપી નાખ્યાં. વધારે કહેવાથી શું? દેવતા વિગેરેની

પ્રેરણાથી જે જે આયુધ લીધું તે બધુએ ભગવાને કાપી નાખ્યું. 'વિભુ' સમર્થ વિશેષણથી ભગવાનમાં તે પ્રમાણે કરવાની શકિત છે. (૨૯)

પછી ઘણો પ્રયત્ન કરીને તે અન્તઃકરણપૂર્વક ભગવાનની પાસે આવ્યો તે નીચેના શ્લોકથી કહે છે.




**ततो रथादवप्लुत्य खड्गपाणिर्जिघांसया ।**
**कृष्णमभ्यद्रवत्कुद्धः पतङ्ग इव पावकम् ॥३०॥**

केवलं खड्गपाणिः, न तु चर्मापि । जिघांसयेति जीवननिरपेक्षः आत्मानमेव भग वद्वारा मारयितुं कृष्णं परमानन्दमभ्यद्रवत् । युक्तमेव हि प्राकृतं परित्यज्य परमानन्दो ग्राह्य इति । तथापि शरीरं प्रियं सर्वस्यापीति कथं तथा समागत इति चेत्, तत्राह पतङ्ग इव पावकमिति । ते हि सूक्ष्माः अग्नावात्मानं पातयित्वा परमार्थदृष्टया कृतार्था भविष्यन्ति, बहिर्दृष्टया तु अग्निं मारयिष्याम इति बुद्धया प्रवृत्ताः स्वयं म्रियन्ते । तथायमपि प्रवृत्त इत्यर्थः ॥३०॥

ततो भगवानक्लिष्टकर्मा तस्याभिलषितं कुर्वन्, 'ये यथा मां प्रपद्यन्त' इति च वाक्यं सत्यं कुर्वन्, तन्मारणार्थं प्रवृत्त इत्याह तस्य चापतत इति ।

<u>શ્લોકાર્થ-૩૦</u> : *પછી ક્રોધવાળો તે હાથમાં તલવાર લઈ પોતે પંતંગીઉ પડે તેમ શ્રીકૃષ્ણ પાસે દોડી આવ્યો. (૩૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : હાથમાં માત્ર તલવાર જ રાખેલી પણ ઢાલ રાખી નહિ એટલે જીવનની દરકાર વિનાનો પોતે ભગવાન દ્વારા હણાય તે માટે શ્રીકૃષ્ણ પરમાનંદ પાસે દોડી આવ્યો. કારણ કે પ્રાકૃત શરીરને ત્યજી પરમાનંદ પ્રાપ્ત કરવો યોગ્ય જ છે. છતાંપણ શરીર બધાને પ્રિય હોય છે તો તે કેમ આવ્યો? એવી શંકા થાય તેથી 'જેમ અગ્નિમાં પતંગીયું પડે તેમ' શબ્દો યોજેલા છે. તે કૃતાર્થ થાય છે. અગ્નિનો અમે નાશ કરીશું. એવી બુદ્ધિથી પ્રવૃતિ કરી મરણ પામે છે. તે પ્રમાણે રૂકિમીએ પણ પ્રવૃત્તિ કરી એવો અર્થ છે. (૩૦)

પછી કલેશ વગર કાર્ય કરનાર ભગવાને તેનું ઈચ્છેલું કરતાં અને જેઓ જે પ્રમાણે મને ભજે છે. (ભગવદ ગીતા ૪-૧૧) વાકયને સત્ય કરતાં તેને

હણવાની પ્રવૃત્તિ કરી તે કહે છે.

**तस्य चापततः खड्गं तिलशश्चर्म चेषुभिः ।**
**छित्त्वासिमादधे तिग्मं रुक्मिणं हन्तुमुद्यतः ॥३१॥**

तादृशस्यापि खड्गं चर्म च इषुभिः चिच्छेद । चर्मापि गृहीतं खड्गकोशो वा । तिलशश्छेदनं स्वशौर्यख्यापनार्थम् । तद्रुधिरमेव वा तत्र प्रवहज्जलात्मकं सत् तस्य परलोक उपतिष्ठेतेति तत्सतिलं कृतवानित्यर्थः । एवं धनुराघातकमिति निर्जीवान् छित्त्वा तद्वधार्थं खड्गं गृहीतवानित्याह असिमादध इति । एतस्मिन् हते जगति स्वरूपाज्ञानं निवर्तेतैव । यतोऽयं रुक्मी मुख्यो भगवद्विट् । अतो भगवान् तं हन्तुमुद्यतो जातः, न तु मारितवान् ॥३१॥

एवं स्वरूपाज्ञाननाशो मायाया हितकारी न भवतीति रुक्मिणी तन्निषेधार्थं प्रवृत्तेत्याह दृष्ट्वेति ।

શ્લોકાર્થ-૩૧ : ભગવાને દોડીને આવતાં તેની તલવાર અને મ્યાનના બાણોથી તેનાં ટુકડા કરીને રૂકમીને હણવા તત્પર થઈ તીક્ષ્ણ તલવાર લીધી. (૩૧)

ભાવાર્થ, સુબોધિનીજી: તેને દોડીને આવતા તલવારના અને મ્યાન બાણોથી કટકા કર્યા. તલ તલ જેવડા ટુકડા કર્યા અથવા રૂકમીનું લોહી જ જલરૂપ થઈ તેને પરલોક પ્રાપ્ત થાય તે માટે તેને તલવાળું કર્યું. એવો અર્થ છે. રૂકમીને હણવા માટે ભગવાને તલવાર લીધી. એમ 'તલવાર લીધી' શબ્દોથી કહે છે. આને હણવામાં આવે ત્યારે સ્વરૂપજ્ઞાન દૂર જ થાય. કારણે રૂકમી ભગવાનનો મુખ્ય શત્રુ હતો. તેથી ભગવાન તેને હણવા તત્પર થયા પણ તેને હણ્યો નહિ. (૩૧)

એ પ્રમાણે સ્વરૂપાજ્ઞાનનો નાશ થાય તે માયાનું હિત કરનારૂં નથી તેથી રૂકિમણીએ તેમ કરતાં અટકાવવાની પ્રવૃત્તિ કરી તે નીચેના શ્લોકથી કહે છે.

**दृष्ट्वा भ्रातृवधोद्योगं रुक्मिणी भयविह्वला ।**
**पतित्वा पादयोर्भर्तुरुवाच करुणं सती ॥३२॥**

रुक्मिणी प्रार्थयितुमुवाच । यद्यपि दुष्टो भवति, तथापि स्वार्थं तावत्करोतीति । यदर्थं यो यतते, तेन प्रतिकर्तव्यमिति तस्या उद्योगः । तत्रापि भ्राता, तस्यापि वधोद्योगः, तत्रापि वधात्पूर्वं स्वयं दृष्टः, स्वयं च रुक्मिणी तत्सम्बन्धिनी । पश्चाद्भयेन विह्वला जाता । क्रोधे कदाचिदात्मानमपि मारयेत् , लोके चापकीर्तिर्भवेत्, बलाद्भगवन्तमाहूय भ्रातरं मारितवतीति बहव एव पक्षाः भयहेतवो वर्तन्ते । अतो भयैः कृत्वा विह्वला स्वयमपि शुष्कानना जाता । अत्यन्तं विज्ञा उपायान्तरमलभमाना मत्पतिरमिति भर्तुः पादयोः पतित्वा उक्तवती । चरणपातेन देहेन निवारणम् । विह्वलतया मनसा निवारणम् । वाचा च निवारयति । नन्वीश्वरो भगवान्, कथमेतन्निवारितो निवर्तेतेति चेत्, तत्राह करुणमिति । करुणं यथा भवति, तथा उवाच, नतु प्रौढया । किञ्च । पतिव्रताया न ह्यन्य उपायोऽस्ति सर्वत्र भर्तृप्रार्थनाव्यतिरेकेण, तदाह सतीति ॥३२॥

तस्या वाक्यमाह योगेश्वरेति ।

<u>શ્લોકાર્થ-૩૨ :</u> *ભાઈનો વધ કરવાની તત્પરતા જોઈને ભયથી વિહ્વલ થએલી સતી રૂકિમણી પતિના ચરણોમાં પડી બોલી. (૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જો કે રૂકિમ દુષ્ટ હતો છતાં તેને માટે બધું કરતો હતો. તેથી ભગવાનને પ્રાર્થના કરવા માટે તે બોલી. તેને રક્ષણ કરવાનો ઉપાય કરવો જોઈએ. તેથી તેને પ્રયાસ કર્યો. તે ભાઈ હતો. તેના વધનું કાર્ય થતું હતું. તે પોતે જોયું તેથી તે ભયથી વિહ્વલ થઈ. રૂકમીની ઈચ્છા લોકમાં અપકિર્તિ થાય એવા વિચારથી ભય પામી. તે માટે ઘણો વિચાર કરતાં બીજો કોઈ ઉપાય ન મળતાં ' આ મારા પતિ છે' એમ વિચારી પતિના ચરણોમાં પડી અને બોલી અને ચરણમાં પડવાથી રૂકમીનો વધ કરતાં અટકાવવાનું કાર્ય કર્યું.

ભગવાન ઈશ્વર છે. તે આનાથી કેમ અટકે? એવી શંકા થાય તેથી 'દયા ઉપજાવે' શબ્દો યાોજેલ છે. ભગવાનને દયા ઉપજે એમ બોલી. સર્વ પ્રસંગે પતિને કરેલી પ્રાર્થના વિના પતિવ્રતાને બીજો કોઈ ઉપાય નથી તેથી 'સતિ' શબ્દ કરેલ છે. (૩૨)

નીચેના શ્લોકથી તે જે વાકય બોલી તે કહે છે.

**योगेश्वराप्रमेयात्मन्देवदेव जगत्पते ।**
**हन्तुं नार्हसि कल्याण भ्रातरं मे महाभुज ॥३३॥**

ननु मारणार्थं समागतः, कथं निवार्यत इति चेत्, तत्राह योगेश्वरेति । भगवान् योगस्य नियन्ता अनेकानेवोपायान् जानाति, किं वधेनेति भावः । अनेनैव वाक्येन भगवता वधानुकल्पो मुण्डनं कृतम् । तच्च रुक्मिण्या मदुक्तमेव कृतमिति ज्ञात्वा, मुण्डनमविार्य, वाचाप्यनुक्त्वा, अन्तरेव तापं कृतवती । तदर्थं बलभद्रस्य सान्त्वनमित्यनवद्यम् । अनेन मारयितुं समागतः भ्राता तव मारयेच्चेत्, तदा तव सुखं भवेदित्युपालम्भोऽपि निवारितः । किञ्च । अप्रमेयात्मन्निति । प्रमातुमप्ययोग्य आत्मा स्वरूपं यस्य, किं पुनः क्रियाविषयो भविष्यतीति शङ्कापि निवारिता । क्रिययैवानिष्टशङ्केति । किञ्च । देवानामपि देवस्त्वम्, देवा एवामराः, तत्र तव समागतस्यापि का चिन्ता भवेत् । किञ्च । जगत्पत इति । तस्यापि त्वं पतिः रक्षकः, अतः शिक्षैव कर्तव्या । अत एव हन्तुं नार्हसि, सुतरामिदानीम् । कल्याण अद्यैव कृतविवाहः, तत्रापि मे भ्रातरम् । शालको हि विवाहदिवसे मान्य इति । पश्चादपकारं करिष्यतीति चेत्, तत्राह महाभुजेति । महान् भुजः क्रियाशक्तिर्यस्येति सम्बोधनेन समाधानार्थं सामर्थ्यं स्मारितम् ॥३३॥

एवं विज्ञापितः वधान्निवृत्तो वधानुकल्पं कृतवानित्याह तया परित्रासेति ।

<u>શ્લોકાર્થ-૩૩</u> : *હે યોગેશ્વર ! હે અકળ સ્વરૂપ ! હે દેવોના દેવ ! હે જગતનાપતિ ! હે કલ્યાણ ! હે મોટી ભુજાવાળાં ! મારા ભાઈને હણવો યોગ્ય નથી. (૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : રૂકમી હણવા આવેલો તો ભગવાનને તેને હણવા માટે કેમ અટકાવે છે? એવી શંકા થાય ત્યાં હે યોગેશ્વર ! એમ કહેલું છે. ભગવાન યોગને વશ રાખનાર છે. પોતાના રક્ષણ માટે ઘણા ઉપાયો જાણે છે. રૂકમીનો વધ કરવાનું શું પ્રયોજન ? એવો ભાવ છે. આ ભાવને લીધે ભગવાને વધને બદલે મુંડન કર્યું અને રૂક્મિણીએ તેને મેં કહેલું જ કર્યું છે. એમ જાણી મુંડન ન અટકાવતાં, વાણીથી પણ કંઈ ન કહેતાં, પોતાની અંદર

જ દુઃખ અનુભવ્યું તે માટે બલભદ્રે તેને દીલાસો આપ્યો તેથી કાંઇ દોષ નથી. આથી હણવા આવેલો તારો ભાઇ જો હણત તો તેને સુખ [illegible] એવું તેનું મેણું પણ દૂર થયું. વળી હે અકળ સ્વરૂપ ! એટલે જે કળી શકાય નહિ તેવું આત્મા સ્વરૂપ જેમનું છે તેવા તે કારણ કે અનિષ્ટની શંકા ક્રિયાથી થાય છે.

વળી આપ દેવોના પણ દેવ છો. દેવો અમર છે તો પછી રૂકમી આપની પાસે આવે તો પણ શું ચિંતા હોય ?

વળી 'જગતનાપતિ' હોવાથી તેને હણવો યોગ્ય નથી. વળી હે કલ્યાણ ! હમણાં જ આપનો વિવાહ થયેલો છે તેથી હણવા યોગ્ય નથી. કારણ કે વિવાહના દિવસે સાળો આદરણીય છે. પછી તે હેરાન કરશે એવી શંકામાં 'હે મોટી ભુજાવાળા !' એમ કહેલ છે. તેની હેરાન કરવાની શક્તિ દૂર કરનાર છે.

એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરેલા ભગવાનને વધ કરતાં અટકાવી તેનું મુંડન કર્યું તે નીચેના શ્લોકથી કહે છે. (૩૩)



श्रीशुक उवाच -

**तया परित्रासविकम्पिताङ्गया शुचावशुष्यन्मुखरुद्धकण्ठया ।**
**कातर्यविस्त्रंसितकेशमालया गृहीतपादः करुणो न्यवर्तत ॥३४॥**

परित्रासेन विकम्पितमङ्गं यस्याः । शोकेन च शुष्यन्मुखं रुद्धश्च कण्ठो यस्याः ।

कातरतया विस्त्रंसिताः केशाः मालश्च यस्याः । गुणत्रयकार्यं तस्यां पूर्णं जातमित्युक्तं भवति । परित्रासः सत्त्वस्य, शोकस्तमसः, कातरता रजस इति । एवं विद्यमानानां गुरानामपगमात् केवलं सा दीनेति तादृश्या गृहीतपादः करुणावानेवं न्यवर्तत ॥३४॥

परित्रासेन विकम्पितमङ्गं यस्याः । शाकेन च शुष्यन्मुखं रुद्धश्च कण्ठो यस्याः । कातरतया विस्त्रंसिताः केशाः मालाश्च यस्याः । गुणत्रयकार्यं तस्यां पूर्णं जातमित्युक्तं भवति । परित्रासः सत्त्वस्य, शोकस्तमसः, कातरता रजस इति ।

एवं विद्यमानानां गुणानामपगमात् केवलं सा दीनेति तादृश्या गृहीतपादः करुणावानेवं न्यवर्तत ॥३४॥

भगवन्तं प्रति कृतस्याननुमोदनमाह असाध्विदमिति ।

શ્લોકાર્થ-૩૪ : ઘણા ત્રાસને લીધે કંપતા અંગવાળી, શોકને લીધે સુકાતાં મુખ અને રૂંધાતા કંઠવાળી, ,વ્યાકુલતાને લીધે ખરી ગયેલા કેશ અને માલાવાળી એ ચરણો પકડી કરુણામય પ્રભુને વધ કરતાં અટકાવ્યા. (૩૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ઘણા ત્રાસને લીધે જેનું અંગ કંપતુ હતું અને ચોકને લીધે સુકાતું મુખ અને રૂંધાતો હતો કંઠ જેનો, વ્યાકુલતાને લીધે ખરી ગયા હતા કેશો અને માલાઓ જેની, એમ ત્રણ ગુણોની અસર તેના પર પુરી થઇ એમ કહેવાયું. કારણ કે ત્રાસ સત્ત્વનું, શોક તમોગુણનું અને વ્યાકુલતા રજોગુણનું કાર્ય છે એ પ્રમાણે જે ગુણો હતા તે જતા રહેતાં તે કેવળ દીન થઇ અને ચરણો પકડયા અને કરુણાશીલ ભગવાનને વધ કરતાં અટકાવ્યાં. (૩૪)

શ્લોકાર્થ-૩૫ : તે દુષ્ટ કાર્ય કરનારને વસ્ત્રથી બાંધી, દાઢી અને વાળ સહિત મુંડતાં તેને કદરૂપો કર્યો. તેટલામાં જેમ હાથીઓ કમલના દાંડાનો નાશ કરે તેમ ઉદ્ધત શત્રુના સૈન્યનો નાશ કર્યો.(૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : કારણ વધના જેવું મુંડન અને દ્રવ્ય લઇ લેવું તે મુખ્ય છે. સ્થાનથી કાઢી મૂકવાનું તો તેની પ્રતિજ્ઞાથી થયું જ છે. તેથી વસ્ત્રથી ચોરની માફક તેને બાંધ્યો અને દાઢી, વાળ સહિત તેને મુંડતાં તેને સેવક દ્વારા કદરૂપો કર્યો. કોઇ સ્થળે કેશ અને દાઢી રાખ્યાં અને કોઇ સ્થળે મુંડાવી નાખ્યા. મરણ સુધી તે આવો કદરૂપો રહ્યો. તેટલા સમયમાં ઉદ્ધત શત્રુના સૈન્યનો યાદવ યોદ્ધાઓએ નાશ કર્યો. આ તેના દોષથી સૈન્ય હણાયું ન હતું પણ સૈન્ય પણ દુષ્ટ હતું. તેથી તેનો નાશ કર્યો. 'યાદવ યોદ્ધાઓએ' શબ્દથી યાદવ સૈન્યમાં રહેલા સમર્થ હતા. જેમ હાથી કમળના દાંડાનો નાશ કરે એ શબ્દોથી તેમ સૈન્યનો નાશ કર્યો. ગદ,સંકર્ષણ વિગેરે ઘણા વીર યાદવ યોદ્ધાઓ હતા. શિશુપાલના સૈન્યમાં અક્ષૌહિણી એક હતી તેથી 'કમળનો દાંડો' એમ એક વચન યોજેલું છે. એવી રીતે ભગવાને

કરેલા રૂકમીના પરાજયનું વર્ણન કરીહવે નીચેના શ્લોકથી સડા સત્તર શ્લોકથી બલભદ્રે રૂકિમણીને દિલાસાનું નિરૂપણ કરે છે. (૩૫)

<u>શ્લોકાર્થ - ૩૬ :</u> *શ્રીકૃષ્ણની પાસે આવીને ત્યાં રૂકમીને જોયો. મરેલા જેવો જોઈને દયાળુ સંકર્ષણ ભગવાને (બલભદ્રે) બાંધેલાને છોડી શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું. (૩૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ પ્રસંગે દિલાસો આપવામાં રૂકિમણી મુખ્ય છે. રૂકમી મધ્યમ છે અને મદદ કરનારા રાજાઓ હલકા છે. ભગવાનથી મોટા બલભદ્રે દિલાસો આપ્યો. એ પ્રમાણે આ પ્રસંગે ત્રણ પ્રકરણ યોગ્ય છે. યાદવો સૈન્યનો પરાજય કરી આવ્યા. શ્રીકૃષ્ણ પાસે આવીને કદરૂપ થયેલા રૂકમીને જોયો. વધારે વર્ણન કરવું યોગ્ય નથી. કારણ કે તે રૂકમી મૂર્છા પામેલો ઉભો હતો. તેથી 'તેવો થયેલો' કહેલો છે. મુંડન વધના જેવું જ હતું. એ જણાવવા 'મરેલા જેવો' શબ્દ કહેલો છે. શિખા સહિત મુંડન સારી રીતે દુઃખ આપનારૂં હોવાથી અને કર્મ કરવાના અધિકારનો નાશ કરનારૂં હોવાથી તેનો વધ કરવા 'વિભુ' સમર્થ હતા છતાં તેમણે બાંધેલા રૂકમીને છોડીને શ્રીકૃષ્ણને કહ્યું તે

'દયાળુ' વિશેષણથી દયાળુ પુરૂષો જ ભગવાને દુઃખમાં નાખેલા પુરૂષોનું દુઃખ દૂર કરે છે. તે દયાળુ હોવાથી કરે છે છતાં ભગવાનને પૂંછીને કરવું હતું. પણ પોતે તેને કેમ છુટો કર્યો ? એવી શંકા થાય તેથી 'ભગવાન' શબ્દ યોજેલ છે. બલભદ્રમાં અહીં 'શ્રીકૃષ્ણ' શબ્દ 'બીજો કેશવ કૃષ્ણ થયા' કહેલા કૃષ્ણના અર્થમાં યોજાયેલ છે. તેથી બલભદ્ર મોટાભાઈ હોવાથી કંઈપણ અયોગ્ય નથી. (૩૬)

નીચેના શ્લોકમાં બલભદ્રે શ્રીકૃષ્ણને જે કહેલું છે તે પોતાને પસંદ નથી એમ ભગવાનને કહે છે.




**असाध्विदं त्वया कृष्ण कृतमस्मज्जुगुप्सितम् ।**
**वपनं श्मश्रुकेशानां वैरुप्यं सुहृदो वधः ॥३७॥**

यत् कृतं तदग्रे वक्तव्यम् । तदासध्वेव । मरणानन्तरमेव हि सर्वक्षौरं विधीयते । किञ्च । यत्कृतं तदस्मकृतम्, अस्मत्तः कृतम्, वयमेव हेतवः सङ्कर्षणरूपाः । न

तु स्वामिनस्तव कार्यम्, यतो जुगुप्सितमेतत् । परमार्थतोऽयमर्थः । व्यवहारेऽपि यद्यप्यस्य वपनं कर्तुं युक्तम्, अयमेतदर्ह एव, तथाप्यस्मज्जुगुप्सितमस्माकं तु नोचितमित्यर्थः । अधमभक्षकायाप्युत्तमैर्नाधमं भक्ष्यं दीयते, तदेवाह वपनं श्मश्रुकेशानामिति । श्मश्रूणां केशानां च सुहृदः सकाशात् वैरूप्यं वध एव । अतः सुहृत्त्वात् वधोऽनुचितः । एतदपि रुक्मिणीसान्त्वनार्थमेवेति ज्ञायते । उपसंहारबलीयस्त्वात् । उभयस्याप्रकरणित्वात् ॥३७॥

अतस्तामेव साक्षात् सान्त्वयति मैवास्मानिति ।

श्लोकार्थ - ३७ : હે કૃષ્ણ ! આ અયોગ્ય થયું. આપે કર્યું તે અમારાથીજ થયું. કારણ કે તે નિંદા યોગ્ય છે. સંબંધીની દાઢી અને કેશના મુંડનરૂપ કદરૂપપણું વધ છે.(૩૭)

ભાવાર્થ, સુબોધિનીજી : જે કર્યું તે અયોગ્ય છે. કારણ કે મરણ પછી જ મુંડન કરવામાં આવે છે. જે આપે કર્યું તે અમારાથી જ થયેલું છે. કારણ કે સંકર્ષણરૂપ અમે છીએ. પરંતુ તે સ્વામીનું કાર્ય નથી. કારણ કે આ કાર્ય નિંદાયોગ્ય છે. વાસ્તવિક અર્થ આ જ છે. વ્યવહાર પ્રમાણે આનું મુંડન કરવું યોગ્ય હતું. છતાંપણ તે નિંદા કરનારૂં હોઈ આપે કરવું યોગ્ય નથી. અધમ ભક્ષણ કરનારને ઉત્તમ પુરૂષો અધમ ખોરાક આપતા નથી. સંબંધીથી પ્રાપ્ત થતું દાઢી અને કેશનું કદરૂપપણું વધ છે અને તે વધ અયોગ્ય જ છે. આ રૂકિમણીને દિલાસો આપવા જ કહેલું છે. ઉપસંહાર સર્વથી બલવાન છે. રૂકિમણીને દિલાસો આપવો અને ભગવાનને બોધ આપવો એ બંને સંબંધિ પ્રકરણ નથી. (૩૭)

નીચેના શ્લોકથી રૂકિમણીને દિલાસો આપે છે.

**मैवास्मान्साध्व्यसूयेथा भ्रातृवैरूप्यचिन्तया ।**
**सुखदुःखदो न चान्योऽस्ति यतः स्वकृतभुक्पुमान् ॥३८॥**

हे साध्वि । पतिव्रताया भर्तृकृतं मन्तव्यमिति धर्मः । अतएव अस्मान्सर्वानेव मासूयेथाः, दोषारोपेण मा विचारय । यद्यपि भावकचित्तमपि समीचीनम्, भाव्ये च न दोषः, कोऽपि, तथापि भ्रातुर्वैरूप्यचिन्तया

तद्धर्मारोपात् कदाचिदसूया भवेत्, तां निवारयति । ननु लौकिकदृष्टया कर्तव्यैवासूया, कथं जरासन्धो मुक्तः, केवलः कथमयं मुण्डित इति चेत्, तत्राह खुखदुःखद इति । स्वकर्मवशादेव सुखदुःखानुभवः । सङ्कर्षणो हि ज्ञानप्रधानः । अन्यथा सर्वान् (न) मारयेत् । 'नायं हन्ति न हन्यत' इति तत्र सिद्धान्तः । तथा अत्रापि कर्मणैव सर्वमिति तदनुसारेणापि बोधनम् । अतोऽयं साधारण इति, सोऽपि श्रृणोतीति कर्ममार्ग एव बोधितः । अत एव स्वयं स्वस्य सुखदुःखदः, अन्यो न भवति तत्र हेतुमाह स्वकृतभुगिति । कर्मणि स्वस्य स्वातन्त्र्यात् तत् फलमपि कर्तृगाम्येव भवति । अन्यथा कृतहानाकृताभ्यागमप्रसङ्गः ॥३८॥

एवं प्रतिबोधिते केवलमस्मदपराधमेव स्थापयति बलभद्रो, न स्वापराधमिति अतुल्यता प्रतिभाता, अतः पुनस्तां बोधयितुं भगवन्तमाह बन्धुरिति ।

<u>શ્લોકાર્થ - ૩૮ :</u> *હે પવિત્ર સ્ત્રી ! ભાઇ કદરૂપો થવાથી ચિંતાને લીધે અમને દોષ ન દેશો. સુખ અને દુઃખ આપનાર બીજો નથી થતો, કારણ કે માણસ પોતે કરેલાં કર્મો ભોગવનાર છે. (૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે પવિત્ર સ્ત્રી ! પતિએ કહેલું માન્ય રાખવું. એવો પતિવ્રતાનો ધર્મ છે. અમે બધાએ દોષિત છે એમ ન માનશો. ભગવાનમાં કંઇપણ દોષ નથી. ભાઇ કદરૂપો થવાથી ચિંતાને લીધે તેનો દોષ અપાય તે ન કરવા જણાવે છે.

લૌકિક દષ્ટિ મુજબ દોષ જ ગણવો જોઇએ, જરાસંધને કેમ છોડી મૂકયો અને આનું મુંડન કેમ કર્યુ ? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલો છે.

પોતાના કર્મને લીધે જ મનુષ્યને સુખ દુઃખ થાય છે. સંકર્ષણ જ્ઞાનને મુખ્ય માનનાર છે. 'આ હણતો નથી અને હણાતો નથી' એવો જ્ઞાન માર્ગનો સિદ્ધાંત છે. (૩૮)

એ પ્રમાણે અહીં કર્મમાર્ગમાં કર્મથી બંધુ થાય છે એવો સિદ્ધાંત હોવાથી તે પ્રમાણે બોધ આપે છે, કારણ કે આ સાધારણ છે અને તે સાંભળે છે. તેથી કર્મમાર્ગનો બોધ કરે છે. અહીં સુખ દુઃખ આપનારો પોતે જ છે. બીજો

હોતો નથી. કારણ 'પોતાના કરેલાં કર્મો ભોગવનારો' શબ્દ યોજેલ છે. કર્મ કરવામાં માણસ સ્વતંત્ર હોવાથી ફલ પણ કર્તાને મળે છે નહિ તો કરેલા કર્મની હાની અને ન કરેલાં કર્મની પ્રાપ્તિ થવાનો પ્રસંગ આવે છે. (૩૮)

એ પ્રમાણે રૂક્મિણીને બોધ આપતાં બલભદ્ર માત્ર રૂક્મીનો જ અપરાધ જણાવે છે. પરંતુ પોતાનો અપરાધ ગણતા નથી. એવો ભેદ જણાતાં ફરી નીચે પ્રમાણે કહે છે.

**बन्धुर्वधार्हदोषोऽपि न बन्धोर्वधमर्हति ।**
**त्याज्यः स्वेनैव दोषेण हतः किं हन्यते पुनः ॥३९॥**

वधमर्हति येन दोषेण ताद्दशो दोषो यस्य स वधार्हदोषः पुरुषः । ताद्दशः बन्धोः साक्षाद्वधं नार्हति । अन्यथा बन्धुत्वं न स्यात् । शत्रुरेव वधकर्ता । अयोग्यं कुर्वन् अयुक्त एव भवति । ननु यथा स्वधर्मः, स न मारणीय इति, तथा तस्यापि धर्मः, अतिक्रमो न कर्तव्य इति । स चेत् स्वधर्मं न कुर्यात्, कथमन्यः कुर्यादिति चेत्, तत्राह त्यज्य इति । वस्तुतस्तु तेन स्वधर्मस्त्यक्त इति न स्वेनापि स्वधर्मसत्त्यक्तव्यः, तथा सत्युभयोरेव तुल्यता स्यात् । अथ तत्कर्म सार्थकं कर्तव्यमिति स्वोद्यमः, तत्राप्युच्यते । स्वैनैव दोषेण हतः । पुनः किमर्तं हन्यत इति । न हि तत्कर्मणा प्रेरितत्वं स्वस्य युक्तम् । तत्कर्म स्वयमेव अन्यं प्रेरयेत् । अतः कर्मणैव हतः, तदङ्गत्वे स्वस्य हानिरिति । भिन्नतया स्वयं चेन्मारयेत्, तदा पिष्टपेषणमेव भवेदिति, किं हन्यत इति प्रश्नार्थ आक्षेपार्थो वा । पिष्ट्वापि वेदे प्रैषे उक्तः । अणूनि कुरुतादिति, तस्य प्रजोजनं मेध्यत्वायेति श्रुतावेवोक्तम् । तथा अयमपि पवित्रो भवतु, मोक्षं वा प्राप्नोत्विति प्रश्नार्थो भवति । एवमेवेति चेत्, तत्राह किं हन्यत इति । न हन्तव्य एव, किन्तु त्याज्यः दुष्टं हि न संस्क्रियते, अयं तु दुष्ट एवेति न संस्कारमर्हतीति भावः ॥३९॥

एवं शास्त्रार्थतः स न वध्यो भवतीति निरूप्य, लोकन्यायेनापि न वध्यत इति निरूपयति क्षत्रियाणामयं धर्म इति द्वाभ्याम् ।

<u>શ્લોકાર્થ - ૩૯</u> : બંધુ વધને યોગ્ય દોષવાળો હોવા છતાં બંધુએ તેનો

*વધ કરવો જોઈએ નહિ. પણ તજવો યોગ્ય છે. જે દોષથી હણાયેલો છે. તેને ફરીથી શા માટે હણવો?(૩૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : જે દોષને લીધે વધને પાત્ર થાય તેવો દોષ જેનો છે તે પુરૂષ 'વધને પાત્ર દોષવાળો છે.' તેવાને બંધુએ પોતે વધ કરવો જોઈએ નહિ. નહિ તો બંધુપણું ન રહે. જેમ 'તેને હણવો નહિ' એવો પોતાનો ધર્મ આચરે તો પણ તેવો બીજો શા માટે આચરે ? એવી શંકા થાય, તેથી 'તજવો યોગ્ય છે' શબ્દ યોજેલ છે. તેને પોતાનો ધર્મ વાસ્તવિક રીતે તો ત્યજયો. તેથી પોતે પણ પોતાનો ધર્મ તજવો યોગ્ય નથી. જો એમજ થાય તો બન્ને સરખા જ થાય. પણ તેના કર્મનું ફલ તેને મળે તે માટે આપણે પ્રવૃત્તિ કરીએ છીએ એવી શંકા થાય ત્યાં તે પણ 'પોતાના દોષથી જ હણાયલો છે પછી ફરીથી શા માટે હણવો?' એવા શબ્દો છે. કારણ કે કર્મથી પ્રેરાવુ આપણને યોગ્ય નથી. તે કર્મ પોતે જ બીજાને પ્રેરણા કરશે. તેથી કર્મથી જ તે હણાયેલો છે એવો અર્થ છે.

જો આપણે તેને બીજા પ્રકારથી હણીએ તો ખાંડેલુ જ ખાંડવાનું થાય. તો શા માટે હણવો? એ સૂચવેલો અર્થ છે. 'ઝીણા કરવાં' ,એમ ખાંડેલાને પણ ખાંડવાનું વેદમાં કહ્યું છે. તેનું પ્રયોજન 'પવિત્રપણા માટે' એમ શ્રુતિમાં કહેલું છે. તેમ આ પણ પવિત્ર થાય અને મોક્ષ પ્રાપ્ત કરે એવો પ્રશ્નનો અર્થ છે. હણવો ન જ જોઈએ પરંતુ મૂકી દેવો જોઈએ. કારણ કે જે દુષ્ટ છે તે પવિત્ર થતો જ નથી, આ રૂકમી દુષ્ટ છે, તે પવિત્ર થવા યોગ્ય નથી એવો ભાવ છે. (૩૯)

નીચેના બે શ્લોકથી લોક ન્યાય પ્રમાણે પણ વધ કરવો યોગ્ય નથી.

**क्षत्रियाणामयं धर्मः प्रजापतिविनिर्मितः ।**
**भ्रातापि भ्रातरं हन्याद्येन घोरं तमस्ततः ॥४०॥**




**राज्यस्य भूमेर्वित्तस्य स्त्रियो मानस्य तेजसः**
**मानिनोऽन्यस्य वा हेतोः श्रीमदान्धाः क्षिपन्ति हि ॥४१॥**

ननु यो मारयितुमायाति, स मार्यत इति, 'जिघांसन्तं जिघांसीया'दिति लोकवेदाभ्यां हननं तस्य युक्तम्, तत्कथं निषिध्यत इति चेत्, तत्रोच्यते, किं हत

इति हन्यते, अयुक्तं करोतीति वा । तत्र नाद्यः । अभावात् । प्रकृते असम्भवाच्च । अयुक्तता तु नास्तीत्याह । क्षत्रियाणामयं घोरात्मको धर्मः प्रजापतिनैव विनिर्मितः । त्रिविधा हि धर्माः, शान्तो घोरो विमूढश्चेति । तत्र शान्तो ब्राह्मणेषु स्थापितः । घोरः क्षत्रियेषु । विमूढो वैश्यशूद्रयोः । अतः अयं परिदृश्यमानः तीक्ष्णशस्त्राणि गृहीत्वा स्वप्रवृत्तिं प्रदर्शयन्निवाह । तत्र न सम्बन्धापेक्षेत्याह भ्रातापि भ्रातरं हन्यादिति । नन्वेवं सत्ययं धर्म एव चेत्, तर्हि कथं घोरः स्यात्, तत्राह येन घोरं तम इति । ततो घोरमेव तमो भवति । अज्ञानमत्र तमः, तदपि भयानकम् । एवं कर्मणा दैत्यत्वं भवतीत्यर्थः ।

ननु सत्यं यदि युद्धमेव कुर्यात्, तदा अशस्त्रं विरथं कृत्वा तं शत्रुस्त्यजेत्, अयं त्वसभ्यं बहु वदतीति मुखरत्वान्मारणीयं एवेति चेत्, तत्राह राज्यस्येति । तेषामसभ्यवचनमपि प्रजापतिविनिर्मितमेव । तत्र साधारण्येन षट् हेतून् निर्दिशति । राज्यं चेत्कस्यचित्केनचिद्धृतं तदा स क्षत्रियः । अन्यथायं न मारयिष्यतीति । राज्ये च गते केवलं जीवनमयुक्तमिति मरणार्थं शत्रून् क्षिपन्ति । श्रीमदान्धा अपि क्षिपन्ति । पूर्वं श्रिया जातो यो मदः तेन अन्धाः विवेकरहिताः, अतः क्षेपो युक्त एव । एवं भूमेः राज्यैकदेशस्य वा । वित्तस्य । स्त्रियोर्थे मानस्य वार्थे तेजसो वार्थे । एवं षण्मामर्थे क्षिपन्ति । तत्रापि ये मानिनः । अनुक्तसर्वहेतुसमुच्चयार्थमाह अन्यस्य वा हेतोरिति । युक्तश्चायमर्थः । अतोऽस्य क्षेपोऽपि युक्त एवेति न हननमुचितमिति भावः ॥४१॥

ननु न हत एव मयाप्ययम्, किमित्युपालम्भः क्रियत इति चेत्, तत्राह तवेयं विषमा बुद्धिरिति ।

श्लोकार्थ - ४०-४१ : ભાઈ પણ ભાઈને હણે એવો ક્ષત્રિયોનો આ ધર્મ પ્રજાપતિએ નિર્માણ કરેલો છે. જેનાથી ઘોર તમ પ્રાપ્ત થાય છે. લક્ષ્મીના મદને લીધે અંધ થયેલા અભિમાનીઓ રાજ્ય, ભૂમિ, ધન, સ્ત્રી, માન, તેજ અથવા બીજા હેતુથી અપમાન જ કરે છે. (૪૦-૪૧)

ભાવાર્થ, સુબોધિનીજી : જે હણવા આવે છે તેને હણવામાં આવે છે. તેથી 'હણવા ઈચ્છનારને હણવો' એ લોક અને વેદના સિદ્ધાંત મુજબ તેને

હણવો યોગ્ય છે.તો હણવાની કેમ ના પાડો છો? એવી શંકા થાય તે સંબંધમાં કહે છે. શું હણ્યા પછી હણો છો? કે તે અયોગ્ય કાર્ય કરે છે, તેથી હણો છો? તે પૈકી પહેલો પ્રશ્ન ખોટો છે. ચાલુ પ્રસંગમાં તે સંભવતું નથી. બીજા પ્રશ્નમાં તે અયોગ્યપણું તો નથી. ક્ષત્રીયોનો આ ઘોરરૂપ ધર્મ પ્રજાપતિએ નિર્માણ કરેલો છે. શાંત, ઘોર અને નિમૂઢ એવા ત્રણ પ્રકારના ધર્મો છે. તે પૈકી શાંત ધર્મ બ્રાહ્મણોમાં રહેલો છે. ઘોર ક્ષત્રીયોમાં અને વિમૂઢમાં શુદ્રો અને વૈશ્યોમાં રહેલો છે. તેમાં સગપણની કંઈ કિંમત નથી. એમ 'ભાઈને પણ ભાઈ હણે' એવા શબ્દોથી કહેલ છે. આ જો ધર્મ હોય તો તે ઘોર કેમ થાય? એવી શંકામાં 'જેઓથી ઘોર તમઃ થાય છે' શબ્દો યોજેલો છે. અહીં તમઃનો અર્થ અજ્ઞાન છે એવા કર્મથી દૈત્યપણું પ્રાપ્ત થાય છે એવો અર્થ છે.

જો યુદ્ધ કરે તો તેને શસ્ત્ર વગરનો કરી, રથ ઉપરથી પાડી શત્રુ તે તેનો ત્યાગ કરે એ ખરૂં, પણ આ તો અસભ્ય બોલતો હતો, તે ગાળો દેતો હોવાથી હણવા યોગ્ય જ છે એવી શંકા થાય તો તેમાં તેઓનું અસભ્ય વચન પણ પ્રજાપતિએ જ નિર્માણ કરેલું છે. સામાન્ય રીતે છ પ્રયોજન જણાવે છે. (૧) જો કોઈનું રાજ્ય બીજાએ લઈ લીધું હોય. તે ક્ષત્રિય મરવા માટે શત્રુઓનું અપમાન કરે છે તેને હણવા માટે પ્રેરે છે. (૨) લક્ષ્મીના મદને લીધે અંધ થયેલા પણ અપમાન કરે છે. તે અપમાન કરે તે યોગ્ય જ છે.(૩) એવી રીતે ભૂમિના કે દેહના એક ભાગરૂપે માટે (૪) ધનને માટે (૫) સ્ત્રીને માટે (૬) માનને કે તેજને માટે એ પ્રમાણે છ પ્રયોજન માટે અપમાન કરે છે. તેમાં પણ જે અભિમાનવાળા છે તેઓ અપમાન કરે છે. અથવા નહિ કહેલા બદા કારણો માટે 'બીજા હેતુથી' શબ્દો કહેલા છે. આ અર્થ યોગ્ય જ છે. તેને કરેલું અપમાન પણ યોગ્ય જ છે તેથી તેને હણવો યોગ્ય જ નથી એવો ભાવ છે. (૪૦-૪૧)

મેં પણ રૂકમીને હણ્યો નથી જ તો ઠપકો કેમ આપો છો? તે હવે કહે છે.

**तवेयं विषमा बुद्धिः सर्वभूतेषु दुर्हृदाम् ।**
**यन्मन्यसे सदाभद्रं सुहृदां भद्रमक्षयम् ॥४२॥**




अयं न हत इति या बुद्धिः, सा तव विषमा, न समा । यदि नापकृतः स्यात्,

तदा समा स्यात्, यदि वा वधं कुर्याः, तथापि लोकन्यायेन समा स्यात् । यत्तु सुहृदां भद्रमभद्रं मन्यसे, तत्राप्यक्षयं तदभद्रं न दिनमात्रेणापगच्छति, किन्तु यावज्जीवं तिष्ठति । नन्वस्त्येव लोके विषमा बुद्धिः, को दोष इति चेत्, तत्राह । सर्वभूतेषु दुर्हृदामेव विषमा बुद्धिर्भवति, न तु तव, न वा सुहृदाम् । येषां हि चित्ते कापट्यम्, तेषामेते प्रकाराः, न तु शुद्धचित्तानामित्यर्थः । सर्वभूतेषु वा मध्ये दुर्हृदामभद्रं मन्यस इति । असुरद्धिडिति वाक्यात् । दुर्हृदां वा सर्वभूतेषु लोमादिष्ववयवेषु अभद्रं मन्यस इति । भद्रं क्षौरं वा विपरीतलक्षणया अभद्रमेव । भूतानां मध्ये दुर्हृदां भद्रम्, सुहृदामभद्रम्, एतादृशमपि मुण्डनम्, तत्राप्यक्षयं त्वं मन्यस इति तव विषमा बुद्धिः अथवा । दुर्हृदामभद्रं सुहृदां भद्रं सदा मन्यस इति । एतत्तव ब्रह्मणः अयुक्तम्, विषमा बुद्धिरित्यर्थः ॥४२॥

एवं चतुर्भिः तत्सन्तोषार्थं भगवदुपालम्भनमुक्त्वा, तावताप्यपरितुष्यमाणां ज्ञानेन बोधयति आत्ममोह इति सप्तभिः । भगवान् सधर्मोऽस्या बोधं कर्तुं शक्त इति ।

**स्वरूपाज्ञाननानात्वे देहादीनां च शत्रुता ।**
**दोषत्रयं निरूप्यादौ आत्मधर्मनिरूपणम् ॥१॥**
**स्वप्रकाशोऽयमात्मा हि असङ्गश्च निरुप्यते ।**
**जन्मादिदोषोस्त्वन्यस्य अतस्तैर्नैव दुष्यति ॥२॥**
**असंसर्गाग्रहो भ्रान्तः दृष्टान्तैर्विनिरुप्यते ।**
**ततोपसंहृतिर्युक्ता ज्ञानेनाज्ञाननुत्तये ॥३॥**

'तरति शोकमात्मवि' दिति श्रुतेः शोकतरणं ज्ञानेनैव भवतीति ज्ञानमुपदिशति । अत्र ज्ञानं देहाद्यतिरिक्तत्मज्ञानम्, तावतैव देहाद्यध्यासे जातो मोहः अपगच्छति । ततस्तन्निराकरणशर्थं तत्सामग्रीं प्रतिपादयति आत्ममोह इति ।

<u>શ્લોકાર્થ - ૪૨ :</u> આ આપણી વિષમ બુદ્ધિ છે. જે સર્વ પ્રાણીઓ પ્રત્યે દુષ્ટ હૃદયવાળાઓનું આપ સદા અક્ષય અભદ્ર વિચારો છો અને સારા




હૃદયવાળાનું ભદ્ર વિચારો છો. (૪૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ હણાયો નથી એવી જે આપની બુદ્ધિ છે તે વિષમ છે સમ નથી. જો તેનું મુંડન કર્યું ન હોત તો બુદ્ધિ સમ હોત. જો આનો વધ કર્યો હોત તો પણ લોક નિયમ મુજબ સમ હોત પણ આપ જે સગાંઓના ભદ્રને અભદ્ર વિચારો છો અને તે પણ ક્ષય ન થાય એવું અભદ્ર જે નાશ પામતું નથી પણ જીવે ત્યાં સુધી રહે એવું વિચારો છો તે આપની બુદ્ધિ સમ નથી.

લોકમાં વિષમ બુદ્ધિ છે તેમાં શું દોષ ? એવી શંકા થાય ત્યાં કહે છે. સર્વ પ્રાણીઓ પ્રતિ દુષ્ટ બુદ્ધિવાળાઓની વિષમ બુદ્ધિ હોય છે. પણ આપની હોતી નથી કારણ કે જેઓના ચિત્તમાં કપટ હોય છે તેઓની બુદ્ધિ આવી હોય છે પણ શુદ્ધ ચિત્તવાળાની હોતી નથી. અથવા 'અસુરોના દ્વેષી' વાક્ય પ્રમાણે આપ સર્વ પ્રાણીઓમાં દુષ્ટ હૃદયવાળાઓનું અભદ્ર વિચારો છો અથવા ભદ્રનું મુંડન પણ અભદ્ર છે. તે મુંડન સદા કાયમ રહે એ યોગ્ય નથી, કારણ કે તે વિષમ બુદ્ધિ છે. એવો અર્થ છે. (૪૨)

એવી રીતે ચાર શ્લોકથી રૂકિમણીને સંતોષ આપવા ભગવાનને ઠપકો આપી નીચેના શ્લોકથી આરંભી સાત શ્લોકથી જ્ઞાનમાર્ગ પ્રમાણે બોધ આપે છે.

<u>કારિકા -૫ :</u> *સ્વરૂપજ્ઞાન જાત જાતનું હોય ત્યાંસુધી દેહ વિગેરે શત્રુઓ છે. આરંભમાં ત્રણ દોષો જણાવી આત્માના ધર્મો કહેલ છે. (૫)*

<u>કારિકા - ૬ :</u> *આ આત્માને પોતાની મેળે પ્રકાશનાર અને સંગરહિત કહેલો છે. જન્મ વિગેરે દોષો બીજાના દેહના છે તેથી આત્મામાં દોષ થતો નથી. (૬)*

<u>કારિકા - ૭ :</u> *અસત્ પદાર્થો સાથે સંસર્ગ થતો નથી. એવો આગ્રહ ભૂલ ભરેલો હોવાથી દૃષ્ટાંતથી કહેલું છે. જ્ઞાનથી અજ્ઞાન દૂર કરવા ઉપસંહાર કરેલો છે. (૭)*

'આત્માને જાણનાર શોકને તરે છે' એ શ્રુતિ પ્રમાણે જ્ઞાનથી જ શોક

તરાય છે. તેથી બલભદ્ર જ્ઞાનનો ઉપદેશ કરે છે. અહીં આત્મા દેહથી જુદો છે. એ જ્ઞાનને કહ્યું છે કારણ કે દેહ વિગેરેનો અધ્યાસ હોય ત્યારે ઉત્પન્ન થયેલો મોહ જ્ઞાનથી જ દૂર થાય છે. તે મોહનો નાશ કરવા નીચેના શ્લોકથી કહે છે.

**आत्ममोहो नृणशमेष कल्प्यते देवमायया।**
**सुहृद्दुर्हृदुदासीन इति देहात्ममानिनाम् ॥४३॥**

आत्मनोऽयं मोहः । अज्ञाननानन्तरं दोषे आविर्भूते या मूर्च्छा स मोह इति व्यवह्रियते । तथात्रापि आत्मनः अज्ञाने शरीराहंभावे च प्रादुर्भूते सुहृद्दुर्हृदित्यादिबुद्धिर्बोधमपि न विषयीकरोतीति मोहो भवति । स च पश्वादिषु तथा नास्तीति नृणामित्युक्तम् । देवादीनां तथात्वेऽपि व्यवहाराभावोऽत्रोक्तम् । एष इति प्रदर्शनम् । देवस्य भगवतो माययेति मोहकारणं माया निरूपिता । अन्यथा प्रत्यक्षादिषु श्रुत्यादिषु च प्रमाणेषु विद्यमानेषु प्रत्यहमेतस्य वृद्धिर्न स्यात् । देवानां माया नृणां दुस्तरा भवतीति, यथा नृणां माया पशूनाम् । अतो देवपदम् । सुतरामेव पुरुषोत्तममाया सर्वेषामेव दुस्तरा । मायायास्त्रिगुणत्वात् मोहेऽपि त्रिगुणतामाह सुहृद्दुर्हृदुदासीन इति । उदासीनः सात्त्विकः, सुहृद्राजसः । मायया यदा मोहः, तदा सर्वत्र चेन्निर्निमित्तं व्यर्थमेव ज्ञानं स्यादिति निमित्त एवैतदित्याह इति देहात्ममानिमिति । अमुना प्रकारेण देहमेवात्मानं मन्यन्ते, यदा मायया अन्येन वा देहात्मबुद्धिदृढा भवति, तदैते दोषाः सम्भवन्ति । ततस्तेषामुपकारापकाराभ्यां इदानीमनुभूयमानो मोहः प्रादुर्भवतीति देहात्मभावो मुख्यतया निवार्य इत्यर्थः ॥४३॥

ननु देहात्मभावाभावेऽपि कथमेतद्घटते । यावता परिच्छिन्न आत्मेति करणत्वेनापि स्वीक्रियमाणे देहे उदासीनादिभेदा भवन्त्येव । अतो देहव्यतिरिक्तात्मज्ञानं व्यर्थमिति चेत्, तत्राह एक एवेति ।

<u>શ્લોકાર્થ - ૪૩ :</u> આ મારો મિત્ર, આ શત્રુ આ ઉદાસીન એ પ્રમાણે દેહને આત્મા માનનારા માણસોનો આત્માનો આ મોહ માયાથી થાય છે. (૪૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ આત્માનો મોહ છે. અજ્ઞાન પછી દોષનો આવિર્ભાવ થાય ત્યારે જે મૂર્છા થાય છે તે 'મોહ' કહેવાય છે. તેમ આત્માનું જ્ઞાન ન હોય અને 'હું શરીર છું' એવી સ્થિતિ જણાય ત્યારે આ મારો મિત્ર,

આ શત્રુ, આ ઉદાસીન, એવી બુદ્ધિ બોધને ગ્રહણ કરતી નથી એવો મોહ થાય છે . એવો મોહ પશુઓમાં હોતો નથી. તેથી 'માણસોનો' શબ્દ યોજેલ છે. દેવોમાં તેવો મોહ હોવા છતાં તેમનો વહેવાર થતો નથી. 'આ' શબ્દથી મોહને જણાવે છે. દેવ એટલે ભગવાનની માયાથી માયાને મોહનું કારણ જણાવેલ છે. તેમ ન હોય તો પ્રત્યક્ષ અને શ્રુતિ વિગેરે પ્રમાણે હયાત છે ત્યારે દરરોજ આ મોહની વૃદ્ધિ ન થાય. જેમ મનુષ્યોની માયા પશુઓથી તરાય એવી નથી, તેમ દેવોની માયા માણસોથી તરાય એવી નથી. તેથી પણ વધારે પુરૂષોત્તમની માયા કોઈથી પણ તરાય એમ નથી. માયા ત્રણ ગુણવાળી હોવાથી 'આ મારો મિત્ર, આ શત્રુ, આ ઉદાસીન' શબ્દોથી જણાવેલ છે. ઉદાસીન સાત્વિક છે., મિત્ર રાજસ છે માયાથી મોહ થાય ત્યારે તે જ્ઞાન વ્યર્થ થાય. તેથી નિમિત્ત હોય ત્યારે જ જ્ઞાન થાય છે. એ પ્રમાણે 'દેહને આત્મા માનનારા' શબ્દોથી કહેલું છે . આ લોકો દેહને આત્મા માને છે. જ્યારે દેહમાં આ આત્મા છે એ પ્રમાણે બુદ્ધિ દઢ થાય છે ત્યારે આ દોષો ઉત્પન્ન થાય છે. તેથી દેહમાં 'આ આત્મા છે' એવી માન્યતા દૂર કરવા યોગ્ય છે એવો અર્થ છે. (૪૩)

દેહ આત્મા છે એવી માન્યતા ન હોય તો પણ આ કેમ થઈ શકે? જેટલાથી આત્માની હદ બંધાય એમ કરણ તરીકે પણ દેહને સ્વીકારવામાં આવતાં 'ઉદાસીન' વિગેરે ભેદો થાય જ. તેથી આત્મા દેહથી જુદો છે એવું જ્ઞાન વ્યર્થ છે તે નીચેના શ્લોકથી કહે છે.




**एक एव परो ह्यात्मा सर्वेषामपि देहिनाम् ।**
**नानेव गृह्यते मूढैर्यथा ज्योतिर्यथा नभः ॥४४॥**

सर्वेषु देहेषु आत्मा एक एव, यतः परो नियन्ता, अन्यथा देहेन परिच्छिन्नः देहाधीनः स्यात् । अनुभूयते च देहे स्वातन्त्र्यम, देहान्तरे स्वातन्त्र्याभावस्तु तत्रानुसन्धानाभावात् । एवमखण्डाद्वैतमाने सर्वत्रात्मबुद्धिः अथवा । आत्मशब्देन भगवानुच्यते । तदाभासा एव जीवा इति पर एक एव । एतद्भगवति विद्यमाने निरूपणमसमञ्जसमिति विरम्यते । युक्तश्चायमर्थः । सर्वदेहेष्वेक एवात्मेति । यतोऽयमात्मा । अतति व्याप्नोतीति । अन्यथा आत्मत्वं भज्येत । अणुपरिमाणत्वे

देहमपि न व्यप्येत ।प्रकाशवत् गुणव्याप्तावति चैतन्यलक्षणस्य गुणस्य सङ्कोचविकासावङ्गीकर्तव्यौ । तत्रापि नियामको देह एवेति धर्मिण एव नियामकोऽस्तु, किं धर्मनियामकत्वस्वीकारेण । यथेदं जगत् ब्रह्माण्डेनैकतामापद्यते, अन्यथा तस्यैकत्वनिर्देशो न स्यात्, तथा आत्मनिर्देशोऽपि । यथैकमेव सुवर्णं मुद्रा नानाप्रकारेण कृतिसमवेतं सद्भासते, एवमात्मापि देहादिवैलक्षण्यात् देवतिर्यङ्मनुष्यादिभावपद्यत इति न कोऽपि दोषः । सर्वेषामपि देहिनामिति । यतः सर्वेऽपि देहिनः, 'दिह उपचय' इति उपचयादिमन्तः । अतो वृद्धिह्रासावात्मनः परिच्छेदेनोपपद्येत इति व्यापकत्वे अङ्गीक्रियमाणे एकेनैव चरितार्थतेति नानात्वं व्यर्थम् । 'नानात्मानो व्यवस्थात' इति स्मृतिस्तु धर्ममर्यादार्थं स्वीकर्तव्यमिति दोषगुणव्यवस्थया इव व्यवस्थानिरूपिका । यथा पञ्चमहाभूतानि । एकश्चात्मा सर्वसङ्घातेषु तुल्यः, तथापि कश्चिच्चाण्डालः, कश्चिद्ब्राह्मण इति धर्मव्यवहारार्थमेव विभागः कल्पितः । सामग्र्यामधर्मो धर्मो वा प्रविष्टः तथा सम्पादयतीत्यनि पक्षे धर्माधर्मयोरेव नियामकं वाक्यमतेऽपि न सन्ति । भगवन्मते तु भगवत इव तस्यापि गमनागमने संभविष्यतः । तत्रापीश्वरपदप्रयोगात् । 'शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वर' इति वाक्याद्ब्रह्मवादेऽप्ययमेव सिद्धान्तः । तस्मात्सर्वत्रैक एवात्मेति युक्तम् । तर्हि कथं भेदप्रतीतिरिति चेत्, तत्राह नानेव गृह्यते मूढैरिति । अत्यन्ताकुशलैर्नाना गृह्यते । तैरपि क्वचिन्नात्वं नानुभूयते, पुत्रादिषु अवयवेषु च वैलक्षण्ये भासमानेऽपि । अन्यथैको देह इति न स्यात् । अत उक्तमिवेति । तत्र स्पष्टप्रतीत्यर्थं साकारनिराकारौ दृष्टान्तत्तयति । यथा ज्योतिरिति साकारे । यथा नभ इति निराकारे । तार्णः पार्णः । घटाकाशो मठाकाश इति ॥४४॥

ननु तर्हि देहात्मबुद्धिः कथं गच्छतीत्याशङ्क्य वैलक्षण्यानुसन्धानेनेति आत्मवैलक्षण्यं देहस्य वदन् अपकारित्वमप्याह देह आद्यन्तवानेष इति ।

<u>શ્લોકાર્થ - ૪૪ :</u> કારણ કે બધાએ દેહીઓમાં વશ રાખનાર આત્મા એક જ છે. જેમ મૂર્ખો તેજ અને આકાશને જુદુ જુદુ જુએ છે અને તેને જુદો હોય એમ માને છે. (૪૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધાએ દેહોમાં આત્મા એક જ છે. કારણ કે

તે વશ રાખનાર છે. જો તેમ ન હોય તો દેહથી હદ બંધાએલો આત્મા દેહને આધીન હોય પણ દેહમાં આત્માની સ્વતંત્રતાનો અનુભવ થાય છે. બીજા દેહમાં આત્માની સ્વતંત્રતા જણાતી નથી તો તેનું અનુસંધાન નહિ હોવાથી તેમ બને છે. આ રીતે સૂંપર્ણ અદ્વૈતનું જ્ઞાન થતાં સર્વ સ્થળે આત્મા હોવાની બુદ્ધિ થાય છે. આત્મા શબ્દથી ભગવાન કહેલા છે જીવો તેના આભાસ છે. તેને વશ રાખનાર ભગવાન એક જ છે.

સર્વ દેહોમાં આત્મા એક જ છે એ અર્થ યોગ્ય જ છે. કારણ કે 'અતતિ વ્યાપ્નોતિ' વ્યાપે છે તે આત્મા. જો તે અણુ કદનો હોય તો દેહમાં તે બધે ન હોય. પ્રકાશની માફક બધે રહેતો હોત તોપણ ચૈતન્યરૂપ આત્માનો ગુણ સંકોચાય છે અને વિકાસ પામે છે એમ માનવું જોઈએ. તેમાં હદ બાંધનાર દેહ જ હોય તો આત્માની હદ બાંધનાર ભલે રહે. તેથી શું લાભ? જેમ આ જગત બ્રહ્માંડ તરીકે એકપણું પ્રાપ્ત કરે છે. બીજા પ્રકારે તેને એક કહેવાય નહિ એ પ્રમાણે આત્માનું પણ એકપણું કહેવાય છે. જેમ એક જ સુવર્ણ અથવા માટી સમવાય કારણથી રહેલાં છે પણ જુદા જુદા ભાસે છે, એ પ્રમાણે આત્મા પણ દેહના ભેદને લીધે દેવ, હલકાં પ્રાણીઓ, મનુષ્યો વિગેરેની સ્થિતિ પ્રાપ્ત કરે છે. તેથી દોષ થતો નથી. એમ 'બધાએ દેહીઓમાં' શબ્દથી કહેલું છે. દિહ ધાતુનો અર્થ વૃદ્ધિ છે. તે બધાએ દેહીઓ વૃદ્ધિવાળા છે. આત્માનો વિકાસ અને સંકોચ દેહની હદથી ઘટે છે. આત્માને વ્યાપક સ્વીકારવાથી એક આત્માથી કાર્ય પતતું હોવાથી જુદાજુદા આત્મા માનવા એ નકામું છે. વ્યવસ્થાને લીધે જુદા જુદા આત્માઓ છે એ સ્મૃતિ તો ધર્મની મર્યાદા માટે જુદા જુદા આત્મા માનવા જોઈએ તેથી ગુણ અને દોષથી વ્યવસ્થા જણાવેલી છે. જેમ બધા દેહોમાં પાંચ મહાભૂતો અને આત્મા સમાન છે. છતાં પણ કોઈ ચાંડાલ હોય છે, કોઈ બ્રાહ્મણ હોય છે. તેથી ધર્મનો વ્યવહાર થઈ શકે તે માટે વિભાગ કરેલા છે. ધર્મ અને અધર્મની વ્યવસ્થા માટે જ તેની કલ્પના છે. આત્માનું દેહમાંથી બહાર નીકળવું તો ન્યાય મત મુજબ થતું જ નથી ભગવદ મત પ્રમાણે ઈશ્વર જ શરીર પ્રાપ્ત કરે છે અને જેનામાંથી બહાર નીકળે છે તેથી તેનું અંદર પ્રવેશવું અને બહાર નીકળવું સંભવે છે. બ્રહ્મવાદ

પ્રમાણે પણ આજ સિદ્ધાંત છે. તેથી સર્વ સ્થળે એક જ આત્મા હોવાનું યોગ્ય છે.

તો આત્માઓમાં જુદાપણું કેમ જણાય છે? એવી શંકા થાય તેથી 'મૂર્ખાઓ જુદા હોય તેવો જાણે છે' શબ્દો યોજેલ છે. ઘણા અજ્ઞાનીઓ આત્માને જુદા માને છે. પુત્રો વિગેરે અને અવયવોમાં જુદાપણું જાણતું હોવા છતાં તેઓ જુદાપણાનો અનુભવ કરતા નથી. જો જુદાપણાનો અનુભવ કરતા હોત તો દેહ એક જ છે. એવું તેમને ભાન ન થાત. તેથી 'ઈવ' જુદો શબ્દ યોજેલ છે. જેમ તેજને જુદું જુદું જુએ છે એ આકારવાળાનું દષ્ટાંત છે. જેમ કે ઘાસનો અગ્નિ અને પાંદડાનો અગ્નિ જેમ 'આકાશને જુદુ જુએ છે' એ આકાર વિનાનાનું દષ્ટાંત છે. જેમકે ઘડામાં રહેવું આકાશ અને મઠમાં રહેલું આકાશ. (૪૪)

ત્યારે દેહમાં આત્મા છે એવી બુદ્ધિ કેમ દૂર થાય ? નીચેના શ્લોકમાં દેહ આત્માથી જુદો છે એ કહે છે.

**देह आद्यन्तवानेष द्रव्यप्राणगुणात्मक :।**
**आत्मन्यविद्यया क्लृप्तः संसारयति देहिनम् ।।४५।।**

आत्मा नित्यः । यो हि देशापरिच्छिन्नः, स सुतरां कालापरिच्छिन्नः, देशापरिच्छेदस्य व्यापकत्वात् । अत आत्मत्वादेव कालापरिच्छेदः सिद्धः । देहस्तु आद्यन्तवानुभयावधियुक्तः, प्रागभावप्रध्वंसाविव व्यावर्तितौ । एष इति परिदृश्यमानः, मृतानामन्तः मुण्डस्योत्पत्तिरिति प्रदर्शनस्य सार्थकता । अथवा । विद्यमानस्य देहस्य जन्ममरणयोरदृष्टत्वात् स्वव्यतिरिक्तस्यैव प्रत्यक्षसंवादात् श्रुतेः प्रामाण्यं मन्यते यस्तं प्रत्याह एष इति । एवं सदातनत्वासदातनत्वाभ्यां वैलक्षण्यमुक्त्वा गुणातीतत्वसगुणत्वाभ्यां वैलक्षण्यमाह द्रव्येति । द्रव्यमधिभूतम्, प्राणा आध्यात्मिकाः, गुणा आधिदैविका इति । एत एव देहेन्द्रियदेवतारूपाः, आत्मा स्वरूपं यस्य । किञ्च । आत्मन्यविद्यया क्लृप्त इति । वैलक्षण्यत्रयम् । आत्मा आधारः । आधेयो देहः, सिद्ध आत्मा, स्वतः क्लृप्तो देहः, (विद्यया) अविद्यया चात्मस्थाने कृतः । आत्मा तु स्वत एव प्रवृत्त

इति । अनिष्टेष्टजनकत्ववैलक्षण्यमप्याह संसारयति देहिनमिति । स्वस्मिन्नभिमानमात्रे आत्मानं देहः संसारे पातयति । आत्मा तु देहस्य हितमेव वाञ्छतीति । एवं षोढा वैलक्षण्यं निरूपितम् ॥४५॥

किञ्च । 'असङ्गो ह्यं पुरुष' इति श्रुत्या आत्मनः सङ्गाभावो निरूप्यते । देहस्तु सर्वसङ्गयुक्त इति वैलक्षण्यं निरूपयितुं आत्मन एव धर्मानाह नात्मन इति ।

<u>શ્લોકાર્થ - ૪૫ :</u> *આ દેહ આરંભ અને અંતવાળો છે. દ્રવ્ય પ્રાણ અને ગુણરૂપ છે. આત્માની અંદર અવિદ્યાએ કલ્પેલો છે અને દેહીને સંસારમાં ભ્રમણ કરાવે છે. (૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આત્મા નિત્ય છે. કારણ કે જેને દેશની હદ નથી તેને કાલની પણ હદ નથી. કારણ કે દેશની હદ વિનાનું વ્યાપક હોય છે. તેથી તે આત્મા હોવાથી જ તેને કાલની હદ નથી એવું સિદ્ધ થાય છે. દેહનો આરંભ અને અંત બંને હદવાળો છે.

પ્રાગભાવ એટલે કાર્ય ઉત્પન્ન થાય તે પહેલાં તે ન હતું એટલે તેનો અભાવ હતો. તેને પ્રાગભાવ કહે છે, અને પ્રધ્વંસાભાવ એટલે કાર્યનો નાશ થાય પછી તે જણાતું નથી અને પછી તેનો અભાવ હોય છે. આ અભાવને પ્રધ્વંસાભાવ કહે છે. એ બંને ભાવો ન હોય તેમ રહેલું છે. 'આ' એટલે દેખાતો. મરેલા દેહનો અંત થાય છે એટલે કે મુંડ માથાની અને અવયવ વિનાના દેહની ઉત્પત્તિ થાય છે. તેથી દેહ દેખાડવાની અગત્યતા છે અથવા વિદ્યમાન દેહના જન્મ અને મરણ તે વિષયમાં પોતાના સિવાયના દેહો જ પ્રત્યક્ષ દેખાતા હોવાથી જે શ્રુતિને પ્રમાણ માને છે. તે આ દેહને આદિ અને અંતવાળો માને છે. એ પ્રમાણે નિત્ય અને અનિત્યપણાનો ભેદ કરીને 'દ્રવ્ય' શબ્દથી ગુણાતીત અને ગુણવાળાનો ભેદ કહે છે. 'દ્રવ્ય' આધિભૌતિક છે, પ્રાણો આધ્યાત્મિક છે. અને ગુણો આધિદૈવિક છે. એટલે પ્રાણ, ઇંદ્રિય અને દ્રવ્યવાળો દેહ છે. વળી 'આત્માની અંદર અવિદ્યાએ કલ્પેલો 'વિશેષણથી પણ ભેદો કહેલા છે. આત્મા આધાર છે. અને દેહ કલ્પાએલો છે અને અવિદ્યાથી આત્માની ઠેકાણે મૂકાયેલો છે. આત્મા તો પોતે જ પ્રવૃત્તિ કરે છે 'દેહીને સંસારમાં ભ્રમણ કરાવે છે શબ્દોથી ખરાબ-અને સારૂં ઉત્પન્ન કરનાર તરીકે ભેદ જણાવેલો છે. દેહ પોતાની અંદર

અભિમાન રાખવાથી આત્માને સંસારમાં નાખે છે, જ્યારે આત્મા તો દેહનું હિત જ ઈચ્છે છે. એ પ્રમાણે છ ભેદ જણાવ્યા છે. (૪૫)

'આ પુરૂષ સંગ રહિત છે' એ શ્રુતિ આત્માને કોઈનો સંગ નથી એમ કહે છે. જ્યારે દેહ તો સર્વના સંગવાળો છે તે હવે નીચેના શ્લોકથી જણાવે છે.

**नात्मनोऽन्येन संयोगो वियोगो वासता सति।**

**तद्धेतुत्वात्तत्प्रसिद्धेर्दृग्रूपाभ्यां यथा रवेः ॥४६॥**

अस्यात्मनः अन्येन देहेन संयोगो वा वियोगो वा नास्ति । वियोगो हि संयोगपूर्वक इति संयोगे निषिद्धे अवयवभेदेन संयोगाभावः । संयोगोऽपि तिष्ठत इति सिद्धसाधनतामाशङ्क्य उभयं निषेधति, संयोगोऽपि नास्ति, वियोगोऽपि नास्ति । कदाचित्संयोगोऽपि निषिद्धो वियोगेन । ननु संयोगवियोगयोः भावाभावरूपत्वे कथमुभयाभावः, प्राप्तस्यैव नानिषेध इति न नियमः, सम्भावितस्यापि निषेधात्, तत्राह असतेति । असता देहेन आत्मनो न संयोगवियोगौ, यथा रज्जुसर्पयोः । न हि सर्पस्य कोऽप्यंशो रज्जौ भवति । ननु प्रत्यक्षश्रुतिभ्यां देहस्य परिदृष्टत्वात् अनुमानप्रत्यक्षश्रुतिभिः आत्मनोऽपि प्रतीतेः वैलक्षण्यस्य चोक्तत्वात् वियोग एवास्तु, कथमुभयाभाव इति चेत् । ननूक्तमसत्वादिति तदेव प्रमाणसिद्धत्वान्न भविष्यतीत्याशङ्का, तत्र हेतुमाह तद्धेतुत्वात्तत्प्रसिद्धेरिति । तस्य देहस्य प्रसिद्धेः उत्पत्तेर्ज्ञप्तेर्वा । आत्महेतुत्वादात्मभासैव देहो भासत इति पृथक् स्थित्यभावात् संयोगवियोगौ न भवतः । पृथक्लब्धसत्ताकावेव संयुक्तौ वियुक्तौ वा भवत इति लोकस्थितिः । अत एवोत्पत्तौ यद्यदधीनम्, तत्र न संयोगः सम्बन्धः । यथा द्रव्यगुणयोः, यता वा ज्ञप्तौ ज्ञानविषययोः, तथापि उभयोः सत्त्वात्समवायः स्वरूपं वा सम्बन्धाऽङ्गीकृतः । अत्र देहस्यासत्त्वात् अन्यतरस्य निःस्वभावत्वाथ रज्जुसर्पवत् न स्वरूपसम्बन्धः । समवायोऽपि निराकरिष्यते । सर्वथापि संयोगवियोगौ तु न भवतः । प्रकाश्यप्रकाशकयोः सम्बन्धाभावाय दृष्टान्तमाह दृग्रूपाभ्यामिति । नेत्राधिष्ठात्री देवता यः सूर्यः तेन लब्धसत्ताकं चक्षुः विषयं गृह्णाति । न हि

प्रतिबिम्बेन सह दर्पणेन वा मुखस्य कोऽपि सम्बन्धोऽपि । सतीति सम्बोधनं उक्तविश्वासाय । अनेन देहादिष्वनासक्त्यर्थं वैराग्यमपि सूचितम् । स्वासक्त्यैव तत्सिद्धिः, अन्यथा तदभाव इति ॥४६॥

ननु जननादयो हि प्रत्यक्षानुमानश्रुतिभिर्जीवस्य प्रतीयन्ते, ततश्च सङ्घातस्यैव तथात्वात् देहस्यासत्यत्वे आत्मन एव भविष्यन्तीति संयोगे निराक्रियमाणे असत्त्वहेतुना विपरीतमापतितम्, सर्वे दोषा आत्मन्येव समागता इति चेत्, तत्राह जन्मादयस्त्विति ।

*<u>શ્લોકાર્થ - ૪૬ :</u> હે સતિ! જેમ દષ્ટિ અને દેખાતા પદાર્થ સાથે સૂર્યનો સંયોગ કે વિયોગ હોતો નથી, તેમ આત્માનો બીજા પદાર્થ દેહ સાથે સંયોગ કે વિયોગ હોતો નથી. કારણ કે તે પદાર્થની પ્રસિદ્ધિનું આત્મા જ કારણ છે. (૪૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ આત્માનો દેહની સાથે સંયોગ કે વિયોગ હોતો જ નથી. પહેલાં સંયોગ થયા પછી વિયોગ થાય છે. તેથી સંયોગ નથી એમ કહેવામાં આવે ત્યારે 'જુદાજુદા અવયવો સાથે સંયોગ ન પણ હોય અને હોય પણ ખરો' એવી વાત કહી હશે એવી શંકા થાય તેથી સંયોગ પણ નથી હોતો અને વિયોગ પણ હોતો નથી. એમ બંને નહિ હોવાનું કહેલ છે.

સંયોગ અને વિયોગ અનુક્રમે પદાર્થનો ન હોય એ કેમ બને? જે સંભવતું હોય તે પણ નથી એમ કહેવામાં આવતું હોવાથી જ થયેલ છે તે પણ નથી એમ કહેવાતુ નથી. એવો નિયમ પણ નથી એવી શંકા થાય તેથી 'અસત સાથે' શબ્દ યોજેલ છે. જેમ દોરડુ અને સર્પનો સંયોગ અથવા વિયોગ નથી કારણ કે સર્પનો કોઇપણ અંશ દોરડામાં નથી. તેમ અસત્ દેહ સાથે આત્માનો સંયોગ કે વિયોગ નથી. દેહ પ્રત્યક્ષ અને શ્રુતિથી જાણાય છે, આત્મા પણ અનુમાન પ્રત્યક્ષ અને શ્રુતિથી જાણાય છે એમ ભેદ કહેલો છે. તેથી તેઓનો વિયોગ ભલે હોય પણ સંયોગ અને વિયોગ નહિ હોવાનું કેમ સંભવે? એવી શંકા થાય તેથી દેહ અસત્ હોવાથી એમ કહેલું છે.

દેહ પ્રમાણથી સાબીત થયેલ હોવાથી તેનુ અસત્પણું જ નથી એવી શંકા થાય તે વિષયમાં 'કારણ કે તેની પ્રસિદ્ધિનુ તે કારણ છે' શબ્દોથી દેહ અસત્

હોવાનું કારણ કહેલું છે. દેહની ઉત્પત્તિ અથવા જ્ઞાનનું કારણ આત્મા હોવાથી, આત્માના પ્રકાશ વડે જ દેહ પ્રકાશતો હોવાથી, તેની આત્માથી જુદી સ્થિતિ નહિ હોવાથી તેમના સંયોગ અને વિયોગ નથી. જુદાજુદા સ્થળે પ્રાપ્ત થતા બે પદાર્થોનો જ સંયોગ અને વિયોગ થાય છે એવો લોકમાં નિયમ છે. જેમ કે દ્રવ્ય અને ગુણમાં. છતાં બંને પદાર્થો સત્ હોવાથી તેમનો સમવાય સંબંધ સ્વીકારેલો છે. પણ અહીં દેહ અસત્ હોવાથી અને દેહ અસ્તિત્વ વિનાનો હોવાથી દોરડુ અને સર્પની પેઠે સ્વરૂપ સંબંધ જ નથી. તેમનામાં સમવાય સંબંધ જ નથી. તેથી સંયોગ વિયોગને સ્થાન જ નથી.

પ્રકાશતા પદાર્થ અને તેનો પ્રકાશ કરનાર પદાર્થ વચ્ચે સંબંધ નથી એમ જણાવવા દષ્ટિ અને દેખાતા પદાર્થ સાથે સૂર્યનો સંયોગ અને વિયોગ નથી એવું દષ્ટાંત આપેલ છે. નેત્રના અધિષ્ઠાતા સૂર્ય છે, તેનાથી નેત્ર પદાર્થને જુએ છે. પણ સૂર્ય સાથે તેને સંયોગ અને વિયોગ થતા નથી, કારણ કે મુખનો દર્પણ સાથે અથવા તેમાં પડતા પ્રતિબિંબ સાથે કોઈ સંબંધ નથી. આ અર્થનું જ્ઞાન અધિકારીને જ થાય છે. તે માટે રૂક્મિણીને વિશ્વાસ રહે તે માટે 'હે સતિ' એવું સંબોધન છે. (૪૬)

પ્રત્યક્ષ અનુમાન અને શ્રુતિથી જીવના મરણ વિગેરે જોવામાં આવે છે. તેથી સંઘાત (જીવ અને દેહનો) જન્મ વિગેરેવાળો હોવાથી દેહ જો અસત્ હોય તો જન્મ વિગેરે આત્માના જ થાય તેથી દેહ અસત્ હોવાના કારણથી આત્મા અને દેહનો સંયોગ નથી એમ સિદ્ધ થતાં અનિષ્ટ પરિણામ આવે છે બધા દોષો આત્મામાં જ આવે છે. એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**जन्मादयस्तु देहस्य विक्रिया नात्मनः क्वचित् ।**
**कलानामिव नैवेन्दोर्मृतिर्ह्यस्य कुहूरिव ।।४७।।**

तुशब्दः पक्षं व्यावर्तयति । जननादयः देहस्यैव । येन प्रकारेण देहस्य सिद्धिः, तेनैव प्रकारेण जन्मादीनाम् । तेषां च देहसम्बन्धित्वस्य च तत एव सिद्धेः । अत अभयोरसत्त्वात् जन्मादयोऽपि देहस्यैव । योग्यं योग्येन संबध्यत इति । सर्पश्चलतीति समायाति भक्षयतीति च यथा सर्पधर्मा एवं, एवं जन्मादयोऽपि

देहधर्माः, यतो विक्रियाः । नह्यात्मनः सर्वविक्रियारहितस्य विक्रियाः सन्ति । क्वचिदिति । ज्ञानानन्तरं न सन्तीति इष्टमेवेति पक्षं व्यावर्तयति । न हि नायं सर्प इति बोधानन्तरमेव सर्पाभावः । किन्तु प्रतीतदशायामपि । तत्र ज्योति :शास्त्रसिद्धं दृष्टान्तमाह कलानामिवेति । इन्दोः कलानां पञ्चदशसङ्ख्याकानां एकेन दिनेन एकस्या नाशः, नतु चन्द्रस्य । स हि अम्मयः, सूर्यकिरणास्तत्र प्रतिबिम्बन्ते, अपगच्छन्ति चेति कालविदः । ननु सर्वोऽपि चन्द्रः अमावास्यायां क्षीयत इति नवो नवो भवति जायमान इति च कथं कलानां क्षय इ चेत्, तत्राह । अस्य जीवस्य चन्द्रस्य च कुहूरेव मृतिः । नतु कुह्वां तस्यादर्शनकृतमपि मरणम्, तथास्य काल एव मृतिः । स च कालः कदाचित्तं प्रकाशयति देहसम्बन्धेनोच्चावचेनापि, कदाचिन्नेति तस्योत्क्रान्त्यादयो निरूप्यन्ते । नतु वस्तुतस्तस्य मरणम् । मरणे उभयोर्वियोगाद्देहस्य च पृथक् स्थितत्वात् प्रथङ्निराकरणप्रयास : ॥४७॥

ननु मिथ्याभूतेन सह कदाचित्सम्बन्धो भवति । यथा रज्जुसर्पेण, देहेन तु सम्बन्धः आभूतसंप्लवमिति दृष्टान्तवैषम्यात् देहस्य सत्यत्वं आत्मनो वा सम्बन्धित्वं भवत्विति चेत्, तत्राह यथा शयान इति ।

*<u>શ્લોકાર્થ - ૪૭ :</u> જન્મ વિગેરે વિકારો તો જેમ કલાના છે ચંદ્રના નથી જ તેમ દેહના છે આત્માના નથી કારણ કે આનું મૃત્યું અમાવાસ્યા જેવું છે. (૪૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'તુ' તો શબ્દથી જન્મ વિગેરે દેહના જ થાય છે. જે પ્રકારથી દેહ સાબીત થાય છે તેજ પ્રકારથી તેના જન્મ વિગેરે પણ સાબીત થાય છે. તેથી દેહ અને તેના જન્મો બંને અસત્ હોવાથી દેહના જ જન્મ થાય છે. કારણ કે યોગ્યનો યોગ્યતા સાથે સંબંધ થાય છે. જેમ સર્પ ચાલે છે, હાલે છે અને કરડે છે. તે સર્પના ધર્મો છે તેમ જન્મ વિગેરે દેહના ધર્મો છે, કારણ કે તે વિકારો છે, આત્મામાં વિકારો હોતા નથી.

જ્ઞાન પ્રાપ્ત થયા પછી આત્માના જન્મ વિગેરે ગુણો હોતા નથી એ દષ્ટ જ છે. આ મત 'ક્વચિત્' ક્યારેક શબ્દ ખોટો ઠરાવે છે. કારણ કે આ સર્પ નથી એવું ભાન થયા પછી જ જ્યારે તેને સર્પ દેખાતો હતો તે વખતે તે સર્પ ન

હતો. આ માટે જ્યોતિશાસ્ત્રનું દૃષ્ટાંત આપે છે કે ચંદ્રની પંદર સંખ્યાની કલાઓમાંથી રોજ એક કલાનો નાશ થાય છે. પણ ચંદ્રનો નાશ થતો નથી. કારણ કે ચંદ્ર તો જલમય છે. તેનામાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે અને તે કિરણો ત્યાં જાય છે. અમાવાસ્યાને દિવસે આખા ચંદ્રનો ક્ષય થાય છે. અને તે પછી પાછો રોજ નવો ઉત્પન્ન થાય છે. તેથી કલાનો ક્ષય થાય છે. એમ કેમ કહો છો? કારણ કે અમાવાસ્યા જ આ જીવ અને ચંદ્રનું મરણ છે. પણ તે દિવસે ચંદ્ર દેખાતો નથી, તેથી તેનું મરણ થતું નથી. એમ મરણનું વર્ણન કરવામાં આવે છે. પણ વાસ્તવિક રીતે તેનું મરણ થતું નથી. જો જીવનું મરણ થતું હોત તો મરણ થતાં જીવ અને દેહ બંનેનો વિયોગ થતો હોવાથી દેહ જીવથી છુટો પડતાં તેનું મરણ થતુ નથી. (૪૭)

'દોરડામાં કલ્પેલા સર્પની માફક' કોઈવાર મિથ્યા બનેલા અસત્ પદાર્થ સાથે સંબંધ થાય છે. દેહ સાથે તો પંચમહાભૂતોનો લય થાય ત્યાંસુધી સંબંધ હોય છે. તેથી આ દૃષ્ટાંત લાગુ પડતુ ન હોવાથી દેહ ભલે આત્માના સંબંધવાળો હોય તે વાત નીચેના શ્લોકથી જણાવે છે.

**यथा शयान आत्मानं विषयान् फलमेव च ।**
**अनुभुङ्क्तेऽप्यसत्यर्थे तथाप्नोत्यवुधो भवम् ॥४८॥**

न हि कदाचिदेव भवति यत्तदेव मिथ्या भवतीति नियमोऽस्ति कश्चित्, अपि तु सर्वदैव दृश्यमानमप्यसद्भवति । यथा यदैव शेते, तदैव असत्यप्यर्थे आत्मानं देहं विषयान् स्रक्चन्दनादीन् फलं सुखं चानुभवति । न चैतावता तेषां सत्यता भवति । 'मायामात्र'मिति सूत्रे तथा निर्णयात् । तथैव अवुधः शयान इव भवं संसारं प्राप्नोति, निद्रावदज्ञानमित्यर्थः ॥४८॥

अतो अज्ञानेनैव देहप्रतीतेः देहस्य च मिथ्यात्वात् देहसम्बन्ध एव आत्मनः परिच्छेदप्रतीतिः, परिच्छेदे एव च शत्रुमित्रादिप्रतीतिरिति, परम्पराया अज्ञानमेव मूलमिति तत्त्वज्ञानेन तन्निराकरणं कर्तव्यमित्याह तस्मादिति ।

*<u>શ્લોકાર્થ - ૪૮ :</u> જેમ સૂતેલો પુરૂષ પદાર્થ નહિ હોવા છતાં દેહના વિષયો*

*અને ફલનો ભોગ કરે છે, તેમ અજ્ઞાની સંસારને પ્રાપ્ત કરે છે. (૪૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : જે કોઈ સમયે જ હોય તે મિથ્યા હોય એવો કોઈ પણ નિયમ નથી. તેથી ઉલટું રોજ જોવામાં આવે છે. તે પણ અસત્ય હોય છે. જયારે જયારે પુરૂષ શયન કરે છે, સ્વપ્નમાં પડે છે ત્યારે પદાર્થો ન હોવા છતાં તેને દેહનો માલા ચંદન વિગેરે વિષયોના સુખનો અનુભવ થાય છે. તેથી તે વિષયો સત્ય હોવાનું સાબીત થતું નથી. કારણ કે બ્રહ્મસૂત્ર ૩-૨-૨માં તે માયિક છે એવો નિર્ણય કરેલો છે. તેવી રીતે સૂતેલા પુરૂષની માફક અજ્ઞાની સંસારને પ્રાપ્ત કરે છે. અજ્ઞાન નિદ્રા જેવું છે એવો અર્થ છે. (૪૮)

તેથી અજ્ઞાનથી જ દેહનું ભાન થતું હોવાથી દેહ મિથ્યા છે. દેહનો સંબંધ હોય તો જ આત્મા હદવાળો જણાય છે અને તેથી આ શત્રુ, આ મિત્ર વિગેરેનું ભાન થાય છે. આ પરંપરાનું મૂલ 'અજ્ઞાન જ' છે હવે કહે છે.



**तस्मादज्ञानजं शोकमात्मशोषविमोहनम् ।**
**तत्त्वज्ञानेन निर्हत्य स्वस्था भव शुचिस्मिते ॥४९॥**

शोकस्तु विषमबुद्धिजन्य इति अज्ञानकृत एव । शोकस्य परित्यागाय दोषद्वयमाह । आत्मनोऽन्तःकरणस्य शोषो विमोहनं च यस्मादिति । ततः अत्यपकारित्वात्तदज्ञानं तत्त्वज्ञानेन निर्हत्य स्वस्था भवेत्युपदेशः, प्रार्थना वा । शुचिस्मित इति । सहज एव तव प्रसाद इति कृत्रिमनिराकरणं नात्यन्तं क्लेशेन कर्तव्यमिति सूचितम् ॥४९॥

एवमुपदिष्टज्ञानं भगवत्सान्निध्यात्फलितमित्याह एवं भगवतेति ।

*શ્લોકાર્થ-૪૯ : હે પવિત્ર હાસ્યવાળા ! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અને અન્તઃકરણમાં દુઃખ અને મોહ કરનારા શોકને તત્ત્વજ્ઞાનથી દૂર કરી સ્વસ્થ થા. (૪૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : શોક તો વિષમ બુદ્ધિથી ઉત્પન્ન થતો હોવાથી અજ્ઞાનીને જ થાય છે. શોકનો ત્યાગ કરવા માટે અન્તઃકરણમાં દુઃખ અને મોહ થાય છે. એમ દોષો જણાવ્યા તેથી અજ્ઞાન નુકશાન કરનારૂં હોવાથી

તેને તત્ત્વજ્ઞાનથી દૂર કરી તું સ્વસ્થ થા એવો ઉપદેશ છે.

હે પવિત્ર હાસ્યવાળી ! એવું સંબોધન છે. તને શાંતિ કુદરતી જ હોવાથી શોકનો નાશ કરવામાં ક્લેશ કરવો પડશે નહિ. (૪૯)

એવી રીતે ઉપદેશ કરેલું જ્ઞાન ભગવાનની સન્નિધિથી ફળ્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**श्रीशुक उवाच - एवं भगवता तन्वी रामेण प्रतिबोधिता ।**
**वैमनस्यं परित्यज्य मनो बुद्ध्या समादधे ॥५०॥**

ननु भगवत्सिद्धान्तं परित्यज्य ज्ञानसिद्धान्तः किमिति बोधितः, तत्राह तन्वीति । भगवानिति च । न हि भगवान् विरुद्धे स्वसिद्धान्तः कथयति । मुक्तानामेव तत्राधिकारात् । इयं च तन्वी विषयपरा । रामश्च साधनपरः । अतो हेतुत्रयस्यापि तथात्वात् ज्ञानेनैव प्रतिबोधिता । ज्ञानस्य च प्रयोजनं तस्यां वैमनस्यपरित्यागमात्रं जातम्, भगवति या दोषबुद्धिः स्थिता, सा गता । ततः विक्षिप्तं मनः बुद्ध्या समाहितमपि कृतवती । एको भगवद्विषयको दोषः । अपरो विक्षेपेण तस्या एव दुःखदः । उभयनिवृत्तिर्ज्ञानफलम् ॥५०॥

एवं रुक्मिण्यापः समाधानमुक्त्वा रुक्मिणः परित्याग एव उभयेषां सुखदो भवतीति तत्परित्यागमाह प्राणावशेष इति ।

*શ્લોકાર્થ - ૫૦ : શ્રીશુક બોલ્યા - ભગવાન રામે એવી રીતે બોધ કરેલી સુંદરીએ શોકનો ત્યાગ કરી મનનું બુદ્ધિથી સમાધાન કર્યું (૫૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભાગવત સિદ્ધાંતનો ત્યાગ કરી બલભદ્રે જ્ઞાનના સિદ્ધાંતનો કેમ ઉપદેશ કર્યો ? એવી શંકા થાય તેથી 'સુંદરી અને ભગવાન' શબ્દો યોજેલ છે. કારણ કે ભગવાન વિરોધીને પોતાનો સિદ્ધાંત કહેતા નથી. તેમના સિદ્ધાંતમાં મુક્ત જીવોનો જ અધિકાર છે, જ્યારે આ સુંદરી વિષયોમાં આસક્તિવાળી છે અને બલભદ્ર સાધનોમાં રચ્યાપચ્યા રહેલા છે, તેથી જ્ઞાનનો ઉપદેશ કર્યો. અને તે જ્ઞાનનું ફલ માત્ર શોકનો ત્યાગ કર્યું. અને ભગવાનમાં દોષબુદ્ધિ હતી તે મટી ગઈ અને વ્યાકુલ મનનું બુદ્ધિથી સમાધાન પણ કર્યું.

ભગવાનના સંબંધમાં તેના મનમાં દોષ હતો. અને બીજું વ્યાકુળતાને લીધે તેને દુ:ખ આપનારો હતો. તે બંને દોષો દૂર થાય એ આ જ્ઞાનનું ફલ મળ્યું. (૫૦)

રૂક્મિણીનું સમાધાન કરીને રૂકમીનો પરિત્યાગ જ સુખદ છે એ માટે નીચેનો શ્લોક કહે છે.




**प्राणावशेष उत्सृष्टो द्विड्भिर्हतबलप्रभः ।**
**स्मरन्विरूपकरणं वितथात्ममनोरथः ॥५१॥**

बलभद्रेण मोचनेऽप्यसहायात् अन्येन मारणं संभवतीति द्विड्भिरुत्सृष्ट उक्तः । हतं बलं प्रभा च यस्य । द्विड्भिरेव । तस्यान्यद्विस्मृतम्, विरूपकरणं तु स्मरति । किन्तु वितथः आत्मनो मनोरथो यस्य । तथापि स्वप्रतिज्ञां नान्यथा कृतवान् । भगवता हि तस्य भगिनी परिगृहीतेति ॥५१॥

अत एव कुण्डिनपुरं परित्यज्य अन्यत्रैव स्थित इत्याह अहत्वेति ।

<u>શ્લોકાર્થ - ૫૧ :</u> *જેના માત્ર પ્રાણ જ બાકી રહ્યા છે જેમાં બલ અને કાંતિનો નાશ જ થયો છે અને જેનો મનોરથ નિષ્ફલ થયો હતો તેવો શત્રુઓએ મૂકી દીધેલો પોતાને કદરૂપ થયેલો છે તેનું સ્મરણ કરતો તે ભોજકર નામના શહેરમાં વસ્યો. (૫૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બલભદ્ર રૂકમીને મૂકી દે તો પણ તેને કોઈ મદદ કરનાર નહી હોવાથી 'શત્રુઓએ મૂકી દીધેલો' કહેલો છે. બલ અને કાંતિનો નાશ થયો હતો. તે બીજુ બધું ભૂલ્યો પણ પોતે કદરૂપ થયો તેનું સ્મરણ કરતો હતો. 'નિષ્ફલ થયો છે પોતાનો મનોરથ જેનો' શબ્દોથી દર્શાવ્યું છે. ભગવાને તેની બહેન પર કૃપા કરી પત્ની તરીકે સ્વીકારી, તેથી તેને પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નહિ.(૫૧)

તેને કુંડિનપુરનો ત્યાગ કરી બીજે રહ્યો તે હવે કહે છે.

**अहत्वा दुर्मतिः कृष्णमप्रत्यूह्य यवीयसीम् ।**
**चक्रे भोजकटं नाम निवासाय महत्पुरम् ।**
**कुण्डिनं न प्रवेक्ष्यामीत्युक्त्वा तत्रावसद्रुषा ॥५२॥**

यतोऽयं दुर्मतिः, अतस्तत्रैवावसत्, यत्र मुण्डितः । भोजा हि मृतकर्पटग्राहकाः । जात्यपकर्षे भोजद्यवन इति यवनात्पूर्वं निरूपितः । तस्य कट इति मरणपर्यन्तं तत्रैव स्थास्यामीति तस्य ग्रामस्य नाम भोजकटमिति कृतवान् । यद्यपि न कोऽपि पुरुषार्थः, नह्यसत्प्रतिज्ञाया अपालने कश्चन दोषोऽस्ति, तथापि भ्रातृत्वाद्रोषेण तत्रैव स्थितः ॥५२॥

ततो भगवतः कृत्यमाह भगवानिति ।

શ્લોકાર્થ - ૫૨ : શ્રીકૃષ્ણને હણ્યા વગર, નાની બહેનને પાછી લાવ્યા વગર તે દુષ્ટ બુદ્ધિવાળાએ રહેવા માટે 'ભોજકટ' નામનું મોટું શહેર વસાવ્યું. 'હું કુંડિનપુરમાં પ્રવેશ કરીશ નહિ' એમ કહી રોષથી બીજે રહેવા લાગ્યો. (૫૨)

ભાવાર્થ, સુબોધિનીજી : આ રૂક્મી દુષ્ટ બુદ્ધિવાળો હતો. તેથી તેને જ્યાં મુંડેલો ત્યાંજ તે રહ્યો. તે ભોજમાંથી યવન થાય છે. તે ભોજનું કટ સ્મશાન એટલે 'હું ત્યાં જ રહીશ'. એટલે તેનું નામ 'ભોજકટ' પાડયું. જો કે એમ કરવાથી કોઈ પુરૂષાર્થ સરવાનો ન હતો, કારણ કે દુષ્ટ પ્રતિજ્ઞાનું પાલન ન કરવાથી કાંઈ પણ દોષ થતો નથી, છતાં તે ક્રોધથી ત્યાં જ રહ્યો. (૫૨)

પછી ભગવાને જે કર્યું તે હવે કહે છે.

**भगवान्भीष्मकसुतामेवं निर्जित्य भूमिपान् ।**
**पुरमानीय विधिवदुपयेमे कुरूद्वह ॥५३॥**

यदा सर्वथा निर्दुष्टा सर्वैस्त्यक्तममत्वा, तदापि भगवान् वीर्यशल्केन विवाहं कर्तुम्, एवं प्रकारेण भूमिपान् निर्जित्य, गान्धर्वन्यायेन तामगृहीत्वा, उपनयनवत् विवाहस्यापि संस्कारत्वात् सर्वसम्मत्यर्थं स्वपुरीमानीय उपयेमे, विधानपूर्वकं विवाहं कृतवान् । क्षत्रियाः प्रायेणैवं न कुर्वन्तीति भगवानपि न कृतवानेव । किन्तु सद्बुद्ध्यर्थं वदतीति शङ्का स्यात्, तत्परिहरति संबोधनेन कुरूद्वहेति ॥५३॥

सर्वेषां सम्मत्या विवाहः कृत इत्यत्र निदर्शनार्थं महोत्सवमाह तदा महोत्सव इति ।

શ્લોકાર્થ - ૫૩ : હે કુરૂના પુત્ર! એવી રીતે રાજાઓને જીતીને ભીષ્મકની પુત્રીને શહેરમાં લાવીને ભગવાને વિધિસર વિવાહ કર્યો. (૫૩)

ભાવાર્થ, સુબોધિનીજી : જ્યારે બધાએ તેનામાંથી મમતાનો ત્યાગ કરવાથી તે દોષ વિનાની થઈ ત્યારે તેની સાથે વિવાહ કરવા માટે ભગવાને ગાંધર્વ નિયમ પ્રમાણે, બધાએ રાજાઓને જીતી, તે પ્રમાણે નહિ પરણતાં વિવાહનો પણ સંસ્કાર હોવાથી ઉપનયન સંસ્કાર મુજબ, બધાની સંમતિ થાય તે માટે તેને શહેરમાં લાવી 'ઉપયેમે' એટલે વિધિ પ્રમાણે વિવાહ કર્યો. ઘણું ખરૂં ક્ષત્રિયો તે પ્રમાણે કરતા નથી તેમ ભગવાને પણ કર્યું નહિ જ હોય પણ સાંભળનારને સદ્બુદ્ધિ થાય એટલે શુક એમ કહે છે એવી શંકા થાય તે માટે ' હે કુરૂના વંશ જ ' સંબોધન છે. (૫૩)

બધાની સંમતિથી વિવાહ કર્યો અને ઉત્સવ કર્યો તે હવે કહે છે.




**तदा महोत्सवो नृणां यदुपुर्यां गृहे ।**
**अभूदनन्यभावानां कृष्णे यदुपतौ नृप ।।५४।।**

नृणामिति न केवलं बन्धूनाम्, अपि तु सर्वेषामेवेत्याह । यदुपुर्यां द्वारकायाम् तत्र न कोऽपि विसम्मत इत्यर्थः । यादवानामपि वैमत्य परस्परं संभवतीति तदर्थमाह अनन्यभावानामिति । ननु यादवा उद्धताः स्वभावतः, कथमनन्यभावा जाता इत्याहशङ्क्याह कृष्णे यदुपताविति । यदा यादवानां भगवान्पतिर्जातः तदा ते तथा जाता इत्यर्थः । नृपेति सम्बोधनं विश्वासार्थम् । यथा भवान् जात इति ।।५४।।

भगवता पारिबर्हमस्मिन्विवाहे न प्राप्तमिति, तदभावे विवाहशोभा च न तथेति तदर्थमाह नरा नार्यः प्रमुदिता इति ।

શ્લોકાર્થ - ૫૪ : હે નૃપ ! તે સમયે યાદવોની નગરીમાં ઘેરઘેર યાદવોના પતિ શ્રીકૃષ્ણમાં અનન્ય પ્રેમવાળા માણસોએ મોટો ઉત્સવ કર્યો. (૫૪)

ભાવાર્થ, સુબોધિનીજી: 'નૃણામ્' માણસોએ શબ્દ કહેલ છે. તેથી માત્ર સગાઓ જ નહિ પણ બધાઓએ યાદવનગરીમાં એટલે દ્વારકામાં

મોટો ઉત્સવ કર્યો. 'અનન્ય પ્રેમવાળા' વિશેષણથી બધામાં અણબનાવ ન હતો એમ સૂચવે છે.

યાદવો પહેલેથી જ ઉદ્ધત હતા તે પ્રેમવાલા કેમ થયા? તે માટે 'યાદવોના પતિ શ્રીકૃષ્ણમાં' શબ્દો યોજેલ છે. ભગવાન જ્યારે તેઓના પતિ થયા ત્યારે તેઓ અનન્ય પ્રેમવાળા થયા એવો અર્થ છે.

હે નૃપ ! પરીક્ષિતને વિશ્વાસ થાય તે માટે સંબોધન છે. (૫૪)

આ વિવાહમાં ભગવાનને કાંઈ ભેટ મળી નહિ અને તેથી વિવાહમાં શોભા થઈ નહિ માટે તે હવે નીચેના શ્લોકથી જણાવે છે.

**नरा नार्यः प्रमुदिताः प्रमृष्टमणिकुण्डलाः ।**
**पारिबर्हमुपाजह्रुर्वरयोश्चित्रवाससो ॥५५॥**

स्वयमलङ्कृताः पूर्णाः वरयोश्चित्रवाससोः, अलङ्कृतयोरपि पारिवर्हमुपाजहुः ननु नियमाभावत् किमिति तथा कृतवन्त इतिचेत्, तत्राह वरयोरिति । वरयोस्तथा कर्तव्यमेवेति । यथैव दादिणात्याचार : ॥५५॥

विवाह एव प्रथममुपस्थित इति, अकस्माच्च भगवानागत इति विशेषतस्तदर्थमलङ्कणाभावेऽपि स्वभावत एवालङ्कृतेत्याह सा वृष्णिपुरीति.

<u>શ્લોકાર્થ - ૫૫ :</u> *સાફ કરેલા મણિ જડેલાં કુંડલો પહેરેલાં માણસો અને સ્ત્રીઓ આનંદ પામી જુદાજુદા રંગના વસ્ત્રોવાળાં વરકન્યાને ભેટ આપતા હતા. (૫૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતે અલંકાર ધારણ કરેલા જુદાજુદા રંગના વસ્ત્રોવાળાં, વરકન્યાને ભેટ આપતા હતા કારણ કે દક્ષિણના લોકોનો રિવાજ છે. તે પ્રમાણે વરકન્યાને ભેટ આપવી જોઇએ. (૫૫)

વિવાહ તરત જ આવ્યો તેથી ભગવાન ઓચિંતા પધાર્યા, તેથી દ્વારકાં નગરીને શણગારેલી નહિ હોવા છતાં તે સ્વભાવથી શણગારેલી હતી તે નીચેના શ્લોકથી કહે છે.

**सा वृष्णिपुर्युत्तभितेन्द्रकेतुभिर्विचित्रमाल्याम्बररत्नतोरणैः ।**
**बभौ प्रतिद्वार्युपक्लृप्तमङ्गलैरापूर्णकुम्भागुरुधूपदीपकैः ॥५६॥**

सा द्वारका उत्तभितैः ऊर्ध्वं स्थापितैरिन्द्रादप्युच्चैः स्वर्गपर्यन्तं गतैः केतुभिः ध्वजचिह्नैरन्यैश्च बभौ । अथवा । इन्द्रकेतुः पारिजातः, सुधर्मादिश्च, अन्ये च कल्पवृक्षाः । विचित्राणि माल्यानि अम्बराणि रत्नमयानि तोरणानि च स्वभावत एव । विशेषतोऽपि प्रतिद्वारि उपक्लृप्तानि मङ्गलानि । आपूर्णा कुम्भाः अगुरुधूपाः दीपाश्च । एवमुपरि मध्ये अधश्च निवासस्थानानां शोभा निरूपिता ॥५६॥

मार्गाणशमाह सिक्तमार्गा इति ।

<u>શ્લોકાર્થ - ૫૬ :</u> તે વૃષ્ણિઓની નગરી, ઉંચા કરેલા ઈંદ્રકેતુઓથી, જુદા જુદા રંગવાળા પુષ્પો,વસ્ત્રો અને રત્ન જડેલાં તોરણોથી, ઘેરઘેર કરેલાં મંગલોથી ભરેલા કુંભો અને અગરૂના ધૂપો અને દીપકોથી શોભતી હતી. (૫૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ઉંચા એટલે ઈંદ્રથી પણ ઉંચે સ્વર્ગ સુધી પહોંચેલા ધ્વજાના ચિહ્નોથી દ્વારકા શોભતી હતી. ઈંદ્રકેતુ એટલે પારિજાત, સુધર્મા વગેરે અને અન્ય એટલે કલ્પવૃક્ષો, જુદાજુદા રંગવાળા પુષ્પો અને વસ્ત્રો અને રત્ન જડેલાં તોરણો હતાં. ઘેરઘેર મંગલો કરેલા હતાં. ભરેલા કુંભો, અગરૂના ધૂપો અને દીપકો પણ હતા. એ પ્રમાણે મધ્ય અને નીચેના ભાગની શોભાનું વર્ણન કર્યું. (૫૬)




નીચેના શ્લોકથી રસ્તાની શોભા કહે છે.

**सिक्तमार्गा मदच्युद्भिराहूतप्रेष्ठभूभुजाम् ।**
**गजैर्द्वास्सु परामृष्टरम्भापूगोपशोभिता ॥५७॥**
**कुरुसृञ्जयकैकेयविदर्भयदुकुन्तयः ।**
**मिथो मुमुदिरे तस्मिन्संभ्रमात्परिधावताम् ॥५८॥**

आहूता ये प्रेष्ठाः प्रियतमा राजानः तेषां मदच्युद्भिः गजगण्डनिःसृतमदैरेव

सिक्तमार्गा जाता । अतो विशेषतः सम्मार्जनादौ नावकाशो जात इत्यर्थः । द्वारि तु कृतमित्याह द्वाःस्विति । परामृष्टा परितः स्थापिताः ये रम्भादयः तैरुपशोभिता । जाते (ति) विवाहे पश्चादानीय कृतमिति परामर्शः । षड्विधा अपि क्षत्रिया अन्योन्वैरं विहाय स्वभावतो द्वेषयुक्ता अपि रुक्मिण्या सहिते भगवति मिथा मुमुदिरे । कौरवा दुर्योधनादयः, सृञ्जयाः पाण्डवाः, पाञ्चाला वा धृष्टद्युम्नादयः । ते ह्युभये अन्योन्यवैरिणः । कैकेया विदर्भाश्च । तथा यादवाः कुन्तयश्च । ते त्रिविधा अपि परस्परविरोधिनः परस्परमेव मुमुदिरे । किञ्च । संभ्रमात्परिधावतां सम्बधिनोऽपि जाताः । उत्सवसंभृतिकरणार्थं तदीयाः सर्व एव व्यापृता जाता इत्यर्थः ॥५८

न केवलं यदुपुर्यामेव सम्भ्रमः, किन्तु सर्वत्रैव लोके संभ्रमो जात इत्याह रुक्मिण्या हरणं श्रुत्वेति।

<u>શ્લોકાર્થ - ૫૭ :</u> *નિમંત્રેલા પ્રિય રાજાઓના મદ ઝરતા હાથીઓથી સિંચાયેલા રસ્તાઓવાળી, આંગણાંઓમાં સીંચાયેલી, ચારે તરફ રોપેલી કેળો અને સોપારીના વૃક્ષોથી દ્વારકાનગરી શોભતી હતી. (૫૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નિમંત્રેલા ઘણા પ્રિય રાજાઓ હતા. તેઓના હાથીઓના ગંડસ્થળમાંથી ઝરતા મદથી સીંચાયેલા રસ્તાઓવાળી દ્વારકાનગરી થઇ. 'આંગણોમાં સીંચાયેલી' શબ્દથી આંગણાઓમાં છંટકાવ કરેલો હતો. ચારે તરફ રોપેલા જે કેળ વિગેરેથી તે શોભતી હતી. વિવાહ થયા પછી કેળ વિગેરે લાવીને રોપેલા એવું અનુમાન થાય છે. (૫૭)

<u>શ્લોકાર્થ - ૫૮ :</u> *કુરૂઓ અને સંજયો, કૈકેયો, વિદર્ભો, યાદવો અને કુંતિઓ પરસ્પર આનંદ પામ્યા. તે ઉત્સવનાં દોડધામ કરી સંબંધીઓ થયા. (૫૮)*

ભાવાર્થ : ભગવાન રૂક્મિણી જોડે જોડાયા ત્યારે છએ પ્રકારના ક્ષત્રિયો એકબીજાના સ્વભાવથી દ્વેષવાળા હોવા છતાં પરસ્પર આનંદ કરવા લાગ્યા. દુર્યોધન વિગેરે કૌરવો, સૃંજયો એટલે પાંડવો અને પાંચાલો જે એકબીજાના દ્વેષી હતા અને શત્રુઓ હતા, તેવી રીતે કેકૈયો અને વિદર્ભો, યાદવો અને કુંતિઓ એ ત્રણે પ્રકારના પરસ્પર દ્વેષ કરનારાઓએ પરસ્પર આનંદ કર્યો.

વળી ઉત્સવને લીધે દોડધામ કરનારા સંબંધીઓ થયા અને ઉત્સવની તૈયારી કરવા બધા સેવકો કામમાં રોકાઈ ગયા. (૫૮)

માત્ર યાદવોની નગરીમાં જ ઉત્સાહ હતો એમ ન હતું પણ લોકમાં બધે ઉત્સાહ થયો એમ નીચેના શ્લોકથી કહે છે.




**रुक्मिण्या हरणं श्रुत्वा गीयमानं ततस्ततः ।**
**राजानो राजकन्याश्च बभूवुर्विस्मिता भृशम् ॥५९॥**

आश्चर्यहरणं भगवत्कृतं श्रुत्वा इतस्ततो गीयमानम् सर्वत्र श्रुतत्वात् असम्भावनारहितम् । राजानो विस्मिता जाताः, कथमेवं हृतमिति । राजकन्याश्च विस्मिताः । अस्मानपि नेष्यतीति ॥५९॥

एवं विशिष्टानां परमोत्सवमुक्त्वा साधारणानामपि परमोत्सवमाह द्वारकायामिति ।

<u>શ્લોકાર્થ - ૫૯</u> : *ઠેકઠેકાણે ગવાતાં રૂક્મિણીના હરણનું શ્રવણ કરીને રાજાઓ અને રાજાઓની કન્યાઓ ઘણાં વિસ્મય પામ્યાં હતા. (૫૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : ઠેકઠેકાણે ગવાતાં ભગવાને કરેલાં રૂક્મિણીના હરણનું શ્રવણ કરીને રાજાઓ આશ્ચર્ય પામ્યા અને 'ભગવાન પણ આપણને લઈ જશે એમ રાજકન્યાઓ' પણ વિસ્મય પામી. (૫૯)

એ પ્રમાણે ઉત્સવનું વર્ણન કરી પુરૂષોના ઉત્સવનું વર્ણન કરે છે.

**द्वारकायामभूद्राजन् महामोदः पुरौकसाम् ।**
**रुक्मिण्या रमयोपेतं दृष्ट्वा कृष्णं श्रियः पतिम् ॥६०॥**

पुरौकसः साधारणाः नगरवासिनः नगरव्यापार एव निमग्नाः । तेषामपि महान्मोदो जातः । यद्यपि तेषां विवेको नास्ति, तथापि वस्तुसामर्थ्यादिव ते तथा जाताः । तदाह । रुक्मिण्या रमया लक्ष्म्या उपेतं सहितं कृष्णम्, स्त्रीणामेव हितार्थे अवतीर्णम्, श्रियः पतिं दृष्ट्वेति । नित्यं हरिः श्रीसहितः । आविर्भावस्तु केवलस्यैवेति पुरवासिनां नित्यं स्त्रीप्रधानानां तथा मोदो न भवेत् । अधुना तु

पूर्णशक्तिरकत्रैव जातेति महानेव मोदः संतोषो जातः ॥६०॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे उत्तरार्धे पञ्चमोऽध्यायः ॥५॥

શ્લોકાર્થ - ૬૦ : હે રાજા ! લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણને રૂકિમણીરૂપ લક્ષ્મી સાથે જોડાયેલા જોઈ દ્વારકામાં બધાને ઘણો આનંદ થયો. (૬૦)

ભાવાર્થ, સુબોધિનીજી : શહેરીઓમાં ઘણો આનંદ થયો. જોકે તેઓમાં વિવેક હોતો નથી છતાં વસ્તુની શક્તિથી જ તેઓ આનંદી થયાં. તે હવે 'લક્ષ્મીના પતિ' સ્ત્રીઓના હિત માટે અવતરેલા, તે 'શ્રીકૃષ્ણને રૂકિમણીરૂપ લક્ષ્મી સાથે જોડાયેલા જોઈને' શબ્દોથી કહેલ છે.

હરિ સદા લક્ષ્મી સાથે જોડાયેલા છે. પરંતુ આર્વિભાવ એકલા (લક્ષ્મીવિનાના) હરિનો જ થાય છે. તેથી સદા સ્ત્રી જેઓને મુખ્ય છે. તેવા શહેરીઓને તેવો આનંદ ન થાય. હાલમાં તો પુરેપુરી શક્તિ લક્ષ્મી સહિત હરિ એક જ સ્થળે પ્રગટ થયા, તેથી તેઓને ઘણો આનંદ થયો. (૬૦)

**દશમ સ્કંધ ઉત્તરાર્ધ**

**અધ્યાય પાંચમો**

**રાજસ સાધન પ્રકરણ**

**સંપૂર્ણ**



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।







श्रीकृष्णाय नमः ।

**षष्ठोऽध्यायः ।**

निरूपितो भगवतो भार्यायास्तु परिग्रहः ।
षष्ठाध्याये तु पुत्रस्य स्वीकारोऽत्र निरूप्यते ॥१॥
लोके हि पुत्रभार्याणां सम्बन्धे स्याद्धि संसृतिः ।
दुष्टभावेषु संसृष्टास्त्वत्र कृष्णेन मोचिताः ॥२॥
न चापि भगवान् कृष्णः कमप्यत्र निवारयेत् ।
भागिनं यत्र यो भागी निवृते हरिसाद्भवेत् ॥३॥
अतः शम्बरनिर्मुक्तः पुत्रो जात इतीर्यते ।
पुत्रत्वं च न कालादेः किन्तु स्वेच्छात एव हि ॥४॥
तादृशस्य हि जीवस्य ततः कामकथोच्यते ।

# દશમ સ્કંદ ઉત્તરાર્ધ અધ્યાય છઠ્ઠો
# "રાજસ સાધન પ્રકરણ"

કારિકા :

કારિકા -૧ : ભગવાને ભાર્યાનો સ્વીકાર કર્યો તે વર્ણવ્યું. અહીં છઠ્ઠા અધ્યાયમાં તો પુત્રના સ્વીકારનું વર્ણન કરવામાં આવે છે.

કારિકા - ૨ : કારણ કે લોકમાં પુત્ર અને ભાર્યાનો સંબંધ થાય ત્યારે સંસાર થાય . અહીં તો દુષ્ટ સ્વભાવવાળા સાથે સંબંધમાં આવેલા તેઓને શ્રીકૃષ્ણે મુક્ત કરાવેલા છે.

કારિકા - ૩ : વળી આ વિષયમાં કોઈપણ ભાગવાળાને હરિ અટકાવતા નથી જેમાં ભાગવાળો હોય છે. તેનોભાગ નીકળી જતાં તે પદાર્થ હરિનો થાય છે.

કારિકા - ૪ : તેથી શંબરે મૂકી દીધેલો પુત્ર થયો એમ કહેલું છે. કારણ કે તેનો જીવ કાલને લીધે પુત્ર થતો નથી. પરંતુ પોતાની ઈચ્છાથી જ પુત્ર થાય છે. પછી કામની કથા કહેવામાં આવે છે.

पूर्वाध्याये: भार्येच्छया भगवता भार्या कृता । अत्रापि पुत्रेच्छया भगवता कामः पुत्रः कृत इत्याह कामस्त्विति ।

**श्रीशुक उवाच - कामस्तु वासुदेवांशो दग्ध : प्रागु्द्रमन्युना ।**
**देहोपपत्तये भूयस्तमेव प्रत्यपद्यत ॥१॥**

कामस्योत्पत्तिर्न घटते, कामेन हि भार्यायां प्रवृत्तिः । तत आत्मानं प्रति स्वस्याकारणत्वात्कामोत्पत्तिरसङ्गतेत्याशङ्क्य तुशब्देन निराकरोति । तत्र हेतुमाह वासुदेवांस इति । स हि न जीवः, किन्तु वासुदेवस्यैव मोक्षदातुः । प्रपञ्चविघटनाय कामो माया च अंशद्वयं विनिर्गतम्, पुरूषे स्त्रियां च प्रतिष्ठितं जगद्व्यामोहयति, यथैव न प्रपन्नो भवति । स तु सर्वान् व्यामोहयन् मुख्याधिकारिणं महादेवमपि व्यामोहयितुं प्रवृत्तः । ततो रुत् रोगान् सर्वेषामेव द्रावयतीति सर्वरोगनिवारकः काममपि रोगं मत्वा क्रोधेन ददाह । ततः प्रभृति नोद्गतः कामो लोके प्रवृत्तः अधिष्ठाता शक्तिरहितो जात इति । नापि मोक्षदाता भगवानवतीर्णः । यत्रायं

विघ्नं वा कुर्यात । यदा पुनः कृष्ण आविर्भूतः, तदा अक्षयं देहं सम्पादयितुं यथा रुद्रो न दहेत्, तदर्थं तं भगवन्तमेव देहोपपत्तये प्रत्यग्रत, संदेह एव ततो निर्गमिष्यामीति, पुनस्तत्र प्रविष्टः । स हि गोपिकाद्वारा कृष्णे समागतः । ते हि प्रथमं पुरुषरूपाः स्थिताः, पश्चात् स्त्रीत्वे जाते तत्र प्रवेशमलभमानः तद्द्वारा भगवति प्रविष्टः, तासां स्वभावतः पुरुषत्वात् तत उत्पत्तिमलभमानः ।

यदैव रुक्मिणी संबद्धा, तदैव तस्यां जात इत्याह स एव जात इति ।



આ પહેલાના ત્રણ અધ્યાયોથી પત્નીની ઈચ્છાથી ભગવાને પત્ની કરી એમ કહ્યું. અહીં પણ પુત્ર કામદેવની ઈચ્છાથી ભગવાને કામને પુત્ર કર્યો. એમ હવે કહે છે.

<u>શ્લોકાર્થ - ૧ :</u> *પહેલાં રૂદ્રના કોપથી બળેલા, વાસુદેવના અંશરૂપ કામે તો ફરીથી દેહ પ્રાપ્ત કરવા માટે તેમનો આશ્રય કર્યો. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u>કામની ઉત્પત્તિ સંભવતી નથી. કારણ કે કામને લીધે પતીમાં પ્રવૃતિ થાય છે. તેથી પોતાની ઉત્પત્તિનું કારણ પોતે થવાનું નહિ હોવાથી કામની ઉત્પત્તિ અસંભવીત છે એવી શંકા થાય તેનો 'તુ' તો શબ્દથી નિરાશ કરે છે. 'વાસુદેવના અંશરૂપ' શબ્દથી તેનું કારણ કહેલું છે. કારણ કે તે જીવનથી પણ વાસુદેવ એટલે મોક્ષ આપનારનો અંશ જ છે. વાસુદેવમાંથી ભક્તિ તોડી પાડવા માટે કામ અને માયા એ બે અંશો નીકળ્યા. અને અનુક્રમે પુરૂષ અને સ્ત્રીમાં રહી ભગવાનમાં ભક્તિવાળું ન થાય તેવી રીતે જગતને મોહ ઉત્પન્ન કરે છે.

તેવી રીતે તેને મહાદેવને પણ મોહ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ કરી. પછી બધાએ રોગોને નાશ કરે છે તેવા રૂદ્રે કામને પણ રોગ માની નાશ કર્યો. તેને બાળી નાખ્યો. ત્યારપછી કામનો ઉદ્ભવ થતો ન હતો. કારણ કે તે શક્તિ વિનાનો થયો. વળી મોક્ષ આપનાર ભગવાન પણ અવતર્યા ન હતા પણ જયારે કૃષ્ણનો આર્વિભાવ થયો ત્યારે તેનો અક્ષય દેહ પ્રાપ્ત કરવા માટે કે જેથી રૂદ્ર બાળે નહિ તેથી તેને ભગવાનના દેહનો આશ્રય કર્યો. એટલે 'તેમનાથી હું દેહ સહીત જ બહાર નીકળીશ' એવા વિચારથી તેમાનામાં ફરી પ્રવેશ કર્યો. તેને

ગોપીકાઓ દ્વારા શ્રીકૃષ્ણમાં પ્રવેશ કર્યો. કારણ કે તેઓ પહેલાં પુરૂષરૂપથી રહેલાં હતાં. પછી તેઓ સ્ત્રીઓ થયાં ત્યારે તેમાં પ્રવેશ ન થતાં, તેમની દ્વારા ભગવાનમાં પ્રવેશ કર્યો.(૧)

ગોપીકાઓ સ્વભાવથી પુરૂષરૂપ હોવાથી તેમનામાં તેની ઉત્પત્તિ થાય નહિ તેથી રૂકિમણીમાં પ્રવેશી ઉત્પન્ન થયો. તે હવે કહે છે.

**स एव जातो वैदर्भ्यां कृष्णवीर्यसमुद्भवः ।**
**प्रद्युम्न इति विख्यातः सर्वतोऽनवमः पितुः ॥२॥**

वैदर्भी भक्तिप्रधानेति । भगवतो वीर्यमत्र क्रियाशक्तिः, नत्वन्नमयम् । क्रिया हि सतो भवति । चिद्रूपः स्वयम् । सदंशमेवापेक्षते । सदंशे निर्गलितं रूपं क्रियाशक्तिरिति क्रियाशक्तौ आविर्भूतः । तदुक्तम् । कृष्णवीर्ये समुद्भवो यस्येति । एवकारो जीवान्तरप्रवेशाभावाय । अत एव लोके प्रद्युम्न इति विख्यातः । प्रकर्षेण द्युम्नं यस्मादिति । रुक्मिण्यंशसम्बन्धात् आनन्दांशोऽपि तत्र सिद्धः । उत्पादकश्च प्रद्युम्न इति तस्याभिलषितमेव नाम जातमित्युक्तम् । एवमपि भगवदिच्छा चेन्नानुगता स्यात्, तदा अक्षयदेहो न भविष्यतीति भगवत्सारूप्यं प्राप्तवानित्याह पितुः सर्वतोऽनवम इति । अवमः क्षयः, केनाप्यंशेन अन्यून इत्यर्थः ॥२॥

एतन्मध्ये नारदेन शम्बरो बोधितः यावदयं । निर्दशो न भवति, तावन्मारणीयः । अन्यथा भगवद्धस्तस्पर्शे अवध्यो भविष्यतीति । स हि कामस्य शत्रुः यदा सर्वेषामेव भागो निर्मुक्तो भवति, तदैव भगवान् पुत्रत्वेन ग्रहीष्यतीति । एवमुक्तस्य शम्बरस्य वृत्तान्तमाह ।

શ્લોકાર્થ - ૨ : *શ્રીકૃષ્ણના વીર્યમાં ઉત્પન્ન થએલો તેજ વૈદર્ભીથી જન્મ્યો અને કોઈ રીતે પિતાથી ઉતરે નહિ તેવો 'પ્રદ્યુમ્ન' નામથી પ્રસિદ્ધ થયો.(૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : કારણ કે રૂકિમણી ભકિતપ્રધાન હતી. અહીં ક્રિયાશક્તિને ભગવાનનું વીર્ય કહેલ છે. અન્નમય વીર્ય કહેલું નથી. કામદેવ પોતે ચિદ્રૂપ હતો તેને સત્ અંશની જ જરૂર હતી. તે રૂપ શક્તિરૂપ છે.તેથી ક્રિયાશક્તિમાં તેનો આર્વિભાવ થયો. તેથી 'શ્રીકૃષ્ણના વીર્યમાં થઇ છે ઉત્પત્તિ જેની' એ વિશેષણ કહેલ છે. 'એવ' શબ્દ બીજા જીવનો તેમાં પ્રવેશ થતો નથી તે

માટે યોજેલ છે. તેથી લોકમાં 'પ્રદ્યુમ્ન' નામથી પ્રસિદ્ધ થયો. તેનામાં આનંદ અંશ પણ હતો કારણ કે રૂકિમણીના અંશનો સંબંધ હતો. ઉત્પન્ન કરનાર પણ પ્રદ્યુમ્ન હતા. તેથી તેમનું ઇચ્છેલું નામ થયું. જો તેમ ઇચ્છા ન હોત તો તેનો અક્ષય દેહ પ્રાપ્ત થાત નહિ. તેથી કોઈરીતે પિતાથી ઉતરે નહિ તેવો શબ્દ યોજેલ છે કોઈપણ અંશથી હલકો નહિ તેવો અર્થ છે. (૨)

આટલા સમય દરમ્યાન નારદે શંબરને જણાવ્યું કે આ કામ દશ દિવસથી મોટો ન થાય એટલે તેને હણવો જોઈએ. તેમ કરવામાં નહિ આવે તો ભગવાનના હસ્ત સ્પર્શથી તે હણી ન શકાય તેવો થશે. શંબર કામનો શત્રુ હતો અને જ્યારે બધાનો ભાગ છુટો પડી નીકળી જાય ત્યારે જ ભગવાન કામને પુત્ર તરીકે સ્વીકારે એ પ્રમાણે નારદે કહેલું છે તે હવે કહે છે.

**तं शम्बरः कामरूपी हृत्वा तोकमनिर्दशम् ।**
**स विदित्वात्मनः शत्रुं प्रास्योदन्वत्यगाद्गृहम् ॥३॥**

कामरूपी स्त्रीरूपेणान्तः प्रविष्टः । कामरूपमस्मिन्वर्तत इति सजातीयेन सजातीयो हृत इति न रक्षकैर्देवैः स रक्षितः । अथ एवानिर्दशं दशाहात्पूर्वमेव तोकं बालकं हृत्वा । न विर्गतानि दशाहानि यस्येति । अहःशब्दस्य लोपः । हरणे हेतुमाह आत्मन शत्रुं विदित्वेति । वाक्यान्तरान्नारदादित्यध्यवसेयम् । उदन्वति समुद्रे प्रास्य गृहमगात्, गृहं गतः । बालो हि न मारणीय इति । कालेनानुपभुक्तः सर्वस्याप्यादरणीयो भवतीति प्राकृतं तं मत्वा समुद्रे क्षिप्तः, स्वयमेव समुद्रो भक्षयिष्यतीति समुद्रे प्रक्षिप्तवान् ॥३॥

ततः समुद्रो विपरीतं कर्तुं मत्स्यग्रासं कारयित्वा तस्यैव गृहं प्रेषयामासेति निरूपयति तं निर्जगार बलवानिति ।

<u>શ્લોકાર્થ - ૩ :</u> *ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનાર શંબરે સ્ત્રીના રૂપથી અંતઃપુરમાં પ્રવેશ કર્યો. તેથી સજાતીય સજાતીયને લઈ જતો હોવાથી દેવોએ તે કામનું રક્ષણ કર્યું. તેથી દશ દિવસનો થતાં પહેલાં જ બાળકને લઈ જઈને તેણે સમુદ્રમાં નાખ્યો.*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'પોતાના શત્રુને ઓળખીને' શબ્દોથી તેને લઈ જવાનું પ્રયોજન કહેલું છે. બીજા વાક્યથી નારદ દ્વારા તેને ઓળખ્યો.

બાળકને હણવો ન જોઈએ એવા વિચારથી તેને સમુદ્રમાં નાખીને શંબરે સમુદ્રમાં નાખ્યો. સમુદ્ર જ તેનું ભક્ષણ કરશે એમ માની સમુદ્રમાં નાખ્યો. (3)

પણ સમુદ્રે ઉલ્ટુ કરવા માટે તેને માછલા પાસે ગળાવી તેને શંબરને ઘેર જ પાછો મોકલ્યો તે હવે કહે છે.

**तं निर्जगार बलवान्मीनः सोऽप्यपरैः सह ।**
**ततो जालेन महता गृहीतो मत्स्यजीविभिः ॥४॥**

स हि सचेतनो बालकः । गिलने प्रतिबन्धं करोतीति तदर्थमाह बलवानिति । सोऽपि मीनैरपरैर्दुर्बलैर्मीनैः सह तदीयैः महता जालेन गृहीतः । ततोऽपि **जालस्य** महत्त्वं बलवत्त्वं च । मत्स्यजीविभिरिति तेषां तदुद्यमः सहजः । अतो नात्र अधिकः प्रयासो निरूपणीय : ॥४॥

ततः शम्बरः कैवर्तानामधिपतिः प्राप्तमहामत्स्यैः कैवर्तैः स मत्स्यः तस्मै दत्त इत्याह तं शब्बरायेति ।

<u>શ્લોકાર્થ - ૪ :</u> તેને બલવાન માછલાએ ગળ્યો. પછી માછીમારાઓએ તેને મોટી જાળમાં પકડયો. (૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ચેતનાવાળો બાળક ગળવામાં અડચણ કરે તેથી 'બળવાન' વિશેષણ યોજેલું છે. તેને બીજા માછલાઓ સાથે તેના સેવકોએ મોટી જાળમાં તેને પકડયો. માછીમારોએ શબ્દથી તે તેનો કુદરતી ધંધો હતો તે જણાવ્યું છે. (૪)

તેથી નીચેના શ્લોકમાં એમ કહે છે કે શંબર માછીમારોનો અધિપતિ હતો તેથી તે માછીમારોએ મોટુ માછલું આપ્યું.

**तं शब्बराय कैवर्ता उपाजहुरुपायनम् ।**
**सूदा महानसं नीत्वावधन्स्वधितिनाद्भुतम् ॥५॥**
**दृष्ट्वा तदुदरे बालं मायावत्यै न्यवेदयन् ।**

उपायनमुत्कृष्टोपहारम् । सोऽप्यविचार्यैव सूदेभ्यः पाचकेभ्यो धातकेभ्यो

वा दत्तवान् । **सूदाः** पुनः महानसं स्थानं नीत्वा अवचन् । ततः अद्भुतं बालकं तस्य उदरे दृष्ट्वा मायावत्यै न्यवेदयन् । सा हि रतिः कामस्य भार्या आसीत् । ततो दग्धे कामे तद्भार्या यदा शम्बरेण नीयते, तदा माया तस्यां प्रविष्टा । तदा मायावतीति नाम प्राप्तवती । सा च तेने प्रतिक्षणं मायया मोहितेन पाकाध्यक्षा निरूपिता । ततो बालकः मायावत्या दृष्टः ।

कोऽप्ययं कपटेन मां ग्रहीष्यतीति भयाच्छङ्कितचित्ता जाता, ततो नारदः पुनरागत्य तां बोधितवानित्याह नारदोऽकथयदिति ।

श्लोकार्थ - ५ : માછીમારોએ તે શંબરને ભેટ આપ્યું. રસોઇઆએ રસોડામાં લઇ જઇ પોતાની છરીથી તેને કાપ્યું. તેના ઉદરમાં અદભૂત બાળક જોઇને માયાવતીને આપ્યું. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી : શંબરે ઉત્તમ ભેટને વિચાર કર્યા વગર જ રસોઇઆઓને તે આપ્યું. તેમને રસોડામાં લઇ જઇને માયાવતીને આપ્યું કારણ કે માયાવતી કામની સ્ત્રી રતિ હતી. પછી કામ બળી જતાં જ્યારે શંબર તેની સ્ત્રીને લઇ જતો હતો ત્યારે તે સ્ત્રીમાં માયાએ પ્રવેશ કર્યો ત્યારથી તેનું નામ માયાવતી પડયું અને ક્ષણે ક્ષણે માયાથી મોહ પામેલા શંબરે રસોઇની અધ્યક્ષ તરીકે નીમણુંક કરી. તેથી તેઓ જ્યારે લાવ્યા ત્યારે માયાવતીએ બાળકને જોયો. વળી એ કોઇ કપટથી મને લઇ જશે એવા ભયથી મનમાં શંકા થઇ. (૫)

પછી નારદે ફરી આવી તેને જણાવ્યું તે હવે કહે છે.

એ પ્રમાણે બધી ગોઠવણનું વર્ણન કરીને, ઘણી ઇચ્છા થાય ત્યારે જ ભગવાન પધારતા હોવાથી નીચેના સાડાસાત શ્લોકથી રૂકિમણીનું ઇચ્છાનું નિરૂપણ કરે છે.




**नारदोऽकथयत्सर्वं तस्याः शङ्कितचेतसः ।**
**बालस्य तत्त्वमुत्पत्तिं मत्स्योदरनिवेशनम् ॥६॥**

बालस्य तत्त्वं कामत्वं उत्पत्तिं कृष्णान्नारदप्रेरणया शम्बरद्वारा मत्स्योदरनिवेशनम् । ततोऽत्रागमनं तु स्पष्टमेवेति त्रयमुक्तम् । सात्त्विकं राजसं

तामसं च। यद्ययं मत्स्योदरे न निविष्टः स्यात्, तदाग्रे भगवतः कामात् स्त्रीविवाहा अयुक्ताः स्युः ॥६॥

ततस्तया ज्ञात्वा स गृहीत इति वक्तुं तस्याः स्वरूपमाह सा चेति ।

<u>શ્લોકાર્થ - ૬ :</u> *બાળકનું તે કામ છે તે અને માછલાના ઉદરમાં પ્રવેશ થયો તેવું બધું નારદે તેને કહ્યું. (૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બાળકનું કામ હોવાપણું અને શ્રીકૃષ્ણથી ઉત્પત્તિ અને નારદની પ્રેરણાને લીધે શંબર દ્વારા માછલાના ઉદરમાં પ્રવેશ અને માયાવતી પાસે આવવું તે સ્પષ્ટ જ હતું. તે અનુક્રમે સાત્વિક,રાજસ અને તામસ્ ત્રણ કહ્યાં. જો આ કામ માછલાના ઉદરમાં રહ્યો ન હોત તો ભવિષ્યમાં કામને લીધે ભગવાનના સ્ત્રીઓ સાથેના વિવાહો અયોગ્ય થાત. (૬)

પછી તેને ઓળખીને તેને રાખ્યો. તે નીચેના શ્લોકથી કહે છે.

**सा च कामस्य वै पत्नी रतिर्नाम यशस्विनी ।**
**पत्युर्निर्दग्धदेहस्य देहोत्पत्तिं प्रतीक्षती ॥७॥**

तस्याः आकाङ्क्षित एवायं स्थितः । चकारस्त्वर्थसमुच्चयार्थः । नारदः अकथयत् । साप्याकाङ्क्षायुक्तेति । कामेस्यैव पत्नी, न तु कामेन यस्य कस्यचित् । रतिरिति तस्या नामेति प्रसिद्धिः । अनेन लोकेऽपि । तस्या निन्दाभाव उक्तः । यथा कामः पुरुषेषु, तथा रतिः स्त्रीषु प्रतिष्ठिति प्रसिद्धिः । किञ्च । यशस्विनी प्राप्तयशाः । अतो यशःसम्बन्धात् नापकीर्तिसम्भावना । नन्वेतादृशी भर्तृमरणे वैधव्यधर्मपरिपालनाय योग्या कथं रूपान्तरस्थपतिं गृहीतवती, तत्राह पत्युर्निर्दग्धदेहस्येति । न हि पतिर्मृतोऽस्ति । अन्यथा जगदुत्पत्तिरेव न स्यात् । किन्तु देह एव दग्धः, तस्योत्पत्तिमेव प्रतीक्षते ॥७॥

तस्यास्तत्रागमने हेतुमाह निरूपितेति ।

<u>શ્લોકાર્થ - ૭ :</u> તે પણ રતિ નામની કામની યશસ્વિની સ્ત્રી જ હતી. અને બળી ગએલા દેહવાળા પતિના દેહની ઉત્પત્તિની રાહ જોતી હતી. (૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જે તેની આકાંક્ષા રાખતી હતી તે જ આ હતો.

'ચ' વળી શબ્દ નારદે કહ્યું અને માયાવતી આકાંક્ષા રાખતી હતી એમ એક જ અર્થ દર્શાવનાર છે. તે કામની જ સ્ત્રી હતી. પણ કામને લીધે તે કોઈ બીજાની થઈ ન હતી. 'રતિ' તેનુ નામ હતું. એમ તે પ્રસિદ્ધ થઈ હતી. લોકમાં પણ તેની નિંદા થઈ ન હતી. માત્ર કામ પુરૂષોમાં જ રહેલો છે. એમ રતિ સ્ત્રીઓમાં રહેલી છે. એવી પ્રસિદ્ધિ છે. વળી તે યશસ્વિની હતી તેનો યશની સાથે સંબંધ હોવાથી અપકિર્તિ થવાનો સંભવ ન હતો. પતિનું મરણ થતાં તે વૈધવ્ય ધર્મોનું પાલન કરવા યોગ્ય હતી પણ તેને બીજારૂપમાં રહેલા પતિને કેમ સંધર્યો? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધમાં યોજેલ છે.

પતિ મરણ પામેલ ન હતો. જો મરણ પામ્યો હોત તો જગતની ઉત્પત્તિ જ ન થાત પરંતુ તેનો દેહ જ બળી ગયો હતો. અને તે દેહની ઉત્પત્તિની જ રાહ જોતી હતી. તે માયાવતીને ત્યાં રસોડામાં આવવાનું કારણ હવે કહે છે.(૭)

**निरूपिता शम्बरेण सा सूपौदनसाधने ।**
**कामदेवं शिशुं बुद्धा चक्रे स्नेहं सदार्भके ॥८॥**




सूपौदनानां पाचने । सा हि मायां जानाति सूपकाराणाम् । तन्माया प्राणहारिणी भवतीति तद्रक्षार्थं पाकस्थाने नियुक्ता । अनेन भक्ष्यभोज्यादिसम्पत्तिः तस्याः सिद्धा । लोकाः तस्याः पुत्रत्वेन तं जानन्ति । सा तु न पुत्रत्वेन तं प्रति पालतिवती, अपि तु काममेव बुद्धा, तत्रापि देवं पतिं शिशुत्वेन समागतम्, अर्भके स्नेहं चक्रे ॥८॥

ततोऽल्पेनैव कालेन मत्स्योदरसम्बन्धात् भगवत्सम्बन्धाच्च सप्तम एव वर्षे यौवनं प्रादुर्भूतमित्याह **नातिदीर्घेण कालेनेति** ।

<u>શ્લોકાર્થ - ૮ :</u> *શંબરે તેને માંસવાળો ભાત રાંધવા રાખેલી. પછી બાળકને કામદેવ જાણી તેની પર પ્રેમ રાખવા લાગી. (૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> માંસવાળો ભાત રાંધવા તેને રાખેલી કારણ કે કપટ પ્રાણ માંસ રાંધનારાઓના કપટ જાણતી હતી. તેમનું કપટ પ્રાણ હરનારૂ થતું હોવાથી તેની રક્ષા થાય તે માટે તેને રસોડામાં રાખી હતી. વળી ખાવાની

સામગ્રી તેને પ્રાપ્ત થઈ. આ લોકો તે બાળકને તેનો પુત્ર જાણતા હતા. પણ તે તેનું પુત્ર તરીકે પાલન કરતી નહતી પણ તેને કામ જ જાણી પતિ તરીકે જાણી પ્રેમ રાખવા લાગી.(૮)

પછી માછલાના ઉંદરના સંબંધને લીધે અને ભગવાનના સંબંધને લીધે થોડા સમયમાં સાત જ વર્ષમાં તેનામાં જુવાની યૌવન દેખાયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**नातिदीर्घेण कालेन स कार्ष्णी रूढयौवनः ।**
**जनयामास नारीणां वीक्षन्तीनां च विभ्रमम् ॥९॥**

षोडशे वर्षे यौवनप्रादुर्भावः, कस्यचित् द्वादशे, कस्यचिदष्टम एव । अयं नातिदीर्घः कालः, यतः कार्ष्णिः पितुः पुत्रः । रूढं यौवनं यस्य । तदा वीक्षन्तीनां विभ्रमं जनयामास । युवतीनां यदा मनोवृत्तिः, तदा सर्वजनीनं यौवनम् । अन्यथा अलौकिकमेव यौवनंस्यात् । किंवहुना वीक्षन्तीनां देवस्त्रीणामपि जनयामास ॥९॥

*શ્લોકાર્થ - ૯ :* *થોડા જ સમયમાં જુવાનીમાં આવેલા શ્રીકૃષ્ણના તે પુત્ર સ્ત્રીઓને મોહ ઉત્પન્ન કરવા લાગ્યો. (૯)*

ભાવાર્થ, સુબોધિનીજી :સોળમા વર્ષમાં આઠમા વર્ષે જુવાની આવે છે. આને સાતમા વર્ષે જુવાની આવી. કારણ કે શ્રીકૃષ્ણનો પુત્ર હતો. યૌવનમ્ એટલે જુવાની. તે તેને જોનારી સ્ત્રીઓને મોહ ઉત્પન્ન કરવા લાગ્યો. જ્યારે સ્ત્રીઓના મનમાં મોહ ઉત્પન્ન થાય ત્યારે જુવાની પ્રસિદ્ધ થાય. જો સ્ત્રીઓના મનમાં મોહ ઉત્પન્ન ન થતો હોય તો જુવાની અલૌકિક જ રહે. તે પ્રમાણે તે દેવોની સ્ત્રીઓને પાગ મોહ ઉત્પન્ન કરવા લાગ્યો. (૯)

**सा तं पतिं पद्मदलायतेक्षणं प्रलम्बबाहुं नरलोकसुन्दरम् ।**
**सव्रीडहासोत्तभितभ्रवेक्षती प्रीत्योपतस्थे रतिङ्ग सौरतै : ॥१०॥**

ततः पतित्वात् चिरममिलषितत्वात् यौवनबिलम्बाच्च प्राप्ते यौवने तमुपतस्थे । एतदग्रिमकार्यर्थं निरूप्यते पद्मदलायतेक्षणमिति । कामोद्बोधकत्वात् कामत्वाच्च । तस्याः सङ्गाभावेन स्थातुमशक्तिमाह प्रलम्वबाहुमिति । उपगूहनसामर्थ्यं

सर्वाङ्गसुखत्वाय । नरलोकसुन्दरमिति । तादृशे मोह उचित एवेति हेतुरुक्तः स्वभावोद्गिरणार्थम् । प्रथमतो व्रीडा नवसङ्गमं भावयति । ततो जाते रसे हासः । उभाभ्यामुत्तम्भिता या भ्रुः । सङ्गेच्छां पातिव्रत्यं च कटाक्षदर्शनेन सूचयन्ती प्रीत्या उपतस्थे । इदमुपस्थानं न देवताराधनमिव, किन्तु सौरतेः सुरतभावैः, यत इयं रतिः । ततः प्रद्युम्नः क्रियाशक्त्यैवाविर्भूत इति ज्ञानाभावस्तस्य प्रकाश्यते भगवद्वैलक्षण्याय । अन्यथा तुल्यतैव स्यात् । यदि ज्ञानशक्तिरपि भवेत् ॥१०॥

<u>શ્લોકાર્થ - ૧૦ :</u> *હે અંગ! તે રતિ કમળના પત્ર જેવા વિશાળ નેત્રાવાળા, ઘણા લાંબા બાહુવાળા, નરલોકમાં સુંદર તે પતિને પ્રેમથી લજ્જાયુકત હાસ્યને લીધે ઉંચી થએલી ભ્રમરવાળી આંખથી જોતી કામભાવથી સેવવા લાગી. (૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી તે પતિ હોવાથી, જુવાનીમાં વિલંબ થવાથી, તેને જુવાની પ્રાપ્ત થતાં 'રતિ' તેને સેવવા લાગી. 'કમળના પત્ર જેવા વિશાળ નેત્રવાળા' વિશેષણથી તે કામને જાગૃત કરનાર હોવાથી અને કામરૂપ હોવાથી તેના સંગ વગર રહેવાની રતિની અશક્તિ કહી છે. 'ઘણા લાંબા બાહુવાળા' વિશેષણથી રતિના સર્વ અંગોને સુખ થાય તે માટે આલિંગન કરવાનું સામર્થ્ય કહેલું છે. 'નરલોકમાં સુંદર' વિશેષણથી સ્વભાવ પ્રગટ થાય તે માટે તેવા પતિમાં મોહ યોગ્ય છે એ કહેલું છે. આરંભમાં લજ્જા નવીન સંગમ કરે છે. વળી રસ ઉત્પન્ન થતાં હાસ્ય થાય છે. કટાક્ષથી જોવાની ઇચ્છા પતિવૃતાપણું સૂચવતી હોવાથી પ્રેમથી સેવવા લાગી. આ સેવા દેવતાના આરાધનરૂપ કરતી ન હતી પણ કામભાવથી કરતી હતી. કારણ કે આ રતિ હતી. (૧૦)

પછી પ્રદ્યુમ્નનો માત્ર ક્રિયાશક્તિથી આર્વિભાવ થએલો હોવાથી ભગવાનથી તેનો ભેદ જણાય તે માટે તેનામાં જ્ઞાન ન હતું એમ નીચેના શ્લોકમાં જણાવવામાં આવે છે. જો તેનામાં જ્ઞાનશક્તિ પણ હોય તો ભગવાન સાથે સમાનપણું જ થાય.

**तामाह भगवान्कार्ष्णिर्मातस्ते मतिरन्यथा ।**
**मातृभावमतिक्रम्य वर्तसे कामिनी यथा ॥११॥**



तामाहेति । भगवान धर्मपरः, यतः कार्ष्णिः । मर्यादार्थमवतीर्ण : । सदानन्दाङ्कुरोऽपि सदानन्द एवेति अपेक्षाभावाद्वा तथोक्तवान् । मातरिति सम्बोधनात् अज्ञानम् । व्यवहारे तथात्वात् । अनेनं कामस्य धर्मविरोधित्वं सहजं निरूपितम् । अन्यथा मातृपदमुच्चार्य पश्चात्तस्यां सङ्गं न कुर्यात् । लौकिकी भाषेयमिति न पारमार्थिको विरोधः । माता हि मानं पालयति स्वस्य अन्यस्य च । न हि विवृतेष्वङ्गेषु मानं तिष्ठति । अतः सर्वप्राणिनामेव माता संरक्ष्या । अतो मातृभावं परित्यज्य गुप्तं कामं दूरीकृत्य यथा कामिनीप्रकटकामा तद्वद्वर्तस इति ॥११॥

तदा तिरोहितज्ञानमेनं मत्वा अज्ञानादुक्तमनुक्तमिति बोधयति भवान्नारायणसुत इति ।

<u>શ્લોકાર્થ - ૧૧ :</u> *તેને ભગવાન કાષ્ણિએ કહ્યું કે હે માતા ! તારી બુદ્ધિ બગડી છે. તું માતાપણાનો ત્યાગ કરીને સ્ત્રીની પેઠે વર્તન કરે છે. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ભગવાન' એટલે ધર્મમાં આસકિતવાળો હતો કારણ કે કાષ્ણિ શ્રીકૃષ્ણનો પુત્ર હોઈ મર્યાદા સાચવવા માટે જ અવતાર હતો. અથવા સદાનંદનો અંકુર પણ સદાનંદ જ હોય પોતે ભગવાન હોવાથી તેને રતિની જરૂર નહિ હોવાથી તેને માતાને એમ કહ્યું ' હે માતા '! એ સંબોધનથી તેનું અજ્ઞાન જણાવે છે. એમ કહેલું છે કે કામ કુદરતી રીતે ધર્મનો વિરોધી છે. તેમ ન હોત તો માતા શબ્દ બોલી પછી તેની સાથે સંગ ન કરત. આ લૌકિકિ ભાષા હોવાથી આમાં વાસ્તવિક વિરોધ નથી.

માતા પોતાનું અને બીજાનું માન સાચવે છે. અંગો ખુલ્લાં થાય ત્યારે માન રહેતું નથી. તેથી બધાએ પ્રાણીઓને માતા સંરક્ષણ કરવા યોગ્ય જ છે. તેથી માતાપણાનો ત્યાગ કરીને જેમ પ્રગટ કામવાળી સ્ત્રી વર્તન કરે તેમ તું વર્તન કરે છે એમ કહેલું છે.

તે સમયે આવું જ્ઞાન જતું રહેલું છે. એમ માની અજ્ઞાનથી કહેલું બરાબર હોવાથી તે સત્ય સ્થિતિ હવે જણાવે છે.

**रति उवाच - भवान्नारायणसुतः शम्बरेण हृतो गृहात् ।**
**अहं ते दयिता पत्नी रतिः कामो भवान्प्रभो ॥१२॥**

स हि शम्बरं पितरं तां च मातरं मन्यते । तन्निषेधार्थमाह नारायणसुत इति । एकनिषेधेनैव इतरस्य सिद्धत्वात् । स्वरूपं चाग्रे वक्तव्यमिति निरूपयति । नारायणपुत्रः कथमत्रागत इत्यत्रोपपत्तिमाह **गृहाच्छम्बरेण हृत** इति । साधारण्यपि धात्री मातृवदेव परिपाल्येति चेत्, तत्राह **अहं ते दयिता पत्नी**ति । दयितात्वाल्लोकतस्त्यागं नार्हति । पत्नीत्वान्न वेदतः । तथापि लोके प्रसिद्ध्यभावात् कथमेवमिति चेत्, तत्राह **रतिरि**ति । भवांश्च काम इति ॥१२॥

कामस्य कथमत्र शत्रुगृहे स्थितिरिति, तत्राह एव त्वेति ।

<u>શ્લોકાર્થ -૧૨ :</u> *તમે શંબરે ઘરમાંથી હરેલા નારાયણના પુત્ર છો. હે પ્રભો ! હું તમારી વહાલી સ્ત્રી રતિ છું. તમે કામ છો. (૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : કારણ કે તે કામ શંબરને પિતા અને રતિને માતા માનતો હતો. તે ખોટું છે તેમ જણાવવા 'તમે નારાયણના પુત્ર છો' એમ કહેલું છે એક ખોટું કહેવાથી બીજું પણ ખોટું ઠરતું હોવાથી અને પોતાનું સ્વરૂપ આગળ કહેવાનું હોવાથી એમ કહેલું છે.

નારાયણનો પુત્ર અહીં કેમ આવ્યો? તે શંકામાં 'શંબરે ઘરમાંથી હરેલા' વિશેષણથી કહેલું છે. સાધારણધાવતું પણ માતાની માફક સરંક્ષણ કરવું જોઇએ એવી શંકા થાય તેથી હું તમારી વહાલી સ્ત્રી છું. એમ કહેલું છે. વહાલી હોવાથી લોકના નિયમ મુજબ ત્યાગ કરવા યોગ્ય નથી. સ્ત્રી હોવાથી વેદના નિયમ મુજબ ત્યાગ કરવા યોગ્ય નથી. છતાંપણ લોકમાં મારી સ્ત્રી તરીકે પ્રસિદ્ધ નહિ હોવાથી એમ વર્તન કેમ થાય? એવી શંકામાં 'હું રતિ છું' અને તમે કામ છો એમ કહેલું છે. કામ અહીં શત્રુના ઘરે કેમ આવ્યો? તેથી નીચેના શ્લોક કહે છે.




**एष त्वाऽनिर्दशं सिन्धावाक्षिपच्छम्बरोऽसुरः ।**
**मत्स्योऽग्रसीत्तदुदरादिह प्राप्तो भवान्प्रभो ॥१३॥**

एव त्वामिति । असुरत्वात्तथाकरणम् । मत्स्यो हि स्वज्ञातिधाती । तदुदरादिह प्राप्त इत्यनेन सोऽपि हतो निरूपितः ॥१३॥

शम्बरः परमवशिष्यते, अतस्तं जहीत्याह तमिममिति ।

श्लोकार्थ - १३ : હે પ્રભો ! દશ દિવસથી નાના તમને શંબરે દરીઆમાં નાખી દીધેલા. માછલું ગળી ગયું.. તેના ઉદરમાંથી તમે અહીં નીકળ્યા. (૧૩)

ભાવાર્થ, સુબોધિનીજી :શંબર અસુર હોવાથી તેને તેમ કરેલ. માછલું પોતાની જાતને પણ હણનારૂં છે.એટલે 'તેના ઉદરમાંથી અહીં નીકળ્યા' એમ કહ્યું.પછી તે માછલું પણ મરાયું એમ જણાવ્યું. પણ શંબર જીવતો રહ્યો. તેથી તેને હણો એમ હવે કહે છે. (૧૩)

**तमिमं जहि दुर्धर्षं दुर्जयं शत्रुमात्मनः ।**
**मायाशतविदं त्वं च मायाभिर्मोहनादिभिः ॥१४॥**

सावधानत्वाय तस्य गुणानाह दुर्धर्षं दुर्जयं शत्रुं मायाशतविदमिति । दुर्धर्षत्वात् न लौकिकोपायेन मारयितुं शक्यः । अनेन विषदानादिप्रकारा अपि व्यावर्तिताः । दुर्जयत्वात् क्षत्रियधर्मेणापि मारयितुमशक्यः । शत्रुत्वान्नोपेक्षणीयः । आत्मन इति । धातादेव निवर्तते, नान्यथेति सूचितम् । तर्हि अलौकिकयुद्धेन मारणीय इति पक्षं निवारयति मायाशतविदमिति । तर्ह्यवध्यः कथं मारणीय इति चेत्, तत्रोपायमाह । त्वं च मायाभिर्मोहनादिभिः सहितः इमं जहि । आदौ मोहय, ततस्तन्मायाः प्रतियोगिमायाभिर्दूरीकुरु । असुराणां हि माया भगवानिति, 'तस्मादेवंवित् सर्वैरेव प्रकारैः उपासीतेति उपासनायास्तुल्यत्वात् । अनेकधोपासकस्य विशिष्टत्वाच्च मोहनादिभि-मायाभिस्तन्मायादूरीकरणं युक्तमेव ॥१४॥

ननु यथा ममाज्ञानम्, एवं तस्यापीति, ज्ञाने सत्येव अपकारित्वात्, न मारणीय इति चेत्, तत्राह परिशोचतीति

श्लोकार्थ - १४ : તે હુમલો કરી ન શકાય તેવા, જીતી ન શકાય તેવા, સેંકડો માયા જાણનારા તમારા શત્રુને મોહ કરનારી માયાઓથી તમે તેને જીતો. (૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : 'હુમલો કરી ન શકાય, જીતી પણ ન શકાય એવા સેંકડો માયા જાણનારા શત્રુ' શબ્દોથી પ્રદ્યુમ્ન સાવધાન થાય તે માટે શંબરના ગુણો કહેલા છે. તે હુમલો કરી ન શકાય તેવો હોવાથી લૌકિક ઉપાયથી હણી શકાય તેવો નથી. આથી ઝેર આપવું વિગેરે ઉપાયો પણ નકામા છે. તે 'જીતી ન શકાય તેવો' હોવાથી ક્ષત્રીયના યુદ્ધથી પણ હણી શકાય તેવો ન હતો. 'શત્રુ' હોવાથી અવગણના કરાય તેવો પણ ન હતો. 'આત્મનઃ' 'તમારા' શબ્દથી સૂચવેલું છે કે તેને હણવાથી શત્રુ મટશે બીજા પ્રકારે અટકશે નહિ.

ત્યારે અલૌકિક યુદ્ધથી તેને હણવો જોઈએ. એવો વિચાર 'સેંકડો માયા જાણનારા' થી ખોટો ઠરાવે છે. ત્યારે તેને કેવી રીતે હણવો ? એવી શંકા થાય તેથી મોહ કરનારી માયાઓથી યુક્ત થઈ તમે હણો. આરંભમાં તેને મોહ ઉત્પન્ન કરો પછી સામી માયાઓથી તેની માયાને દૂર કરો કારણ કે અસુરોની માયા બળવાન હોવાથી એમ જાણનારે બધાએ ઉપાયથી ઉપાસના કરવી. અનેક પ્રકારે ઉપાસના કરનારો ઉત્તમ હોવાથી તેની માયાને દૂર કરવી એજ યોગ્ય છે. (૧૪)

જેમ તે મારો શત્રું છે તે હું જાણતો નથી. તેમ તે પણ જાણતો નથી. તેથી તેને હણવો ન જોઈએ એવી શંકા થાય ત્યારે નીચેનો શ્લોક કહે છે.



**परिशोचति ते माता कुररीव गतप्रजा ।**
**पुत्रस्नेहाकुला दीना विवत्सा गौरिवातुरा ॥१५॥**
**प्रभाष्यैवं ददौ विद्यां प्रद्युम्नाय महात्मने ।**
**मायावती महामायां सर्वमायाविनाशिनीम् ॥१६॥**

माता हि दयापात्रम्, अतस्तद्दुःखदूरीकरणार्थं मारणीय एवेति भावः । ते मातेति सम्भावनया वदति । तस्या रुक्मिणीत्वं वा वैदर्भीत्वं वा न शोकनिवारकमिति तन्नोक्तम् । कुररी विवेकरहिता, सा रात्रौ शोचति । अनेन निद्राभावोऽपि सूचितः । गतप्रजेति शोकहेतुः गता केनचिदपहृता प्रजा यस्याः । नष्टायां पुनरावृत्तिशङ्काभावात्तथा न शोकः । सापि प्रजा पुत्ररूपेति नान्तःशोकमात्रं जनयति, किन्तु सर्वदेहेन्द्रियाणां सर्वक्रियाराहित्यमपि

करोतीत्याह पुत्रस्नेहाकुलेति । पुत्रस्नेहोऽत्यन्तं व्याकुलतां सम्पादयतीति लोकप्रसिद्धः । किञ्च । पितृभ्रात्रादिभिः विरोधात् परित्यक्ता । एवं बन्धुविरोधेन मातृपक्षसहायाभावात् दीना पुत्रेणैव समाहिता भवति । अतस्तदर्थमपि गन्तव्यमित्यर्थः । किञ्च । विवाहप्रभृतिमनः परितोषाभावता जाते पुत्रे पित्रादयः मानयेरन् । तस्मिन्नपि गते चिन्तया आतुरा अपि भविष्यतीत्याह आतुरेति । आतुरो ज्वरी । विवेकेन सर्वसमाधानं भविष्यतीति चेत् । तत्र दृष्टान्माह गौरिवेति । वत्साभावे यथा गौः । तस्या हि न क्वापि ममता, सर्वा ममता वत्स एव भवति । अन्येषां तु विभक्ता ममता भवति । अतो गौर्दृष्टान्तीक्रियते सर्वत्र । इयं च सर्वतो ममतामाकृष्य त्वय्येव स्थापितवतीति गोतुल्या भवति । एवं निरूपणमात्रेण कार्यं न सिध्यतीति । एवं प्रभाष्य विद्यामपि ददौ । स्त्रीदत्ताया विद्यायाः तदैव सिद्धिः । प्रद्युम्नो हि विद्याग्रहणयोग्यः, नाम्नैव प्रसिद्धत्वात् । महात्मन इति विद्या फलिष्यतीति सूचितम् । सा विद्या स्वस्मिन्नागता मायैवेति ज्ञापयितुं मायावतीत्युक्तम् । दैत्यादीनामिव माया साधारणी भविष्यतीति तद्व्यावृत्त्यर्थमाह महामायामिति । इयं हि सर्वानेव भगवदंशान् व्यामोहतियतुं प्रवृत्ता महामाया । ननु दैत्यानां भगवानेव माया भवतीति कथमस्या महामायाम् , तत्राह सर्वमायाविनाशिनीमिति । तत्र हि स्वल्पाभिव्यक्तिः स्वधेत्यादाविव, परव्यामोहार्थं तद्रूपो भूत्वा पालयति । न तु तेषां मोक्षं प्रयच्छति । अतो बाधकेषु जीवचैतन्यमिव तदपि तिरोभूतमिति सर्वमायाविनाशित्वम् ॥१६॥

ततः प्राप्तविद्यः अक्लिष्टकर्मा ज्ञापयित्वैव मारयिष्यामीति विद्याप्राबल्यं वक्तुमाह्वानमाह स च शम्बरमिति ।

*<u>શ્લોકાર્થ - ૧૫ :</u> ગરમ થએલી પ્રજાવાળી તમારી માતા, પુત્ર ઉપરના પ્રેમથી વ્યાકુલ થઈ ગએલા વાછરડાંવાળી ગાયની પેઠે દુઃખી થઈ, ટીંટોડીને પેઠે શોક કરે છે. (૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે માતા દયાને યોગ્ય જ છે. તેથી તેનું દુઃખ દૂર કરવા આને હણવો જ જોઈએ. એવો ભાવ છે.

'તમારી માતા' એમ માનથી કહે છે. તે માતાનું રૂકિમણીપણું અથવા વૈદર્ભીપણું હોવાથી શોકને દૂર કરનારૂં હોવાથી કહેલ નથી. ટીટોડી વિવેક વગરની હોય છે. તે રાતે શોક કરે છે. આ દૃષ્ટાંતથી માતાને રાતે ઉંઘ આવતી નથી એમ સૂચવેલું છે. 'ગરમ થએલી પ્રજાવાળી' વિશેષણથી શોકનું કારણ કહેલું છે. કોઈએ હરી લીધેલી હોઈ પાછી આવવાની શક્યતા ન હોવાથી તેનો શોક થતો નથી. પણ તે પ્રજા પુત્રરૂપ હોવાથી આમ અન્તઃકરણમાં શોક ઉભો કરે છે. એમ 'પુત્ર ઉપરના પ્રેમથી વ્યાકુલ' આ વિશેષણથી કહેલું છે. પુત્ર ઉપરનો પ્રેમ ઘણું જ વ્યાકુલપણું કરે છે. એમ લોકમાં પ્રસિદ્ધ છે. વળી વિરોધને લીધે પિતાએ અને ભાઈઓએ તેને તજેલી હતી. તેથી માતાના પક્ષમાં કોઈ સહાય કરનારા ન હોય તેથી બાપડીના મનનું પુત્રથી જ સમાધાન થાય. તે માટે પણ જવું જોઈએ એવો અર્થ છે. વળી વિવાહ પછી મનનો સંતોષ નહિ હોવાથી, પુત્ર ઉત્પન્ન થાય ત્યારે પિતા વિગેરે તેની ગણના કરે. પણ પુત્ર ખોવાઈ જાય ત્યારે ચિંતાને લીધે દુઃખી પણ થાય એમ 'દુઃખી' વિશેષણથી જણાવેલ છે.

'વિવેકથી બધા દુઃખનું સમાધાન થશે' એવી શંકા થાય તેથી 'ગાયની પેઠે' દૃષ્ટાંત આપેલ છે. વાછરડાં વિનાની જેવી ગાય. એટલે તેની બધી મમતા તેના વાછરડાંમાં જ હોય છે. બીજાઓની મમતા તો વહેંચાએલી હોય છે તેથી સર્વે સ્થળે ગાયનું દૃષ્ટાંત આપેલ છે. તેથી તે ગાય જેવી છે. એમ કહેલ છે.(૧૫)

*શ્લોકાર્થ - ૧૬ : એમ કહી માયાવતીએ મહાત્મા પ્રદ્યુમ્ને સર્વ માયાઓનો નાશ કરનારી મહામાયા નામની વિદ્યા આપી. (૧૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : એમ માત્ર કહેવાથી પ્રયોજન સિદ્ધ થાય નહિ. તેથી તે વિષય પણ જાણવો જોઈએ તેથી તે પ્રમાણે કહીને માયાવતીએ વિદ્યા આપી. સ્ત્રીએ આપેલી વિદ્યા તરત જ ફળે છે. પ્રદ્યુમ્ન પણ તે વિદ્યા ગ્રહણ કરવા યોગ્ય જ હતો. તે 'મહાત્મા' વિશેષણથી જણાવેલ છે. તે વિદ્યા ફલશે. તે વિદ્યા રતિની અંદર આવેલી માયા જ હતી એમ જણાવવા 'માયાવતી' નામ છે. 'દૈત્યોની માયા સાધારણ હસે' એવી શંકા થાય તેથી તેવી ન હતી એમ જણાવવા 'મહામાયા' શબ્દ યોજેલ છે. કારણ કે બધાએ ભગવાનના અંશોને

મોહ કરવા થએલી આ મહામાયા હતી. દૈત્યોની માયા ભગવાન જ થાય છે. તેથી આ મહામાયા કેમ હોય? એવી શંકા થાય તેથી 'બધી માયાનો નાશ કરનારી' વિશેષણ છે. કારણ કે દૈત્યોની માયામાં 'સ્વધા' વિગેરેમાં થાય છે. તેમ ભગવાનનો પ્રકાશ થાય છે. બીજાઓને મોહ ઉત્પન્ન કરવા ભગવાન તેવારૂપવાળા થઈ પાલન કરે છે. પણ તેઓને મોક્ષ આપતા નથી. તેથી પીડા કરનારાઓમાં જેમ જીવનું ચૈતન્ય તિરોહિત રહે છે. તેમ તે પણ તિરોહિત રહે છે. તેથી આ માયા સર્વ માયાનો નાશ કરનારી છે. (૧૬)

પછી વિદ્યા મેળવેલો હું કલેશ વગર કર્મ કરનાર તેને જાણ કરાવીને જ હણીશ અને તેને શંબરને પડકાર કર્યો. તે હવે કહે છે.

**स च शम्बरमभ्येत्य संयुगाय समाह्वयत् ।**
**अविषह्यैस्तमाक्षेपैः क्षिपन्संजनयन्कलिम् ॥१७॥**

चकारात्तद्गतो भगवान् । पूर्वक्रियया समुच्चयं वा आह । तथा सति विद्याग्रहणं तन्मारणार्थमेवेति फलिष्यति । अभ्येत्य निकटे गत्वा । शङ्काभावो निरूपितः । व्याजेन प्रवर्तनं वारयति संयुगाय समाह्वयदिति । बालवाक्यं मत्वा न प्रवर्तेतेति अधिक्षेपमप्याह अविषह्यैरिति । तं प्रसिद्धम् । प्रसिद्धो ह्यल्पमप्याक्षेपं न सहते । तत्रापि नान्यदीयमनुवदति किन्तु स्वयमेव क्षिपति । स्नेहात्पुत्रादयोऽपि १ कदाचिदेवं कुर्वन्तीति तद्व्यावृत्त्यर्थमाह संजनयन्कलिमिति । कलहमुत्पादयन् । अहं प्रद्युम्नः कामः, त्वं शत्रुः, त्वां मारयिष्यामीत्यादिवाक्यान्युक्तवानित्यर्थः ॥१७॥

ततो युद्धार्थं प्रवृत्त इत्याह सोऽधिक्षिप्त इति ।

*<u>શ્લોકાર્થ - ૧૭ :</u> તેણે શંબર પાસે જઈ. સહન ન થાય તેવી ગાળોથી તેનો તિરસ્કાર કરી કજીઓ ઉત્પન્ન કરી યુદ્ધ માટે પડકાર્યો. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'ચ' અને શબ્દથી પ્રદ્યુમ્નની અંદર પ્રવેશ કરેલા ભગવાન કહેલા છે. તેને હણવા માટે જ વિદ્યા ગ્રહણ કરી છે. તેને 'પાસે જઈને' ભય ન હતો એમ જણાવ્યું છે. 'યુદ્ધ માટે પડકાર્યો' શબ્દોથી છલથી પ્રવૃતિ કરી ન હતી. તે જણાવે છે બાળકનું વાક્ય છે એમ માની શંબર યુદ્ધ કરવા તૈયાર થાય

નહિ તેથી 'સહન ન થઈ શકે તેવી ગાળોથી ' તેનો તિરસ્કાર કર્યો એમ કહેલું છે. કારણ કે તે તિરસ્કાર સહન કરી શકશે નહિ. સ્નેહને લીધે પુત્ર વિગેરે કોઈવાર એમ કરે છે તેથી આ તિરસ્કાર તેવો ન હતો એમ જણાવવા 'કજીઓ ઉત્પન્ન કરતાં' શબ્દો યોજેલ છે. એટલે હું પ્રદ્યુમ્ન કામ છું અને તું મારો શત્રું છે હું તને હણીશ. પછી શંબર યુદ્ધ કરવા તૈયાર થયો તે હવે કહે છે. (૧૭)




**सोऽधिक्षिप्तो दुर्वचोभिः पादाहत इवोरगः ।**
**निश्चकाम गदापाणिरमर्षात्ताम्रलोचन : ॥१८॥**

यथा तस्मिन् स्नेहः, एवं द्वेषोऽपीति कथं प्रवृत्तिरित्याशङ्क्य आक्षेपस्य दुष्टत्वामाह दुर्वचोभिरिति । दुर्वचोभिराक्षिप्तः पितापि पुत्रं मारयतीति कृत्रिमत्वे जाते कथं न प्रवर्तेतेत्यर्थः । ननु मृत्युरयमिति विशेषेण समागत इति भयात् कथं न निवृत्तः, तत्राह पादाहत इवोरग इति । दीर्घरोषः सर्पः मरणमप्यङ्गकरोति, न तु निवर्तत इति। तस्य हि क्रोध एव परिपाल्यः, नत्वन्ये । तत एकेन सह एकेनैव युद्धं कर्तव्यमिति गदापाणिरेव निर्गतः । नापि बद्धकवचः, नापि ससहायः । तथा निर्गमने हेतुरमर्षात्ताम्रलोचन इति । क्रोधवशान्न किञ्चिज्ज्ञातवान् । दृष्टिरपि ताम्रेति दृष्ट्वापि न ज्ञातवान् ॥१८॥

ततः प्रथमत एव स्वयं मारणार्थं प्रवृत्त इत्याह गदामाविध्येति ।

*<u>શ્લોકાર્થ - ૧૮ :</u> પગથી ચગદાએલા સાપની પેઠે, દુષ્ટ-વચનોથી તિરસ્કારેલો તે ક્રોધને લીધે, લાલ નેત્રોવાળો થઈ, ગદા લઈ બહાર નીકળ્યો. (૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેમ પ્રદ્યુમ્ન માટે તેને સ્નેહ હતો. તેમ દ્વેષ પણ હતો. તો યુદ્ધ માટે કેમ તૈયાર થયો? એવી શંકામાં 'દુષ્ટ વચનોથી' શબ્દથી તિરસ્કાર કરેલો કહેલ છે. તેવો પિતા પુત્રને પણ હણે છે. તેથી યુદ્ધ માટે પ્રવૃત્તિ કરી.

આ પ્રદ્યુમ્ન મારૂં મૃત્યું ખાસ પ્રકારથી આવેલ છે. એવા ભયથી શંબર યુદ્ધ માટે કેમ અટક્યો નહિ? એવી શંકામાં 'પગથી ચગદાએલા સાપની પેઠે ' એવું દૃષ્ટાંત આપેલું છે. કારણ કે ઘણા રોષવાળો સાપ મરણ પામે છે પણ યુદ્ધથી

અટકતો નથી. તેને ક્રોધ જ છે. પછી 'એકની સાથે એકલાએજ યુદ્ધ કરવું જોઈએ' એવા વિચારથી હાથમાં ગદા લઈને બહાર નીકળ્યો. પણ કવચ પણ પહેર્યું નહિ. તેમ જ કોઈને સહાય માટે સાથે લીધો નહિ. તેનું કારણ ક્રોધને લીધે લાલ નેત્રોવાળો વિશેષણથી કહેલું છે. નેત્ર પણ લાલ હોવાથી આ મારૂં મૃત્યું છે તેની ખબર પડી નહિ. (૧૮)

પછી આરંભમાં શંબરે તેને હણવા માટે પ્રવૃત્તિ કરી તે કહે છે.

**गदामाविध्य तरसा प्रद्युम्नाय महात्मने ।**
**प्रक्षिप्य व्यनदन्नादं वज्रनिर्घोषनिष्ठुरम् ॥१९॥**

क्रोधवशान्महतीमपि गदामुत्तोल्य भ्रामयित्वा वा । तरसा यावन्न सावधानो भवति। अनेन अपराधादपि तस्य पराजय एवेति सूचितम् । महात्मन इति। तस्य पलायनाद्यभावः सूचितः । प्रक्षेपमात्रेणैव मारित इति मत्वा व्यनदत् । मूर्च्छितस्य तेन नादेन सुतरां मरणं भवतीति ज्ञापयितुं विशिनष्टि वज्रनिर्घोषनिष्ठुरमिति । वज्रस्य नितरां घोषः पातसमयशब्दः । ततोऽपि निष्ठुरमिति ॥१९॥

एतादृशोऽप्युद्यमः व्यर्थो जातः (इति) प्रद्युम्नस्य पराक्रमेणेत्याह तामापतन्तीमिति ।

<u>શ્લોકાર્થ - ૧૯ :</u> *ગદા ફેરવીને ઝડપથી મહાત્મા પ્રદ્યુમ્ન ઉપર ફેંકીને તેણે વ્રજના કડાકાથી ભયંકર ગર્જના કરી. (૧૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ક્રોધને લીધે મોટી ગદાને ફેરવીને, ઝડપથી એટલે તે સાવધાન થાય નહિ તે પહેલાં તેની ઉપર ફેંકી. તેથી એમ સૂચવે છે, કે આ અપરાધને લીધે તેનો પરાજય થશે. 'મહાત્મા' વિશેષણથી પ્રદ્યુમ્ને પલાયન કર્યું નહિ તે સૂચવે છે. ગદા માત્ર ફેંકવાથી પ્રદ્યુમ્નને હણેલ છે એમ માની તેણે ગર્જના કરી. 'વ્રજના કડાકાથી ભયંકર' એવું વિશેષણ છે. વ્રજનો પડવા સમયેનો મોટો કડાકો ભયંકર હતો એવો અર્થ છે. (૧૯)

શંબરનો ઉદ્યમ પણ પ્રદ્યુમ્નના પ્રરાક્રમથી વ્યર્થ ગયો.

**तामापतन्तीं भगवान्प्रद्युम्नो गदया गदाम् ।**
**अपास्य शत्रवे क्रुद्धः प्राहिणोत्स्वगदां नदन् ॥२०॥**

स्वगदया तां गदामपास्य आगच्छन्तीं दूरादेव मारयित्वा ततः क्रुद्धः सन् तद्धत्स्वयमपि नदन् । शत्रुर्मारणीय एवेति, अन्यथा मारयिष्यतीति वा स्वगदां प्राहिणोत् । भगवानित्येतत्सामर्थ्यहेतुः । भगवत्कार्यत्वादावेशित्वाद्वा भगवान् ॥२०॥

ततो लौकिकेन जयाभावमाशङ्क्य मायया भर्गवद्रूपया युद्धं करिष्यामीति प्रवृत्त इत्याह स च मायामिति ।

श्लोकार्थ - २० : *ભગવાન પ્રદ્યુમ્ને તે દોડી આવતી ગદાને ગદાથી ભાંગી નાખી ક્રોધ કરી ગર્જના કરતાં પોતાની ગદા શત્રુ ઉપર ફેંકી. (૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : પોતાની ગદાથી તેની સામે આવતી ગદાને દૂરથીજ ભાંગી નાખી પછી ક્રોધ કરી 'શત્રુને હણવાં જ જોઈએ' અથવા ન હણવામાં આવે તો તે હણશે એવા વિચારથી તેને પોતે પણ ગર્જના કરતાં પોતાની ગદા ફેંકી. 'ભગવાન' શબ્દથી સામર્થ્ય જણાવેલ છે. આ ભગવાનનું કાર્ય હોવાથી તેને માટે 'ભગવાન' શબ્દ યોજેલ છે. (૨૦)

લૌકિક ઉપાયથી જય થશે નહિ એમ વિચારી હું ભગવદ્રૂપ માયાથી યુદ્ધ કરીશ એમ વિચારી યુદ્ધ કરવા લાગ્યો.




**स च मायां समाश्रित्य दैतेयीं मयदर्शिताम् ।**
**मुमुचेऽस्त्रमयं वर्षं कार्ष्णौ वैहायसोऽसुरः ॥२१॥**

दैतेयीत्यनेन भगवत्त्वमुक्तम् । सम्यगाश्रयणं मनःपूर्वकं भक्त्या । मयदर्शितामिति । सिद्धादुपदेशः सफलो भवतीति ज्ञापनार्थः । ततः अदृश्यः सन् अस्त्रमयमाग्नेयाद्यस्त्रसमूहं कार्ष्णौ प्रद्युम्ने स्वयं विहायसि आकाश एव स्थितः वैहायसः । असुराणामन्तरिक्षेऽपि गतिरस्तीति सूचयितुं तथोक्तम् ॥२१॥

ततो मायाया भगवत्त्वात् काचित्पीडा जातेत्याह बाध्यमानोऽस्त्रवर्षेणेति ।

શ્લોકાર્થ - ૨૧ : અને તે અસુરે મયે દેખાડેલી દૈત્યોની માયાનો સારી રીતે આશ્રય કરી, આકાશમાં રહી શ્રીકૃષ્ણના પુત્ર ઉપર અસ્ત્રોનો વરસાદ કરવા લાગ્યો. (૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી : 'દૈત્યોની' વિશષણથી ભગવદપણું કહેલું છે. 'સારી રીતે આશ્રય' એટલે મનપૂર્વક ભક્તિથી સિદ્ધ થએલી અને તેની પાસેથી ગ્રહણ કરેલો ઉપદેશ સિદ્ધ થાય છે. એમ જણાવવા 'મયે દેખાડેલી' શબ્દ યોજેલ છે. પછી અદશ્ય રહી તેને શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન ઉપર આગ્નેય અસ્ત્રોનો જથ્થો નાખવા લાગ્યો. આકાશમાં રહીને અસ્ત્રોનો વરસાદ કરવા લાગ્યો. અસુરોની ગતિ અંતરિક્ષામાં પણ હોય છે. (૨૧)

પછી માયા ભગવદરૂપ હોવાથી પ્રદ્યુમ્નને પીડા થઈ તે નીચેના શ્લોકથી કહે છે.

**बाध्यमानोऽस्त्रवर्षेण रौक्मिणेयो महारथः ।**
**सत्त्वात्मिकां महाविधां सर्वमायोपमर्दिनीम् ॥२२॥**

हीनत्वं सम्पादयितुं रौक्मिणेय इत्युक्तम् । नहि कृष्णपुत्रे बाधा सम्भवतीति । तथापि महारथः क्षत्रियजातित्वेन प्राप्तसामर्थ्यः सत्त्वात्मिकां प्रतिस्पर्धिनीं विद्यारूपां तया साक्षादुपदिष्टां समाश्रित्य स्वयमप्यस्त्रमयं वर्षं मुमुचे इति सम्बन्धः ॥२२॥

ततस्तेनापि बह्यो मायाःप्रदर्शिता इत्याह तत इति ।

**ततो गौह्यकगान्धर्वपैशाचोरगराक्षसी : ।**
**प्रायुङ्क्त शतशो दैत्यः कार्ष्णिर्व्यधमयत्स ताः ॥२३॥**

पश्चैता अङ्गमायाः, तेन हि साङ्गो भगवान् सेवित इति विज्ञायते । गन्धर्वा अपि दैत्यपक्षपातिनः तेषामवान्तरभेदाः सन्तीत्याह प्रायुङ्क्त शतश इति । सर्वासामपि सकृदेव निराकरणं कृतवानित्याह । कार्ष्णिः सः पूर्वप्राप्तमायः ता व्यधमयत् ॥२३॥

ततः पौरुषद्वयेऽपि नष्टे तं मारितवानित्याह निशातमिति ।

શ્લોકાર્થ - ૨૩ : છી દૈત્યે ગુહ્યકોની, ગંધર્વોની, પિશાચોની, સર્પોની અને રાક્ષસોની માયાનો ઘણો પ્રયોગ કર્યો. તે શ્રી કૃષ્ણના પુત્રે તે માયાનો નાશ કર્યો. (૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી : આ ગુહ્યકો એટલે પાંચ પેટા માયાઓ છે. કારણ કે તેણે અંગસહિત ભગવાનની સેવા કરેલી છે. ગંધર્વો પણ દૈત્યોનો પક્ષ લેનાર છે. એટલે 'સેંકડો પ્રકારે' શબ્દ યોજેલ છે. તે એટલે 'શ્રીકૃષ્ણના પુત્રે તેમનો નાશ કર્યો' તે બધીએ માયાનો તેને નાશ કર્યો એમ કહેલ છે. (૨૩)

પછી શંબરના બંને પુરૂષાતનનો નાશ થતાં પ્રદ્યુમ્ને તેને મારી નાખ્યો. તે નીચેના શ્લોકથી કહે છે.



**निंशातमसिमुद्यम्य सकिरीटं सकुण्डलम् ।**
**शम्बरस्य शिरः कात्ताम्रश्मश्रोजसाहरत् ॥२४॥**

यथा श्येने दृष्टे पक्षिणो लीयन्ते, तथा तस्मिन् दृष्टे शम्बरो लीनो जात इतिं। निष्प्रभं तं स्वेच्छया असिमुद्यम्य किरीटकुण्डलसहितं पेरित उपरि च शोभायुक्तमदोऽपि दुर्धर्षं ताम्रश्मश्रुः ओजसा अहरत् । छित्त्वा नीतवानित्यर्थः ॥२४॥

एतत्कर्म न विगीतमिति विज्ञापयितुं देवानां सम्मानननामाह आकीर्यमाण इति ।

શ્લોકાર્થ - ૨૪ : ધારદાર તલવાર ઉંચી કરીને શંબુરનું મુંગટવાળું, કુંડલોવાળું અને લાલ દાઢીવાળું માથું બળથી કાપી નાખ્યું. (૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : જેમ બાજને દેખતાં પક્ષીઓ લીન થાય છે. તેમ તે પ્રદ્યુમ્ન દેખાતાં શંબર લીન થયો અને કાંતિવગરના થએલા તેની ઉપર પોતાની ઈચ્છાથી તલવાર ઉંચી કરીને મુંગટ અને કુંડલોવાળું અને નીચે લાલ દાઢીવાળું ભયંકર માથું બલથી કાપી લઈ ગયા એવો અર્થ છે.(૨૪)

આ કર્મ નિંદાપાત્ર ન હતું એમ જણાવવા દેવોએ તેને માન આપ્યું એમ નીચેના શ્લોકથી કહે છે.

**आकीर्यमाणा दिविजैः स्तुद्भिः कुसुमोत्करैः ।**
**भार्ययाम्बरचारिण्या पुरं नीतो विहायसा ॥२५**

आकीरणं सर्वत्र वृष्टिः । कायिके वाचनिके चोक्ते । अर्थान्मानसिकमुक्तमिति सर्वथा देवानामादर उक्तः । ततो मामावत्या अम्बरचारिण्या विहायसा आकाशमार्गेण प्रद्युम्नो द्वारकां नीतः । आदौ भगवद्गृहे पुत्रत्वे सिद्धे पश्चादन्यत्र पुत्रत्वं सिध्यत्विति । पुरशब्देन अन्तःपुरमप्युच्यते । कृष्णान्तःपुरं नीतवती प्रद्युम्नस्य परिज्ञापनार्थम् ॥२५॥

**अन्तःपुरवरं राजन्ललनाशतसंकुलम् ।**
**विवेश पत्न्या गगनाद्विधुतेव बलाहकः ॥२६॥**

अन्तःपुरेषु वरम् । ललनाशतैः संकुलम् । विधुतेव बलाहक इति शोभा दोषाभावश्चोक्तः । आकाशमार्गेण प्रवेशे विचारोऽपि न जातः । आधिदैविकास्तु जानन्तीति न विरोधं कुर्वन्ति । पत्न्या सह प्रवेशात् लौकिकोऽपि न दोषः ॥२६॥

ततोऽन्तःपुरं प्रविष्टस्य विचारमाह तं दृष्ट्वेत्यष्टभिः ।

*શ્લોકાર્થ - ૨૫-૨૬ : હે રાજન ! સ્તુતિ કરતા દેવો વડે, પુષ્પોના ઢગલાથી વૃષ્ટિ કરાતા આકાશમાં ફરનારી પત્નીથી અકાશમાર્ગે પુરમાં આણેલા પ્રદ્યુમ્ને, આકાશમાંથી જેમ વિજળી પ્રવેશ કરે તેમ પત્ની સાથે સેંકડો સ્ત્રીઓથી ભરપુર અન્તઃપુરમાં પ્રવેશ કર્યો. (૨૫-૨૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : સર્વ તરફથી વૃષ્ટિ કાયાથી થતી અને વાણીથી થતી પછી મનથી થતી સ્તુતિ કરી. સર્વ પ્રકારે દેવોએ આપેલું માન જણાવ્યું. આકાશમાં ફરતી માયાવતી આકાશમાર્ગે પ્રદ્યુમ્નને દ્વારકાં લઇ ગઇ. 'પુર' શબ્દથી અન્તઃપુર કહેલું છે. પ્રદ્યુમ્નને ઓળખવા માટે શ્રીકૃષ્ણના અન્તઃપુરમાં લઇ ગઇ.(૨૫)

તે અન્તઃપુર ઉત્તમ તેમ જ સેંકડો સ્ત્રીઓથી ભરપુર હતું. જેમ 'આકાશમાં વીજળી સાથે મેઘ' શબ્દોથી પ્રવેશ સૂચવે છે. માણસોને તે પ્રવેશ કરે છે એવો

વિચાર પણ થયો નહિ હોય આધિદૈવિકો તો પ્રદ્યુમ્ન ભગવાનના પુત્ર છે. તે જાણે છે તેમને પ્રવેશનો વિરોધ કર્યો નહિ. પત્ની સાથે પ્રવેશ કર્યો. (૨૬)

પછી નીચેના શ્લોકથી આંરભી આઠ શ્લોકથી અન્તઃપુરમાં પ્રવેશ કરેલો પ્રદ્યુમ્નના સંબંધમાં કરેલા વિચાર કહે છે. ત્રણ શ્લોકથી સ્ત્રીઓના વિચાર અને પાંચ શ્લોકથી રૂકિમણીના વિચાર કહે છે.




**तं दृष्ट्वा जलदश्यामं पीतकौशेयवाससम् ।**
**प्रलम्बबाहुं ताम्राक्षं सुस्मितं रुचिराननम् ॥२७॥**
**अलंकृतमुखाम्भोजं नीलवक्रालकादिभिः ।**
**कृष्णं मत्वा स्त्रियो ह्रीता निलिल्युस्तत्र तत्र ह ॥२८॥**
**अवधार्य शनैरीषद्वैलक्षण्येन योषितः ।**
**उपजग्मुः प्रमुदिताः सस्त्रीरत्नं शुचिस्मिताः ॥२९॥**

सर्वासां त्रिभिर्विचारः, रुक्मिण्याः पञ्चभिः । साधारणीनां विचारे हेतुं वक्तुं प्रथमतो मोहमाह । अन्तःपुरे यावन्तो जनाः, सुतरां स्त्रियः, तं प्रद्युम्नं भगवत्सदृशं दृष्ट्वा, कृष्णं मत्वा, प्रथमतः ह्रीताः लज्जिताः सत्यः कृष्णस्य स्त्रियो निलिल्युः । ता हि स्वच्छन्दं क्रीडमानाः स्थिता । अतो भगवान् दृष्टवानिति लज्जा । भगवत्समानतां वक्तुं विशेषणान्याह जलदश्याममित्यादिना । भगवान् षड्गुणसहितः, स्वयमयमपि सप्तधा समान इति । श्रीवत्सकौस्तुभौ विना अन्यस्योपलक्षणं वर्णनम् । जलदश्याममिति रूपतुल्यता । आकृतिस्तु पुत्रत्वादेव समाना भवति । पीतपट्टाम्बररमिति परिच्छदतुल्यता । प्रलम्बबाहुमिति स्त्रीणां सम्यक् ज्ञातावयवतुल्यता । ताम्राक्षमिति अनौचित्यात् क्रुद्ध इव स ज्ञातः इदं वैलक्षण्यमग्रे वक्ष्यति । सुस्मितमिति । तासां भाव्यो धर्मः । रुचिरमाननमिति सर्वोत्कृष्टशोभा । अलङ्कृतं मुखाम्भोजं यस्य । नीलैर्वक्रैरलकादिभिः, आदिशब्देन कुण्डलकिरीटादिभिः, किंबहुना भगवदीया सर्वा सामग्री ग्राह्या । मुखं हि सर्वेषां भेदजनकम् । तदेव तुल्यं जातमिति भ्रमो युक्तः । यत्र कचिल्लीना इति निलीय दर्शनं सम्भवतीति निरूपितम् । ततो जिज्ञासायां भगवतः

किञ्चिदाधिक्यं श्रीवत्सादिकं च दृष्ट्वा ईषद्वैलक्षण्येन साक्षाद्भगवानयं न भवतीति निश्चित्य, तत्तुल्यत्वेन तदीयत्वं च निश्चित्य, पुत्र एवायं भविष्यतीति प्रमुदिताः सत्यः स्त्रीरत्नसहितं तं द्रष्टुं सर्वा एव योषितः समागताः । शुचि स्मितं यासामिति तासां भावान्तरं निवारितम् ॥२९॥

तत्र रुक्मिण्यपि समागता, तासां तस्याश्च पूर्वोक्ता धर्मास्तुल्याः । विशेषं वक्तुं प्रक्रियान्तरमारभते अथेति ।

શ્લોકાર્થ - ૨૭-૨૮-૨૯ : તેને મેઘના જેવો શ્યામ પીળા રેશમી વસ્ત્રોવાળો, લાંબા બાહુવાળો, લાલ નેત્રવાળો, સુંદર સ્મીતવીળો, સુંદર મુખવાળો, કાળા વાળથી શોભતો, મુખ કમળવાળો જોઈને શ્રીકૃષ્ણ માનીને સ્ત્રીઓ લજ્જા પામીને જ્યાં ત્યાં સંતાઈ ગઈ. ધીરેધીરે થોડા ભેદથી આ શ્રીકૃષ્ણ નથી એવો નિશ્ચય કરી આનંદ પામી, પવિત્ર હાસ્યવાળી સ્ત્રીઓ તેની પાસે ગઈ. (૨૭-૨૮-૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : આરંભમાં સ્ત્રીઓનો મોહ કહે છે. અન્તઃપુરમાં જેટલા માણસો અને ખાસ કરીને સ્ત્રીઓ હતી.તેમને પ્રદ્યુમ્નને ભગવાન જેવો જોઈને શ્રીકૃષ્ણ માનીને લજ્જા પામી અને સંતાઈ ગઈ. કારણ કે તેઓ પોતાની ઈચ્છા પ્રમાણે ક્રીડા કરતી હતી. તેથી ભગવાન હમોને જોઈ ગયા માની લજ્જા પામી. પ્રદ્યુમ્ન ભગવાનની સમાન હતો એમ કહેવા 'મેઘના જેવો શ્યામ' વિગેરે વિશેષણો કહેલ છે. ભગવાન પોતે છ ગુણો સહીત સાત થાય છે અને આ પ્રદ્યુમ્ન પણ સાત પ્રકારે સમાન છે. શ્રીવત્સ અને કોસ્તુભ વિના બીજુ બધું વર્ણન છે. 'મેઘના જેવો શ્યામ' વિશેષણથી રૂપનું સમાનપણું આકૃતિ પણ સમાન હતી. (૨) 'પીળા રેશમી વસ્ત્રોવાળો' આથી વસ્ત્રોનું સમાનપણું (૩) લાંબા બાહુવાળો વિશેષણથી અવયવનું સમાનપણું (૪) લાલ નેત્રવાળા વિશેષણથી સ્ત્રીઓની પોતાની ઈચ્છા પ્રમાણે ક્રીડારૂપ અયોગ્યતાને લીધે ક્રોધવાળા હોય તેવા (૫) સુંદર સ્મીતવાળો વિશેષણથી ગુણ કહેલ છે. (૬) સુંદર મુખવાળો વિશેષણથી શોભા કહેલ છે. (૭) કાલા વાંકા વાળથી શોભતું મુખકમળ જેમનું વિશેષણથી મુગટ અને કુંડલ વિગેરે જણાવે છે. વધારે લખવાનથી શું? આ શબ્દથી ભગવાનની બધીએ સામગ્રી જાણવી. મુખ જ

સમાન છે તેથી ભ્રમ થાય એ યોગ્ય જ છે. સંતાઈ રહીને દર્શન કરવાનું સંભવે છે. તેથી 'જયાંત્યાં' સંતાઈ ગઈ એમ કહેલું છે.

શ્રીવત્સ અને કૌસ્તુભ ગુણ ભગવાનમાં ધારે છે. તેવા ભેદને લીધે 'આ સાક્ષાત ભગવાન નથી' એવો નિશ્ચય કરી તેની સમાનતાને લીધે તેમનાં પુત્ર છે. એવો નિશ્ચય કરીને આનંદ પામીને ઉત્તમ સ્ત્રી સાથે તેને જોવાને બધી સ્ત્રીઓ આવી. 'પવિત્ર હાસ્ય છે જેનું 'વિશેષણથી તેઓમાં બીજો કોઈ ભાવ ન હતો. (૨૭-૨૮-૨૯)

ત્યાં રૂકિમણી પણ આવી.તેનો ગુણ કહેવા માટે નીચેના શ્લોકથી જુદી રીતે આરંભ કરે છે.




**अथ तत्रासितापाङ्गी वैदर्भी वल्गुभाषिणी ।**
**अस्मरत्स्वसुतं नष्टं स्नेहस्नुतपयोधरा ॥३०॥**

भगवत्पुत्रो भवतीति सम्भावनया सिद्धम् । तासां त्वस्मत्पुत्रो न भवतीति निश्चयः ।अस्यास्तु सन्देह इति भिन्नः प्रक्रमः । ननु पुत्रत्वे निर्धारिते पश्चात्स्वस्याः अन्यस्या वेति विचारो युक्त इत्याशङ्क्य, भगवत्पुत्रत्वं निर्धारयितुं एकहेलया स्वस्या अपि प्रथमतः साद्दश्यं ज्ञातवतीत्याह । तत्र स्त्रीसमूहे, असितापाङ्गी शोभनदर्शना, असिते कृष्णे वा उपाङ्गौ यस्या इति, तेन ज्ञानद्दष्टिरस्याः अन्यापेक्षया विलक्षणेति इयमेव साद्दश्येन पुत्रं स्मृतवती, यतो वैदर्भी अत्यन्तं भक्ता । अन्तःकरणदेहयोः उत्तमत्वमुक्त्वा मध्ये वाचोऽप्युत्तमतामाह । अन्यथा कायवाङ्मनसां एकमतुल्यं स्यादिति । वल्गु भाषत इति वल्गुभाषिणी । साद्दश्येन संस्कार उद्बुद्ध इति स्वसुतं नष्टमस्मरत् । यद्यप्यत्यन्तशिशोः स्थूलस्यापि नावयवादिसाधारण्यम्, तथापि तस्याः त्रिविधोऽप्युत्कर्ष उक्त इति ताद्दशस्यैव वृद्धावयं भावो भवतीति निश्चित्य स्वसुतं नष्टमस्मरत् । स्नेहेन स्नुतौ पयोधरौ यस्या इति । आधिभौतिकस्य देहस्य आधिदैविकस्यापि तत्सम्पादकस्य संवादो निरूपितः ॥३०॥

एतदीयाश्चत्वरो धर्मा निरूप्यन्ते । आन्तर एको, बाह्यस्त्रय : । आदौ परिदृश्यमानं सम्भावयति को न्वयमिति ।

<u>શ્લોકાર્થ -૩૦:</u> પછી ત્યાં શ્યામ કટાક્ષવાળી, મધુર બોલનારી, વૈદર્ભીએ ગૂમ થએલા પોતાના પુત્રનું સ્મરણ કર્યું અને સ્નેહને લીધે તેના સ્તનો ઝરવા લાગ્યા. (૩૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> :- પ્રદ્યુમ્ન ભગવાનનો પુત્ર છે. એમ અનુમાનથી સિદ્ધ થયું. બીજી સ્ત્રીઓને આ 'અમારો પુત્ર નથી' એમ નિશ્ચય થયો. રૂકિમણીને સંદેહ હોવાથી જુદીરીતે વાત કરે છે.

પુત્ર છે એ નક્કિ થતાં તે બીજાનો પુત્ર છે એવો વિચાર યોગ્ય નથી. ભગવાનનો પુત્ર છે એમ નિશ્ચય કરવા માટે પોતાના જેવા ગુણ તેને પ્રદ્યુમ્નમાં જોયા. 'ત્યાં' એટલે સ્ત્રીઓના સમુહમાં વૈદર્ભી હતી. તેની જ્ઞાનદષ્ટિ જુદા પ્રકારની હોવાથી પોતાના ગૂમ થએલા પુત્રનું સ્મરણ થયું. વૈદર્ભી અત્યંત ભકત હતી. અંતઃકરણ અને દેહનું ઉત્તમપણું કહીને મધુર બોલનારી એ વિશેષણથી વાણીનું પણ ઉત્તમપણું બતાવ્યું.

સમાનપણાને લીધે સંસ્કાર જાગૃત થયો. તેથી ગૂમ થએલા પુત્રનું સ્મરણ થયું. જોકે ઘણા જ નાના બાળક અને મોટા થએલામાં સમાનતા હોતી નથી. છતાં પણ નાનો બાલક જ મોટો થતાં આવો થાય એવો નિશ્ચય કરીને તેના પોતાના ગૂમ થએલા પુત્રનું સ્મરણ કર્યું.

'સ્નેહને લીધે ઝરતાં છે સ્તનો જેના' એ વિશેષણથી આધિભૌતિક દેહનું અને પ્રાપ્ત થતા આધિદૈવિક દેહનું પણ સમાનપણું કહેલું છે. એક અંદરનો બહારના ત્રણ એમ ચાર ગુણો કહ્યા. (૩૦)

**को न्वयं नरवैदूर्यः कस्य वा कमलेक्षणः ।**
**धृतः कया वा जठरे केयं लब्धा त्वनेन वा ॥३१॥**

नु इति वितर्के । अयं कः, देवादिषु मध्ये क इत्यर्थः । वैडूर्यमणिः श्यामपीतो भवति । अयं नीलमेघश्यामोऽपि तया सहितस्तत्कान्त्या वैडूर्यतुल्यो जातः । वैडूर्यमणिश्चेत्, नराकारः सहज एवोत्पन्नो भवेत् । सोऽपि चेतनो भवेत्, तदा प्रद्युम्नतुल्यः स्यादिति मत्वाह नरवैडूर्य इति । ननु कस्यचिद्वंशे एतादृशा

एवोत्पद्यन्ते, यथा देशविशेषे पाषाणा हीरकरूपा भवन्ति, तस्मान्नाश्चर्यमिति चेत्, तत्राह कस्य वेति । को वा एतादृशः यस्यायं पुत्रो भवेत् । कमलेक्षणत्वान्न स्थावरस्य । स्त्रिया अपि भावोऽस्मिन् दृश्यत इति न स्थावराज्जातः । नापि मानसः नापि केवलात् पुरुषात् । अतः का वा तादृशपुरुषयोग्येति तां भावयति कया वा जठरे धृत इति । अस्तु वा इयं भार्या एतद्योग्या, कथमनेनोपलब्धत्याह केयं लब्धेति । अनेनापि इयं का लब्धा । वेत्यनादरे । रुक्मिणीहृदये सा न सम्यग्मातीति । पूर्वजन्मसम्बन्धिनीति ॥३१॥

एतद्दर्शनेन स्वपुत्रस्मरणात् सादृश्यमेव स्मारकमिति सादृश्यमुपपादयति ।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *આ ઉત્તમ પુરૂષ કોણ હશે? કમળ જેવા નયનવાળો કોના પુત્ર હશે? કોને જઠરમાં ધારણ કરેલો હશે? આને કંઇ સ્ત્રી પ્રાપ્ત કરી? (૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> :- 'નુ' શબ્દ તર્ક જણાવવા યોજેલ છે. આ કોણ એટલે દેવો પૈકી કયો દેવ? એવો અર્થ છે. વૈડુર્યમણિ પુરૂષના આકારવાળો કુદરતી જ ઉત્પન્ન થયો હોય અને તે પણ ચેતન હોય તો પ્રદ્યુમ્ન જેવો થાય. તેથી 'ઉત્તમ પુરૂષ' શબ્દ યોજેલ છે.

જેમ અમુક દેશોમાં હીરારૂપ પત્થરો થાય છે. તેમ કોઇના વંશમાં આવા પુરૂષ ઉત્પન્ન થાય છે. કમળ જેવા નયનોવાળો કોનો પુત્ર હશે? એમ કહેલ છે. એવા કોણ હશે જેનો આવો પુત્ર હોય? કમળ જેવા નયનોવાળો હોવાથી સ્થાવર પદાર્થનો પુત્ર નથી. મનમાંથી પણ ઉત્પન્ન થએલો નથી અને પુરૂષથી પણ ઉત્પન્ન થએલો નથી. કંઇ સ્ત્રીએ કોણે જઠરમાં ધારણ કરેલ હશે? ધારણ કરેલ હશે. અથવા આ રતિ તેને યોગ્ય ભલે હોય પણ તેને પ્રાપ્ત કેવી રીતે કરી? આને આ કંઇ પ્રાપ્ત કરી શબ્દોથી કહેલ છે. 'વા' શબ્દ તિરસ્કાર દર્શાવવા યોજેલ છે. કારણ કે રૂકિમણીના હૃદયમાં તે રતિ સારી જણાતી નથી. કારણ કે તે પૂર્વ જન્મના સંબંધવાળી જણાતી હતી. (૩૧)

આ પ્રદ્યુમ્નને જોઇ પોતાના પુત્રનું સ્મરણ થયું તે હવે કહે છે.

**मम चाप्यात्मजो नष्टो नीतो यः सूतिकागृहात् ।**
**एतत्तुल्यवयोरूपो यदि जीवति कुत्रचित् ॥३२॥**



मम चापीति । यथा कस्याश्चिदयं पुत्रः, एवं ममापि पुत्रः एतादृशो भवतीति । आत्मज इति गर्भाज्जातः । भिन्नतया विद्यमानं चारुदेष्णमन्यं वा तुल्यतया निरूपयतीत्याशङ्क्य व्यावर्तयति नष्ट इति । तर्हि मृतस्य कथं तुल्यतेत्याशङ्क्याह नीत इति । अयं नाशः अदर्शनार्थः । सूतिकागृहादित्यनिर्देश एव केनचिन्नीतः । तर्हि कथं रक्षसा घातकेनान्येन वा नीतः । तुल्यो भविष्यतीति चेत्, तत्राह यदि जीवति कुत्रचिदिति। तदा एतत्तुल्यं वयो रूपं च यस्य तादृशो भवेत् । एतावता स्वपुत्रस्य सम्भावनजीवितस्य एतत्तुल्यता निरूपिता ॥३२॥

अतः परं भेदं निराकृत्य स एवायं भवितुं युक्त इति विशेषं निरूपयति द्वाभ्याम् ।

*શ્લોકાર્થ - ૩૨: મારો પણ પુત્ર જેને સુવાવડીના મકાનમાંથી લઈ જવામાં આવેલ તે ગૂમ થએલો છે. સુવાવડીના મકાનમાંથી લઈ જવામાં આવેલ તે ગૂમ થએલો છે. જો તે કયાંય પર જીવતો હોય તો આની સમાન વય અને રૂપવાળો હોય. (૩૨)*

ભાવાર્થ, સુબોધિનીજી :- આ કોઈ સ્ત્રીનો પુત્ર છે તેમ મારો પણ આવો જ છે તે 'આત્મન' શબ્દથી કહેલું છે. તે 'ગૂમ થએલો' વિશેષણથી બીજા પુત્રની સમાનતાને દૂર કરે છે. ત્યારે મરણ પામેલામાં સમાનપણું કયાંથી હોય? એવી શંકા થાય તેથી 'લઈ જવામાં આવેલ' વિશેષણ યોજેલ છે. સુવાવડીના મકાનમાંથી શબ્દથી દશ દિવસનો થયા પહેલાં તેને લઈ ગએલ છે. ત્યારે રાક્ષસ તેને લઈ ગએલ હોય તો આની સમાન કેમ હોઈ શકે? એવી શંકા થાય તેથી 'તે કયાંક પણ જીવતો હોય' શબ્દો યોજેલ છે. 'આની સમાન વય અને રૂપ છે જેનાં' શબ્દથી તે જીવતો હોવાનું સંભવે છે. તેથી પોતાના પુત્રને આની સમાન કહ્યો. (૩૨)

અહીં નીચેના બે શ્લોકથી તે આજ હોવાનું યોગ્ય છે તે કહે છે.

**कथं त्वनेन संप्राप्तं सारूप्यं शार्ङ्गधन्वन : ।**
**आकृत्यावयवैर्गत्या स्वरहासावलोकनै : ॥३३॥**
**स एव वा भवेन्नूनं यो मे गर्भे धृतोऽर्भकः ।**
**अमुष्मिन्प्रीतिरधिका वामः स्फुरति मे भुज : ॥३४॥**

कथं त्वनेनेति । अस्तु वा अयुमुत्तमः । तथापि शार्ङ्गधन्वनः सारूप्यं तदपुत्रत्वे कथमनेन संप्राप्तम् । शार्ङ्गधन्वन इत्येन ज्याधातः भगवतो निरूपिताः । ते अस्मिन्नपि दृश्यन्त इति कायवाङ्मनोभिस्तुत्य इति । समानान् षड्धर्मानाह आकृत्या अवयवैः गत्येति । अवयवावयविकार्याणि तुल्यानि निरुपितानि । स्वरो वाचिकः, हासावलोकनं मानसं भावसूकमिति । एतत्तु भेदे न घटत इति स एवायं वा भविष्यतीति संभावयति । नूनं निश्चयेन । यो भगवत्पुत्रः, तत्रापि यो मया गर्भे धृतः । ननु भगवाननेकपत्नीक इति द्वीपान्तरे देशान्तरे वा भगवतः सकाशात्कस्यांचिज्जातो भवतु, ततः सर्वमुपपद्यत इति, कथं त्वया जठरे धृतो भविष्यतीत्याशङ्क्याह वामः स्फुरति मे भुज इति । वामभुजस्फुरणमत्यन्तप्रियस्य समालिङ्गनं सूचयति । येन परमानन्दो भवति, तादृशः पुत्र एव ॥३४॥

एवं तस्मिन् स्वपत्रत्वं निश्चित्यापि सम्यक् लोकतोऽपरिज्ञाने तथा व्यवहारः कर्तुन शक्यत इति संदिहाना इव स्थिता । ततो भगवान् निश्चयार्थ सर्वैः सह समागत इति वदति एवमिति ।

*श्लोकार्थ - ૩૩-૩૪ : આકાર, યવયવો, ગતિ, સ્વર, હાસ્ય અને દષ્ટિમાં આને શાંર્ગ ધનુષ્યવાળાનું સમાનપણું કેવી રીતે પ્રાપ્ત થયું? અથવા જે બાળક મારા ગર્ભમાં ધારણ કરાએલો તેજ આ નક્કિ હોવો જોઈએ. આની ઉપર મારી ઘણી પ્રિતિ થાય છે. મારો ડાબો હાથ ફરકે છે. (૩૩-૩૪)*

ભાવાર્થ, સુબોધિનીજી :- આ ભલે ઉત્તમ હોય છતાં પણ શાંર્ગધનુષ્યવાળાનો પુત્ર ન હોય તો આને સમાનપણું કેવી રીતે પ્રાપ્ત કર્યુ? શાંર્ગ ધનુષ્યવાળા શબ્દથી ભગવાનના ચિન્હો જાણાવેલાં છે. આ ચિન્હો તેનામાં છે એમ કહેલું છે. આકાર, અવયવો, ગતિ વિગેરે છ ગુણો કહેલા છે. અવયવો અને અવયવવાળા દેહના કાર્યો સરખાં જાણાવેલા છે. કારણ કે સ્વર વાણીનું કાર્ય છે. હાસ્ય દષ્ટિ લાગણી સૂચવવાનું મનનું કાર્ય છે. જો આ તેમના પુત્રથી જુદો હોય તો આ સંભવતું નથી. 'નૂનમ' એટલે નક્કિ આ ભગવાનનો પુત્ર જ છે. જે મેં ગર્ભમાં ધારણ કરેલો તેજ આ હોવો જોઈએ.

ભગવાનને ઘણી સ્રીઓ છે. કોઈ બીજા દેશ અગર દ્વિપમાં બીજી સ્રીથી ઉત્પન્ન થએલો હશે. તો તેં ગર્ભમાં ધારણ કરેલો કેમ હોઈ શકે? એવી શંકામાં

'મારે ડાબો હાથ ફરકે છે' એમ કહેલ છે. ડાબા હાથનું ફરકવું પરમ આનંદ થાય તેનું સૂચન કરેલ છે. તે ઘણો પ્રિય પુત્ર જ છે. (૩૪)

એવી રીતે તે પોતાના જ પુત્ર છે એવો નિશ્ચય કરેલો હોવા છતાં લોકને જ્ઞાન થાય નહિ ત્યાંસુધી તે પ્રકારે વ્યવહાર થાય નહિ તેથી ભગવાન નિર્ણય કરવા ત્યાં પધાર્યા તે હવે કહે છે.

**एवं मीमांसमानायां वैदर्भ्यां देवकीसुतः ।**
**देवक्यानकदुन्दुभ्यामुत्तमश्लोक आगमत् ॥३५॥**

यतोऽयं देवकीसुतः भक्तहितकारी, सुतरां स्त्रीणाम्, रुक्मिणी च भक्ता, सा च मीमांसमाना क्लेशेनैवं स्थिता । अतस्तद्दुःखनिराकणार्थं पुत्रत्वेन स्वीकारे पित्रादयः प्रयोजका इति देवक्या आनकदुन्दुभिना च सहितः समागतः । यतोऽयमुत्तमश्लोकः । अन्यथा वाच्यता भवेदिति । अत्र भीतिपतितं अक्षरच्युतकालङ्कारं बोधयति । यथा राक्षो रक्ताक्ष इति । अयं च पुत्रः च्युत एव स्थानात्पुनः प्राप्त इति सूचयितुं आ सर्वैः सह अगमत् ॥३५॥

आगत्यापि स्वयं कथने बहिर्मुखाः लोभं संपादयेयुरिति तूष्णी स्थित इत्याह विज्ञातार्थोपीति ।

<u>શ્લોકાર્થ -૩૫ :</u> *વૈદર્ભી એ પ્રકારે વિચાર કરતી હતી ત્યારે દેવકીજી અને આનકદુંદુભિ સાથે, ઉત્તમ પુરૂષો જેની સ્તુતિ કરે છે તેવા દેવકી પુત્ર પધાર્યા. (૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :-</u> કારણ કે આ દેવકીપુત્ર ભકતોનું અને ખાસ કરી તે સ્રીઓનું હિત કરનારાછે અને રૂકિમણી ભકત હતી. અને આવા વિચારથી દુઃખી હતી. તેનું દુઃખ દૂર કરવા અને પુત્રનો સ્વીકાર કરવા માતા અને પિતા એટલે દેવકી અને વસુદેવ સાથે ભગવાન ત્યાં પધાર્યા કારણ કે આ ભગવાન ઉત્તમ પુરૂષો જેની સ્તુતિ કરે છે તેવા છે. તે પધાર્યા કારણ કે તેમ ન કરે તો લોકમાં નિંદા થાય. જેમ રાક્ષસોને રકતાક્ષ કહેવાય છે.અક્ષર ચ્યુતક અલંકાર કહીને જણાવે છે કે આ પુત્ર પોતાના સ્થાનથી પડેલો જ હતો અને

ફરીથી પ્રાપ્ત થયો. ભગવાન બધાની સાથે પધાર્યા.

પધાર્યા પછી ભગવાન પોતે આ મારો પુત્ર છે એમ કહે તો બહિર્મુખો લોભી કહે તેથી ભગવાન શાંત રહ્યા તે કહે છે. (૩૫)




**विज्ञातार्थोऽपि भगवांस्तूष्णीमास जनार्दनः ।**
**नारदोऽकथयत्सर्वं शम्बराहरणादिकम् ॥३६॥**

ज्ञाने भगवानिति हेतुः । तूष्णीभावे जनार्दन इति । सहि जनानामविद्यामर्दयतीति । निन्दायां तु तेषामविद्या न गमिष्यतीति । तदा भगवदिच्छया नारदः समागत्योक्तवानित्याह नारदोऽकथयत्सर्वमिति । स्वकृतमेवेति दोषपरिहारोऽप्यनेन कृतः । शम्बरस्य आहरणमारभ्य समागमनपर्यन्तं सर्वमुक्तवान् ॥३६॥

नारदावाक्यं सर्वेषामेव संमतम्, ततः सर्वैरङ्गीकर्तव्यमिति सापत्यात् कृष्णस्त्रियो रुक्मिणीव्यतिरिक्ता : प्रथममङ्गीकृतवत्य इत्याह तच्छ्रुत्वेति ।

*શ્લોકાર્થ - ૩૬ : ભગવાન જનાર્દને વૃતાંત જાણેલ હોવા છતાં શાંત રહ્યા. શંબરે કરેલ હરણ વિગેરે સર્વ વૃતાંત નારદે કહ્યો. (૩૬)*

ભાવાર્થ, સુબોધિનીજી :- શ્રીકૃષ્ણને જ્ઞાન હોવાનું કારણ 'ભગવાન' શબ્દથી કહેલ છે. શાંત રહેવાનું કારણ 'જનાર્દન' શબ્દથી કહેલ છે. કારણ કે જે અવિદ્યાનો નાશ કરે છે. તે સમયે ભગવાનની ઈચ્છાથી નારદે આવીને વૃતાંત કહ્યો. આ નારદે કહેલું તેથી તેણે પોતાનો દોષ પણ દૂર કર્યો.નારદનું વાકય બધાએ માન્ય રાખ્યું.(૩૬)

આ બધાએ તે સ્વીકારવું જોઈએ. બીજી પત્નીઓ શોકો હોવાથી તેમને પહેલાં સ્વીકાર્યું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**तच्छ्रुत्वा महदाश्चर्यं कृष्णान्तःपुरयोषितः ।**
**अभ्यनन्दन्बहून्नब्दान्नष्टं मृतमिवागतम् ॥३७॥**

राजस्य एताः । महदाश्चर्य श्रुत्वेति । कथं मत्स्यभक्षितस्य जीवनम्, संपूर्णावयवत्वं च, कथं वा विशसने अक्षतत्वम्, समुद्रप्रक्षेपे वा अमरणमिति । तासामनङ्गीकारे बाधकमाह कृष्णान्तःपुरयोषित इति । स्वस्याप्येवं पुत्रस्य नयने अन्या अप्यङ्गीकारं न कुर्युरिति भावः । अभ्यनन्दन् । अयं पुत्रो भवति अस्माकमिति । सापत्यभावेन दोषदर्शिन्यो न जाताः । किञ्च । परमस्नेहेन अभितः आनन्दयुक्ता अपि जाताः । तत्र हेतुः । बहूनब्दान् बहुवर्षपर्यन्तं नष्यमदृष्टमिति । अत्यन्तसंयोगे द्वितीया । न केवलं चिरकालदर्शनमेव तत्र हेतुः, किन्तु मृतश्चेदायाति शीघ्रमेव, तदापि महानानन्दो भवतीति, मृतं पश्चात्सत्वस्थमागतं यथा सादरं लोकाअभिनन्दनं कुर्वन्ति । देहे विद्यमान एव जीवने अभिनन्दनम् ॥३७॥

सात्त्विकानामभिनन्दनमाह देवकीति ।

*શ્લોકાર્થ - ૩૭ : તે ઘણું આશ્ચર્યકારક વૃતાંત સાંભળીને શ્રીકૃષ્ણના અંત:પુરથી સ્ત્રીઓએ ઘણા વર્ષોથી ગૂમ થએલા મરેલા પાછા આવેલાની પેઠે બાળકનું અભિનંદન કર્યું. (૩૭)*

ભાવાર્થ, સુબોધિનીજી :- આ રાજસી સ્ત્રીઓ હતી. માછલાંએ ગળેલા કેમ જીવતો રહ્યો? સંપૂર્ણ અવયવવાળો રહ્યો? વળી માછલું કપાતાં કેમ ઘવાયો નહિ? સમુદ્રમાં નાખવાં છતાં કેમ મરણ ન પામ્યો? એ બધું આશ્ચર્યકારક વૃતાંત સાંભળીને અભિનંદન કર્યું. 'શ્રીકૃષ્ણના અંતપુરની સ્ત્રીઓએ' શબ્દથી તેઓ પ્રદ્યુમ્નને પુત્ર તરીકે સ્વીકારે નહિ. તે હરકત જણાવી છે. તેમના પોતાના પુત્રને પણ એવી રીતે લઇ જવામાં આવે તો બીજીઓ પણ તેનો સ્વીકાર કરે નહિ એવો ભાવ છે.

આ મારો પુત્ર છે. એમ અભિનંદન કર્યું. ઘણા સ્નેહને લીધે સંપૂર્ણ પ્રકારે આનંદવાળી થઇ. તેનું કારણ 'ઘણા વર્ષોથી ગૂમ થએલો એટલે નહિ જોએલો' વિશેષણથી કહેલું છે. આનંદવાળા થવામાં ઘણા સમયે જોવો તેજ કારણ નથી. પણ મરણ પામેલો જો તુરત પાછો આવે તો ઘણો આનંદ થાય છે. એવો અર્થ છે. મરેલા અને પછી સ્વસ્થ પાછા આવેલાનું લોકો માનપૂર્વક અભિનંદન કરે છે. દેહની હયાતી હોય ત્યારે જ જીવતું હોય તેનું અભિનંદન થાય છે. (૩૭)

નીચેના શ્લોકથી સાત્વિકોએ અભિનંદન કરેલ જણાવે છે.

**देवकी वसुदेवश्च कृष्णरामौ तता स्त्रियः ।**

**दम्पती तौ परिष्वज्य रुक्मिणी च ययुर्मुदम् ॥३८॥**



तथा स्त्रियः सात्त्विक्यः तौ दम्पती मायावती प्रद्युम्नश्च परिष्वज्य पुत्रत्वात् पुत्रवधूत्वाच्च मुदं ययुः । रुक्मिणी चेति भिन्नतया निरूपणं सर्वेषां यावत्सुखं तावदेकस्या एव जातमिति ज्ञापनार्थम् ॥३८॥

साधारणानां तामसानां सम्मतिमाह **नष्टं प्रद्युम्नमायातमिति।**

नष्टं प्रद्युम्नमायातमाकर्ण्य द्वारकौकसः ।

*શ્લોકાર્થ - ૩૮ : દેવકીને વસુદેવ, શ્રીકૃષ્ણ અને બલભદ્ર તેમજ સ્ત્રીઓ અને રૂકિમણી તે પતિપત્નીને ભેટીને આનંદ પામ્યા. (૩૮)*

ભાવાર્થ, સુબોધિનીજી :- સાત્વિકે સ્ત્રીઓ 'તે પતિપત્નીને' એટલે પુત્ર અને પુત્રવધુને પ્રદ્યુમ્ને અને માયાવતીને ભેટીને આનંદ પામ્યાં. બધાને જેટલું સુખ થયું તેટલું એકલી રૂકિમણીને થયું. (૩૮)

નીચેના શ્લોકથી તામસ પુરૂષોની સંમતિ જણાવે છે.

**नष्टं प्रद्युम्नमायातमाकर्ण्य द्वारकौकसः ।**

**अहो मृत इवायातो बालो दिष्टयेति हाब्रुवन् ॥३९॥**

तेषां विपरीतभावभावाय वचनमाह अहो मृत इवायात इति । लौकिकभाषायामश्लीलवचनं न दोषाय । हेत्याश्चर्ये । अहो इति च । गमनागमनयोरु भयत्राश्चर्यमाह ॥३९॥

कामस्य महता प्रयासेन देहग्रहणे फलं जातं नवेति सन्देहं निराकर्तुमाह यं वै मुहुरिति ।

*શ્લોકાર્થ -૩૯ : અહો ! ગુમ થએલા પ્રદ્યુમ્નને પાછો આવેલો સાંભળીને દ્વારકાંના રહેવાસીઓએ કહ્યું. અહો ! મરેલો પાછો આવે તેમ આપણા ભાગ્યથી બાળક પાછો આવ્યો. (૩૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> :- તેમને ઉલ્ટો વિચાર આવ્યો ન હતો. અહો ! મરેલો પાછો આવે એમ તેમનું વચન છે. લૌકિક ભાષામાં અસભ્ય વચનથી દોષ થતો નથી. 'અહો' શબ્દ આશ્ચર્ય દર્શાવવા યોજેલ છે. પ્રદ્યુમ્નનું ગૂમ થવું અને પાછા આવવું બેને આશ્ચર્યકારક છે એમ કહેલ છે. (૩૯)

કામે ઘણા પ્રયાસથી દેહ પ્રાપ્ત કર્યો. તેનું ફલ પ્રાપ્ત થયું કે નહિ એ સંદેહ દૂર કરવા નીચેનો શ્લોક કહે છે.

**यं वै मुहुः पितृसरूपनिजेशभावास्तन्मातरो यदभजन् रहरूढभावाः ।**
**चित्रं न तत्खलु रमास्पदबिम्बबिम्बे कामे स्मरेऽक्षिविषये किमुतान्यनार्यः**

पितृसरूपतया पितुः समानं यद्रूपं तेन कृत्वा निजेशभावाः, कृष्ण एवायमिति बुद्धियुक्ताः । निजेशः कृष्णः । तस्य मातरोऽपि ऊढभावाः सत्यः तद्दर्शनेन उद्गतकामाः रहः एकान्तमभजन् । निलीना जाताः । एतच्चित्रं न । रमया आस्पदरूपं यद्बिम्बं भगवान् श्रीनिवासः तस्य बिम्बं कार्यं प्रतिबिम्ब इति यावत् । बिम्बवदेव प्रतिबिम्बेऽपि बुद्धिर्भवतीति न कोऽपि दोषः । रमास्पदपदं लक्ष्म्या अपि तत्र प्रदर्शनार्थम् । तेन लक्ष्मीश्चेतत्र, वयं कथंनेति तासां भ्रमे हेतुर्मुख्यो निरूपितः । किञ्च, कामे कामात् सर्वं सम्भवति । किञ्च । स्मरे अक्षविषये सति स्मृत एवानर्थं करोति, किमुत प्रत्यक्षविषयः । यत्र भगवत्स्त्रीणामेवैषा व्यवस्था, तत्रान्यनारीणां कामोद्बोधः किं वक्तव्य इत्यर्थः। एवं कामस्य सर्वलोकेषु प्रतिष्ठितत्वमुक्तम् । स्त्रीषु प्रतिष्ठितः सुखहेतुर्भवति, न तु पुरुषेष्विति तथोक्तम् ॥४०॥

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धविवरणे उत्तरार्धे षष्ठोध्यायः ॥६॥

*શ્લોકાર્થ -૪૦ : જેને તેની માતાઓ પિતાના સમાન હોવાથી વારંવાર પોતાના પતિ માનતી હતી અને કામ જાગૃત થવાથી એકાંતમાં રહેતી હતી. તેવા રમાના*

ધામરૂપ મૂર્તિના પ્રતિમાને વિષે તે ખરેખર આશ્ચર્યકારક નહતું. તો પછી કામ હોય અને સ્મર જોવામાં આવે ત્યારે બીજી સ્ત્રીઓનું તો કહેવું જ શું? . (૪૦)

ભાવાર્થ, સુબોધિનીજી :-પિતા સમાન જે રૂપ તેને લીધે શ્રીકૃષ્ણ જ છે એમ પ્રદ્યુમ્નની માતા માનતી હતી. બીજી તેની માતાઓ તેને જોઈને જાગૃત થએલ કામવાળી થતાં એકાંતમાં રહેતી હતી. એટલે સંતાઈ જતી હતી. આ આશ્ચર્યકારક નથી. કારણ કે રમાના ધામરૂપ જે મૂર્તિ એટલે કે લક્ષ્મીનું સ્થાન ભગવાન અને તેનું કાર્ય એટલે પ્રતિબિંબ પ્રદ્યુમ્ન હતો. તેના જેવી જ બુદ્ધિ થાય છે તેથી તેમાં કાંઈપણ દોષ નથી. 'રમાના ધામરૂપ' શબ્દ તો તેની અંદર લક્ષ્મીના પણ દર્શન થતાં હતાં. એમ જણાવવા યોજેલ છે. તેથી લક્ષ્મી જો તેની અંદર છે તો અમે કેમ ન હોઈએ? એવું તેમને ભ્રમ થવાનું કારણ કહેલ છે.

વળી કામ હોય ત્યારે બીજી સ્ત્રીઓનું તો કહેવું જ શું ? કારણ કે કામને લીધે સર્વ સંભવે છે. વળી સ્મર જોવામાં આવે ત્યારે તો કહેવું જ શું? કારણ કે તેનું સ્મરણ થતાં જ તે અનર્થ કરે છે. તો પછી જોવામાં આવે તો કેટલો બધો અનર્થ કરે? જયારે ભગવાનની પત્નીઓની આ સ્થિતિ છે ત્યારે બીજી સ્ત્રીઓમાં તો કામ ઉત્પન્ન કરે તેમાં કહેવાનું શું? એવું અર્થ છે.

આ પ્રમાણે કામ સર્વ લોકમાં રહેલો છે. એમ કહેલું છે. સ્ત્રીઓમાં રહેલો સુખ ઉત્પન્ન કરે છે. પરંતુ પુરૂષમાં રહેલો સુખ ઉત્પન્ન કરતો નથી તેથી તે પ્રમાણે કહેલું છે.(૪૦)



**દશમ સ્કંધ ઉત્તરાર્ધ**

**અધ્યાય છઠ્ઠો**

**રાજસ સાધન પ્રકરણ**

**સંપૂર્ણ**



श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




श्रीकृष्णाय नमः ।

सप्तमोऽध्याय : ।

सप्तमे कामतः प्रोक्तो विवाहस्तामसः परः ।
सात्त्विकश्च प्रसङ्गेन क्लेशेनोभे निवारिते ॥१॥
क्लेशापनोदनार्थाय चौर्यमत्र निरूप्यते ।
वाचिकं कायिकं चैव कायेन वचनेन च ॥२॥
सम्बन्धी च तथा भक्तः स्वापराधापनुत्तये ।
सत्यभामा जाम्बवती ताभ्यां सम्यक् निरूपिते ॥३॥
गुणा एतास्ततोऽग्रे तु विद्यारूपा निरूपिताः ।
एवमष्टौ महिष्यो हि सात्त्विक्यस्तु ततः पराः ॥४॥
विवाहाः सप्त कामेन कृपया तु सहस्रशः ।
विधितस्त्वेक एवोक्तो द्वयोरत्र निरूप्यते ॥५॥

## દશમ સ્કંદ ઉત્તરાર્ધ અધ્યાય સાતમો

### ''રાજસ સાધન પ્રકરણ''




કારીકા :

કારિકા -૧ : સાતમા અધ્યાયમાં કામથી થએલા તામસ્ વિવાહ અને પ્રસંગથી થએલો બીજો સાત્વિક વિવાહ કહેલ છે. કલેશથી બંનેનું રક્ષણ કરેલ છે. (૧)

કારિકા - ૨ : અપકિર્તિ દૂર કરવા માટે અહીં ચોરીનું નિરૂપણ કર્યું છે. વાણીની અને કાયાની અનુક્રમે કાયાથી અને વાણીથી દૂર કરેલી છે.(૨)

કારિકા -૩ : સંબંધીએ અને તે પ્રમાણે ભક્ત તે બેએ પોતાનો અપરાધ દૂર થાય તે માટે સત્યભામા અને જાંબુવતિને પરણાવી.(૩)

કારિકા- ૪ : આ ગુણરૂપ છે. પછી આગળ વિદ્યારૂપ પત્નીઓ કહેલી છે. એવી રીતે આઠ મહારાણીઓ છે. બીજી તો સાત્વિક છે.(૪)

કારિકા - ૫ : સાત વિવાહો કામથી થએલા છે. કૃપાથી તો હજારો વિવાહો થયા છે. વિધિ પ્રમાણે તો એક જ થએલો છે. અહીં બેનું વર્ણન કરવામાં આવે છે.

रुक्मिण्या विवाहं पुत्रसम्पत्तिं चोक्तत्वा, निमित्तवशात् सत्यभामाया विवाहमाह सत्राजित इति ।

**श्रीशुक उवाच - सत्राजितः स्वतनयां कृष्णाय कृतकिल्बिषः ।**
**स्यमन्तकेन मणिना स्वयमुद्यम्य दत्तवान् ॥१॥**

सत्राजित् शब्दः तकारान्तः । अकारान्तोऽपि सत्रान् रक्षकसहितानपि जयतीत्यर्थे क्विप् । सत्राणां जितं यस्मादिति क्तान्तेन बहुव्रहौ अदन्तता भवति । एतदधीन एव महतामपि जय इति द्वितीयोर्थः । स्वतनयां स्वयमुद्यम्य दत्तवानिति । अप्रार्थितः अनभिप्रेतश्च । तथापि दाने हेतुः कृतकिल्बिष इति । कृतापराधः । तदपराधदूरीकणणार्थं स्यमन्तकेन मणिना सह । यत्कृते अपराधः

तदपराधनिमित्तं दण्डार्थे कन्यां च दत्तवान् । संक्षेपकथेयमिति केचित् । वस्तुतस्तु न समाधिभाषा । नह्युदारलीलावतः अपकीर्त्यादिकं समाधिकार्यभवति । भक्तिसाधकानामेव चरित्राणां वक्तव्यजात् । कृतकिल्बिष इति । यथाकथञ्चिदपरादोऽपि सम्भवति । अतोऽनभिप्रतत्वेन कल्पान्तरत्वेन वा अवचनम् । वस्तुतः सत्यभामा सरस्वत्यंशा भूम्यंशा वेति तस्या विवाहार्थं तथोद्योगः भगवतैव कृतः । स्वीकारोऽत्र वक्तव्यो राजसानाम्, तदर्थं स्त्रीप्रकरणे सत्यभामादीनां परिग्रहमात्रमत्र वक्तव्यम् ॥१॥

नन्वाकाङ्क्षापूरणाभावता संक्षेपपरत्वमेव कुतो न भवतीति चेत् । मैवम् । मित्रविन्दाविवाहवद्यावदुक्तेनैव आकाङ्क्षानिवृत्तिसम्भवात् । विशेषं पृच्छति ।

રૂકિમણીનો વિવાહ અને તેને પુત્રની પ્રાપ્તિ કહીને નીચેના શ્લોકથી સત્યભામાનો વિવાહ કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *જેને અપરાધ કર્યો હતો તેવા સમજીને પોતે ઉદ્યમ કરીને શ્યમંતક માણી સાથે પોતાની પુત્રી શ્રીકૃષ્ણને આપી. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u>'સત્રાજીત' શબ્દ જેને અંતે 'ત' અને 'અ' હોય તેવો છે. સત્રાન એટલે રક્ષાણ કરનાર અને તેને પાણ જીતે છે. તે સત્રાજીત એમ બહુવ્રીહિ સમાસ થતાં. મોટા પુરૂષનો પાણ જય આને આધીન છે. એવો અર્થ છે. તેવા સત્રાજીતે પોતે ઉદ્યમ કરીને પોતાની પુત્રી આપી. ભગવાને તે માટે પ્રાર્થના કરેલી નહતી. તેમ જ ઈચ્છા પાણ જાણાવી ન હતી. છતાં પુત્રી આપવાનું કારાણ 'જેને અપરાધ કર્યો હતો' વિશેષાણથી કહેલું છે. તેને અપરાધ કર્યો હતો તે દૂર કરવા શ્યમંતક માણી સાથે તેને દંડરૂપી પુત્રી આપી. કેટલાક એમ કહે છે કે આ ટુંકી કથા કહી વાસ્તવીક રીતે વિસ્તાર સમાધિભાષા નથી. કારાણ કે ઉદાર લીલાવાળા ભગવાનની અપકિર્તિ વિગેરે સમાધિ ભાષાનું કાર્ય નથી. કારાણ કે ભક્તિ પ્રાપ્ત કરાવે તેવા ચરિત્રો કહેવા યોગ્ય છે.

જેને અપરાધ કર્યો હતો એ વિશેષાણથી હરકોઈ પ્રકારે અપરાધ થવાનું સંભવે છે. તેથી તે ઈચ્છેલું નહિ હોવાથી અથવા બીજા કલ્પમાં થએલ હોવાથી શુકે પોતે કહેલ નથી.

વાસ્તવીક રીતે સત્યભામા સરસ્વતિના અંશરૂપ અથવા ભૂમીના અંશરૂપ હતી. તેથી તેની સાથે પોતાન વિવાહ માટે તેવો પ્રયત્ન ભગવાને પોતે કરેલો જ નહિ. અહીં રાજસોનો ભગવાને કરેલ સ્વીકાર કહેવાનો છે. તે માટે સ્ત્રી પ્રકરણમાં આ પહેલા શ્લોકથી જાણવાની ઈચ્છા પુરી થતી નથી. તો કથા ટુંકી કેમ નહિ ? એવી શંકામાં એમ ન માનવું કારણ કે ઈચ્છા પુરી થવાનું સંભવે છે. વધારે રાજા પૂછે છે.(૧)

**राजोवाच - सत्राजितः किमकरोद्ब्रह्मन्कृष्णस्य किल्बिषम् ।**
**स्यमन्तकः कुतस्तस्य कस्माद्दत्ता सुता हरेः ॥२॥**

**सत्राजित** इति । ब्रह्मन्निति ज्ञानार्थम् । कृष्णस्य सदानन्दस्य कथं वा कोऽप्यपराधं कुर्यात् । तत्रापि पालकस्य । अपराधनिमित्तः स्यमन्तको वा भगवद्भक्तानां कुतः । देवतान्तरभजनात् तथात्वे कथं वा तस्य निरोधे सम्बन्ध इति प्रश्नाभिप्रायः । विरूद्धानामपकारकरणं युक्तम् । तथा सति तेषां सर्वस्वेन सह कन्यादानं चायुक्तम्, तस्मात् कथमयमुभयात्मक इति । कस्माद्धेतोः सुतां दत्तवान् । कन्यापि सूर्यादेव प्राप्ता वरलब्धा, न तु तस्य औरसी, भगवान् नन्दपुत्र इव तस्यापि कन्येति पुराणान्तरव्यवस्था । अत एव यादवानां विवाहदोषो न शङ्कनीयः । अत्रापि 'स्त्रीरत्नं रत्नमेव चे'ति वाक्यात् देवादेव प्राप्तमिति लक्ष्यते । भगवानपि अक्लिष्टकर्मा सगोत्रापक्षे विवाहं न कुर्यात् ॥२॥




विस्तरेण वक्तुं कथामारभते आसीदिति ।

<u>શ્લોકાર્થ -૨ :</u> *હે બ્રહ્મન ! સત્રાજિતે શ્રીકૃષ્ણનો શું અપરાધ કર્યો? તેની પાસે સ્યંમતક ક્યાંથી ? તેને પુત્રી શા માટે આપી ?(૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે બ્રહ્મન! એ સંબોધન શુકને આ બધું જ્ઞાન છે. તે જણાવવા કરેલ છે. સદાનંદ કૃષ્ણનો અને તેમાં રક્ષણ કરનારનો અપરાધ કેવી રીતે થઇ શકે? વળી ભગવાનના ભક્તો પાસે અપરાધ કેવી રીતે થઇ શકે? વળી ભગવાનના ભક્તો પાસે અપરાધના કારણરૂપ શ્યમંતક ક્યાંથી હોય? બીજા દેવનું ભજન કરવાથી નિરોધ સાથે સંબંધ કેવી રીતે થાય? એવો

પ્રશ્નનો અભિપ્રાય છે.

વિરોધીઓ અપકાર કરે તે યોગ્ય છે પર સત્રાજિત વિરોધી હોય તો શ્યમંતક માણી સાથે પોતાની પુત્રનું દાન કરે તે ઘટતું નથી. તો આ સત્રાજીત બંને પ્રકારનો કેમ હતો એવો પ્રશ્ન છે. તેને શા પ્રયોજનથી પુત્રી આપી? કન્યા સૂર્યથી જ વરદાનથી પ્રાપ્ત થઇ હતી. પરંતુ તે ઔરસ પુત્રી ન હતી. ભગવાન નંદના પુત્ર હતા તેમ તેની પણ આ કન્યા હતી.એમ બીજા પુરાણોમાં પણ તેની કથા છે. તેથી જ યાદવો પરસ્પર વિવાહ કરતા એવો દોષ માનવો નહિ.અહીં પર સ્ત્રી રત્ન અને રત્ન પણ આપીશ એમ કહેલ હોવાથી તે સ્ત્રીરત્ન દેવ પાસેથી મેળવેલ એમ સૂચવેલું છે. કલેશ વગર કામ કરનાર ભગવાન પણ સમાન ગોત્રની હોય તો તેની સાથે વિવાહ ન કરે. (૨) વિસ્તારથી હવે કહે છે.

**श्रीशुक उवाच - आसीत्सत्राजितः सूर्यो भक्तस्य परमः सखा ।**
**प्रीतस्तस्मै मणिं प्रादात्सूर्यस्तुष्टः स्यमन्तकम् ।।३।।**

स्वतन्त्रकथेयमित्यप्यासीदित्यनेन सूचितम् । सत्राजित आसीदिति भिन्नं वाक्यम् । तस्य महत्वं ख्यापयितुमाह । सूर्योऽपि भक्तस्य परमः सखा आसीदिति । भक्तस्य सख्यं शीघ्रं प्रयच्छतीति सूयर्वस्य स्वभावो वर्णितः । अनेन सूर्यः परमदयालुः, अल्पेऽपि भजने बहु प्रयच्छतीति निरूपितम् । ततो यज्जातं तदाह प्रीतस्तस्मै मणिं प्रादादिति । मणिः स्यमन्तकः । कुत्रत्यो मरिरित्याकाङ्क्षायामाह सूर्य इति । स हि मणिं सूते । सर्वमेव सूर्यात्प्रभूतमिति तस्य मणिरुत्पादित इति लक्ष्यते । यतः प्रीतः, तस्य भक्त्या संतुष्टः, स्यमन्तकमुत्पादितवान् । उत्पाद्यापि ततोऽपि प्रीतः प्रकर्षेणादात् । तस्मिन् सामर्थ्यं स्थापयित्वा अदात् । प्रकार्षेणैव दानात् भोगार्थं भोगसाधनसम्पादनार्थं च तज्जातमिति लक्ष्यते ।।३।।

अतस्तस्य प्रथमतो भोगमाह स तं बिभ्रदिति ।

*<u>શ્લોકાર્થ</u> - ૩ : સત્રાજિત થઇ ગયો. સૂર્ય ભક્તનો પરમ મિત્ર હતો. સૂર્યે પ્રસન્ન થઇ તેને માણી આપ્યો. સારીરીતે પ્રસન્ન થએલા સ્યમંતક માણી ઉત્તમ પ્રકારે આપ્યો. (૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : થઈ ગયો એ શબ્દથી એમ સૂચવ્યું છે કે આ સ્વતંત્ર સમાધિમાં નહિ જોએલી કથા છે. 'સત્રાજિત થઈ ગયો' એ જુદુ વાક્ય છે. 'સૂર્ય પણ ભક્તનો પરમ મિત્ર હતો' તે મિત્રને તુરત દાન કરે છે. તેથી સૂર્ય ઘણો દયાળું છે. અને થોડું ભજન કરતાં પણ ઘણું આપે છે. એમ તેના ગુણો કહેલ છે. 'પ્રસન્ન થઈ તેને મણિ આપ્યો' શબ્દથી કહેલ છે. મણિ એટલે સ્યમંતક મણી ક્યાંથી આવેલો તે જાણવાની ઈચ્છા થાય તેથી 'સૂર્ય ઉત્પન્ન કરનારે' શબ્દ યોજેલ છે. કારણ કે તે મણિ ઉત્પન્ન કરે છે. બધું જ સૂર્યથી ઉત્પન્ન થએલું છે. તેથી તે માત્ર મણિ જ ઉત્પન્ન કરેલો એવું અનુમાન થાય છે. તેને ભક્તિથી સારી રીતે પ્રસન્ન થઈ સ્યમંતક ઉત્પન્ન કર્યો અને પછી સારી રીતે ઉત્તમ પ્રકારે આપ્યો. એટલે તેનામાં શક્તિ મૂકીને અનુમાન થાય છે. (૩)



નીચેના શ્લોકમાં તેના ભોગનું કહે છે.

**स तं बिभ्रन्मणिं कण्ठे भ्राजमानो यथा रविः ।**
**प्रविष्टो द्वारकां राजंस्तेजसा नोपलक्षितः ॥४॥**

स्वतेजस्तस्मिंस्थापितमिति तद्धारणेन सूर्य एव धृतः । अत एव तत्प्रभात्राद्याथा रविः, तथा भ्राजमानो जातः । स चेदन्यत्र तिष्ठेत्, न काप्यनुपपत्तिर्भवेत् । सूर्यश्च रक्षको भवेत् । स पुनस्तद्गृहीत्वा द्वारकास्थितान् भक्तान् वञ्चयन्निव समागतः । ततः सूर्येण उपेक्षित इत्यभिप्रायं वक्तुं तस्य द्वारकाप्रवेशमाह प्रविष्टो द्वारकामिति । राजन्निति सम्बोधनमन्यविषये अन्यो रक्षां न करोतीति ज्ञापयितुम् । तस्य मनोरथः सिद्ध इत्याह तेजसा नोपलक्षित इति ।

तस्य प्रभावः सर्वजनीनो जात इति वक्तुं लोकानां भ्रममाह तं विलोक्येति ।

*<u>શ્લોકાર્થ -૪</u> : હે રાજન! તે મણિને કંઠમાં ધારણ કરીને સૂર્યની પેઠે પ્રકાશતો દ્વારકામાં પ્રવેશેલો તે તેજને લીધે ઓળખાયો નહિ. (૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : સૂર્યે પોતાનું તેજ તે મણિમાં મૂકેલું. તેથી તેને ધારણ કરવાથી સૂર્યજ ધારણ કરાર્યો. તેથી મણિના પ્રભાવને લીધે જેમ સૂર્ય પ્રકાશે

તેમ પ્રકાશતો થયો. જો તે તેનું રક્ષણ કરનાર થાય. પર તે ધારણ કરીને દ્વારકામાં બધાને બતાવવા આવ્યો. તેથી સૂર્યે તેની દરકાર કરી નહિ. તે જણાવવા 'દ્વારકામાં પ્રવેશેલો' શબ્દોથી તેને દ્વારકામાં પ્રવેશ કર્યો તે કહેલ છે. હે રાજન ! એ સંબોધન 'તેજને લીધે ઓળખાયો નહિ' શબ્દોથી તેનો મનોરથ ફળ્યો એમ કહેલું છે. (૪)

તેનો પ્રભાવ સર્વના જાણવામાં આવ્યો તે હવે કહે છે.

**तं विलोक्य जना दूरात्तेजसा मुष्टदृष्टयः ।**
**दीव्यतेऽक्षैर्भगवते शशंसुः सूर्यशङ्किताः ॥५॥**

निकटे ज्ञायेतापि । दूरादेव तत्रापि तेजसा मुष्टदृष्टयः । स्वस्वामिनः स्थाने महान्तोऽपि समायान्तीति संतोषात् भगवत्स्थाने समागताः । भगवानपि अन्यासक्तः नास्य सन्माननं करिस्यति, ततोऽयं अस्मान् विलम्बितः तेजसा पीडयिष्यतीति, सूर्यात् शङ्किताः लौकिकव्यसनरूपे द्यूते अक्षैर्दीव्यते भगवते शशंसुः । शतमक्षान् विजानातीति मध्येऽधिदेवन एव सभ्ये अक्षक्रीडेति विमर्शः । अन्यथा धर्मस्थापनार्थमवतीर्णः कथमक्षक्रीडां कुर्यात् । मुख्यं हि तद धर्मस्थानमिति । सूर्यस्य समागमनं बाधितं मत्वाह भगवत इति ॥५॥

सूर्यागमनेन स्वतोपि ज्ञातमहत्त्वाः स्तुत्वा भगवन्तं विज्ञापयन्ति नारायणेतित्रिभिः ।

<u>શ્લોકાર્થ - ૫ :</u> *તેને દૂરથી જોઈને, તેજને લીધે નાશ પામેલી દષ્ટિવાળા સૂર્યથી ભય પામેલા માણસોએ પાસાથી રમતા ભગવાનને કહ્યું. (૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે નજીક હોય તો ઓળખાય પણ ખરો પણ દૂરથી જ તેને જુઓ અને તે તેજથી નાશ પામેલી દષ્ટિવાળા થયા. પોતાના સ્વામીના રહેઠાણે મોટા પુરૂષો પણ આવે છે એમ સંતોષને લીધે તેઓ ભગવાનના રહેઠાણે આવ્યા.

ભગવાન પણ બીજા કાર્યમાં રોકાએલા હોઈ આનું સન્માન કરશે નહિ તેથી ખોટી થએલો આ તેજથી આપણને દુઃખ દેશે. એમ સૂર્યના ભયથી

તેઓએ ભગવાન પાસાની રમત કરતા હતા. તેને કહ્યું સો પુરૂષ પાસાની રમત જાણે છે.તેથી વચ્ચમાં જુગાર ખેલવાનાં દિવસે સારા પુરૂષની રમતમાં પાસાની રમત ગણાય છે. એવો નિર્ણય થાય છે. તેમ ન હોય તો ધર્મનું સ્થાપન કરવા અવતરેલા ભગવાન પાસાની રમત કેમ રમે? કારણ કે તે રમત અધર્મનું સ્થાન છે. 'ભગવાન' શબ્દ યોજીને સૂર્યનું આવવાનું વિધ્નરૂપ થશે એમ સૂચવેલ છે. સૂર્યના આવવાથી તેમને સ્તુતિ કરી તે ત્રાણ શ્લોકથી કહે છે.(૫)

**नारायण नमस्तेऽस्तु शङ्खचक्रगदाधर ।**
**दामोदरारविन्दाक्ष गोविन्द यदुनन्दन ॥६॥**
**एष आयाति सविता त्वां दिदृक्षुर्जगत्पते ।**
**मुष्णन्गभस्तिचक्रेण नृणां चक्षूंषि तिग्मगुः ॥७॥**
**नन्वन्विच्छन्ति ते मार्गं त्रिलोक्यां विबुधर्षभाः ।**
**ज्ञात्वाद्य गूढं यदुषु द्रष्टुं त्वां यात्यजः प्रभो ॥८॥**



नारायणपदं सूर्यान्तयामी नारायण इति तस्मिन्नागते अन्तर्यामिप्रेरणव्यतिरेकेण कार्यं न सिध्यतीति विज्ञापनार्थं सूर्यागमनं सम्भवीति हेतुरुक्तः । अतस्ते नमः । नमस्कारमात्रं वा अस्मत्साध्यमिति । शङ्खचक्रगदाधरेति। शेषशायिनं नारायणं व्यावर्तयति । नारायणत्वं वा स्थापयन्ति । दामोदरेति भक्तकृपालुत्वम्, तादृशस्यात्रागमने हेतुरुक्तः । अरविन्दाक्षेति । समागतस्य तापापनोदनं कार्यमुक्तम् । गोविन्देति तथाकरणे आवश्यकत्वम् । यतोऽयमिन्द्रो जातः । किञ्च, यदुनन्दनेति तदर्थमेवावतीर्णः ।

अत एवात्र बहु कार्यं तवास्तीति स्वत आगमनाभावात् स्वयमागत इत्याहुः एष आयातीति । आगतस्य विज्ञाप्यमस्तीत्याहुः सवितेति । प्रसवितायम् । सांप्रतं च भगवान् लीलया च तिष्ठतीति तदनुगुणप्रसवार्थं प्रष्टुमागत इत्यर्थः । प्रश्नस्तु दूतद्वारापि सम्भवतीति विशेषमाहुः त्वां दिदृक्षुरिति । स्नेहाभावेऽपि दर्शनमावश्यकमित्यत्र हेतुमाहुः जगत्पत इति। स्वस्य निवेदन हेतुं वदन्त आहुः

मुष्णन्गभस्तिचक्रेणेति। दूरे स्थितस्य गर्भस्तयोऽल्पीयांसः समायान्ति, निकटे तु गर्भस्तिचक्रेण पीडयति । नृणामित्यल्पसत्त्वता । तर्ह्ययं दोषो निवारणीय इत्याशङ्क्य तस्य स्वाभाविकोऽयमित्याह नृणां चक्षूंषि तिग्मगुरिति । ज्ञानप्रदो भगवान् अत्र समागतः । ज्ञानसाधनमेव दूरीकरोतीति प्रतिविधेयः ।

ननु तथापि भवन्तोन्तरङ्गाः, तन्निवारयतेति चेत्, तत्राह नन्वन्विच्छन्तीति । देवाः समागच्छन्तः कथं वारणीयाः, तत्रापि स्वप्रभुं द्रष्टुम्, तत्रापि विबुधर्षभाः । किञ्च । अद्य यदुषु गूढं ज्ञात्वा समागताः । तत्र यदि कश्चिन्निवारणं कुर्यात्, तदा अनेनैव प्रतार्यत इति तमेव मारयेयुः । ननु तथापि सूर्यो नायास्यति, स हि सर्वदा व्यापृतः, तत्राह द्रष्टुं वायात्यज इति । ब्रह्मा वा द्रष्टुमायाति । अवतीर्णस्य रूपान्तरस्वीकारणेनान्यथात्वे पूर्वव्यवहारोऽनुचित इत्याशङ्क्याह प्रभो इति । हे सर्वसमर्थ ॥८॥

तदा भगवान् कर्म न परित्याज्यमित्ति स्वयं तथैव स्थितः प्रजानां मोहं दूरीकृतवानित्याह निशम्येति।

શ્લોકાર્થ - ૯ : હે નારાયણ ! હે શંખ, ચક્ર, ગદા ધારણ કરનારા ! હે દામોદર ! હે કમળ જેવા નયનવાળા ! હે ગોવિંદ, હે યદુનંદન ! આપને નમસ્કાર હો ! (૯)

ભાવાર્થ, સુબોધિનીજી : નારાયણ શબ્દનો અર્થ એવો છે કે નારાયણ સૂર્યના અન્તર્યામી છે. એટલે તે ભૂતળ ઉપર પધારતાં તેની પ્રેરણા વગર કાર્ય સિદ્ધ થાય નહિ તેથી વિજ્ઞપ્તિ કરવા સૂર્યને આવવાનું કારણ કહેલ છે. તેથી 'આપને નમસ્કાર હો ' ! અથવા હમારાથી ફક્ત તમને નમસ્કાર થઇ શકે એમ છે એવો અર્થ છે. 'શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર શબ્દોથી સૂચવે છે કે આ શેષ પર શયન કરનાર નારાયણ નથી. આથી શ્રીકૃષ્ણમાં નારાયણપણું સિદ્ધ થયું. દામોદર ! શબ્દથી ભક્તો ઉપર કૃપા કરનાર તે અહીં પધારવાનું કારણ કહેલ છે. 'કમળ જેવાં નયનોવાળા' શબ્દથી ભુતળ ઉપર પધારેલા ભગવાનનું બીજાનું દુઃખ દૂર કરવાનું કહેલ છે. 'ગોવિંદ' શબ્દથી તે માટે જ અવતરેલા છે એમ કહેલ છે. (૯)






અહીં આપણને ઘણું કાર્ય હોવાથી તમો સૂર્ય પાસે આવ્યા નહિ તેથી તે પોતે આવ્યો તે નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ - ૭ : હે જગતના પતિ માણસોના નયનોને કિરણોના સમુહથી આંજી દેતો આપનાં દર્શનની ઈચ્છાવાળો આ સૂર્ય આવે છે. (૭)

ભાવાર્થ, સુબોધિનીજી : આવીને તેને વિજ્ઞપ્તિ કરવાની છે એમ સૂર્ય શબ્દથી કહેલું છે. આ ઉત્પન્ન કરનારો છે. અને હમણાં ભગવાન લીલાથી રહે છે. તેથી તે લીલાને અનુકુળની ઉત્પત્તિ થાય એમ પૂછવા આવે છે એવો અર્થ છે. પ્રશ્ન તો દૂત દ્વારા પણ થઈ શકે તેથી આપના દર્શનની ઈચ્છાવાળો વિશેષણથી કહે છે. આપણા ઉપર સ્નેહ ન હોય તો પણ દર્શનની ઈચ્છા જરૂર છે. એમ હે 'જગતના પતિ' એ સંબોધનથી કહે છે. 'કિરણોના સમુહથી આંજી દેતો' શબ્દથી પોતે ભગવાનને નિવેદન કરવાનું કારણ કહેલું છે. 'માણસોના' શબ્દથી થોડા સત્વવાળા હોવાનું જણાવે છે. ત્યારે આનો તે દોષ દૂર કરવો જોઈએ એવી શંકા થાય તેથી 'તિક્ષ્ણ કિરણોવાળા માણસોના નયનોને આંજી દેતો' શબ્દોથી તેનો આ સ્વભાવિક દોષ કહેલ છે. જ્ઞાન આપનાર ભગવાન અહીં પધારેલ છે ત્યારે જ્ઞાનના સાધનને દૂર કરે છે. તેથી તેનો ઉપાય કરવો જોઈએ. (૭)

શ્લોકાર્થ -૮ : ખરેખર ! ઉત્તમ દેવો ત્રણ લોકમાં આપના માર્ગને શોધે છે. હમણાં યાદવોમાં છુપાયેલા જાણીને આવે છે. અથવા બ્રહ્મા આપનાં દર્શન કરવા આવે છે. (૮)

ભાવાર્થ, સુબોધિનીજી : દેવો આવે છે તેમને કંઈ રીતે અટકાવવા ? તેમાં પણ પોતાના પ્રભુના દર્શન કરવા આવતાં તેમને કેવી રીતે અટકાવવાં ? વળી હમણાં આપણને યાદવોમાં છુપાએલા જાણીને આવે છે. તેમાં જો કોઈ અટકાવે તો આજ અમને ઠગે છે એમ માની તેને હણે.

છતાં પણ સૂર્ય નહિ આવતો હોય કારણ કે તે હમેશાં આકાશમાં ફરવામાં રોકાએલો છે એવી શંકા થાય અથવા બ્રહ્મા દર્શન કરવા આવે છે. અવતરેલા ભગવાન બીજુરૂપ ધારણ કરવાથી જુદા પ્રકારના થતાં પહેલાંનો વ્યવહાર યોગ્ય નથી. તેથી હે પ્રભુ ! એવું સંબોધન છે. (૮)

તે વખતે કર્મનો ત્યાગ ન કરવો જોઈએ તે હવે કહે છે.

**श्रीशुक उवाच - निशम्य बालवचनं प्रहस्याम्बुजलोचन : ।**
**प्राह नासौ रविर्देव : सत्राजिन्मणिना ज्वलन् ॥९॥**

बालानां अज्ञानां वचनम् । ते हि स्वोत्कर्षमेव विचारयन्ति । नतु निमित्तम्। तथैतेऽपि स्वोत्कर्षत्वेन मदुत्कर्षमेव भावयन्ति । ततो यं कश्चन समागच्छन्तं महत्वेन मत्सम्बन्धित्वेन च कल्पयन्ति । तस्मात् स्वोत्कर्षपरान् अज्ञान् दृष्ट्वा प्रहस्य दृष्टयैव तेभ्यः सुखं दत्तवानित्याह **अम्बुजलोचन** इति । असौ देवरूपो रविर्न भवति, किन्तु रवेस्तेजो । रविभक्तश्चायं भवति, तेन देवपदं संगच्छते, किन्तु सत्राजिदयम् । कथमेवं जात इति चेत्, तत्राह **मणिना ज्वलन्निति** ॥९॥

मणिना तस्य भोगमुक्त्वा अर्थसम्पत्तिमाह सत्राजित्स्वगृहमिति ।

*શ્લોકાર્થ -૯ : અજ્ઞાનીઓનું વચન સાંભળીને કમળ જેવા નયનોવાળા ભગવાને હસીને કહ્યું કે આ સૂર્યદેવ નથી. મણીથી પ્રકાશતો સત્રાજિત છે. (૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'બાળાનાં' અજ્ઞાનીઓનું તે વચન હતું. તેઓ કારણ જાણતા નથી. પણ પોતાની સરસાઈનો વિચાર કરે છે. તેથી જે કોઈ આવતો હોય તેને મોટો અને મારો સંબંધિ માને છે. તેથી તે અજ્ઞાનીઓને જોઈને ભગવાને હસીને કહ્યું. તેમને પોતાની દૃષ્ટિથી સુખ આપ્યું એમ 'કમળજેવા નયનોવાળા' શબ્દથી કહેલું છે. આ સૂર્ય દેવરૂપ નથી. પરંતુ સૂર્યનું તેજ છે. અને આ સત્રાજિત સૂર્યનો ભકત છે. તેથી દેવ શબ્દ બરાબર વાપર્યો છે.પરંતુ આ સત્રાજિત છે. આવો પ્રકાશીત કેવી રીતે થયો. એવી શંકા થાય તેથી 'મણીથી પ્રકાશતો' વિશેષણ યોજેલ છે. (૯)

નીચેના શ્લોકથી મણિથી તેને ધનની પ્રાપ્તિ થવાનું જણાવે છે.

**सत्राजित्स्वगृहं श्रीमत्कृतकौतुकमङ्गलम् ।**
**प्रविश्य देवसदने मणिं विप्रैर्न्यवेशयत् ॥१०॥**

भगवत्कृपा पूर्वमेव श्रीमत्कृतापिन कौतुकानि मङ्गलानि च मत्र । अनेन

धर्मकामौ निरूपितौ । एवं स्वतः सिद्धत्रिवर्गं गृहं प्रविश्य तत्र भक्त्यतिशयात् देवसदने देवपूजागृह दैत्यानां प्रवेशाभावाय विप्रैः सह मन्त्रपूर्वकं मणिं न्यवेशयत् । नितरां स्थापितवान् ॥१०॥



स्थापितस्य फलमाह दिने दिने इति ।

श्लोकार्थ - १० : જેમાં ઉત્સવ અને મંગલ કરાવેલ છે. તેવા સંપતિવાળા પોતાના ઘરમાં પ્રવેશ કરી સત્રાજિતે દેવમંદિરમાં મણિને બ્રાહ્મણો પાસે મુકાવ્યો. (૧૦)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાનની કૃપાથી જેમાં ઉત્સવ અને મંગલ કરાવેલ છે. તેવું સત્રાજિતનું ઘર થયું. આથી ધર્મ અને કામ બંને જણાવ્યા એવી રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણનો સમુહ જેને પ્રાપ્ત થએલો છે તેવા ઘરમાં પ્રવેશ કરીને સત્રાજિતે તે મણિમાં પોતાની ઘણી ભક્તિ હોવાને લીધે 'દેવસદને' દેવની પૂજા કરવાના મંદિરમાં બ્રાહ્મણો પાસે મંત્રપૂર્વક મણિને સારી રીતે મૂકાવ્યો. (૧૦)

હવે તેનું ફલ કહે છે.

**दिने दिने स्वर्णभारानष्टौ स सृजति प्रभो ।**
**दुर्भिक्षमार्यरिष्टानि सर्पाधिव्याधाधयोऽशुभाः ।**
**न सन्ति मायिनस्तत्र यत्रास्तेऽभ्यर्चितो मणिः ॥११॥**

पञ्चमणमात्रं भारः, चत्वारिंशद्धरणानि मण उच्यते मानविशेषः । ते चाष्टौ । चत्वारिंशन्मणान् सुवर्णस्य प्रत्यहं सृजति । सविता हि तस्य मूलम् । अतोऽयमपि प्रसविता । प्रभो इति सम्बोधनं तदाकाङ्क्षाभावाय । न केवलमिष्टसाधकत्वम्, किन्त्वनिष्टनिवारकत्वमपीत्याह दुर्भिक्षेति । अनावृष्टिकृतं दुर्भिक्षम् । मारी शीतलादिदेवाधिष्ठितव्याधिमरणम् । अरिष्टान्यन्यानि आधिव्याधिहेतुभूतानि । आधिव्याधयश्च । अशुभाः स्वप्नादयोऽपि । मायिनो राक्षसाः पूतनादयः । यत्रायमभ्यर्चितो मणिस्तिष्ठति, तत्र नैते भवन्तीति मणेर्दृष्टासामर्थ्यं निरूपितम् ॥११॥

अयोग्ये महान् धर्मो न युक्त इति विचार्य भगवान् अनेन मणिना सत्राजितो नाशो

भविष्यतीति, स्वपुरे च नाशो न युक्त इति, देवान्तराणामत्र सामर्थ्याभावात् तत्प्रसादोऽपि व्यर्थ इति, तस्य लोकद्वयेष्टसिद्ध्यर्थं यावद्रव्यं तत उत्पद्यते, तावद्रामादिद्वारा तस्मै दापयित्वा, उग्रसेनाय मणिं दापयितुं सुत्राजितं प्रति किञ्चिदुक्तवानित्याह स याचित इति ।

*<u>શ્લોકાર્થ</u> - ૧૧ : હે પ્રભુ ! દિવસે દિવસે તે આઠ ભાર સોનું ઉત્પન્ન કરતો જ્યાં તે મણિ રહેતા ત્યાં દુકાળ, અનિષ્ટ, સર્પ, મનના રોગ દેહના રોગ, અશુભ અને માયાવાળાઓ રહેતા નહિ. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : ભાર એટલે પાંચ માણ. ૪૦ શેરે એક માણ થાય. તે તોલનું માપ છે. તે આઠ એટલે ચાલીસ માણ સોનું દરરોજ ઉત્પન્ન કરતો. કારણ કે તેની ઉત્પત્તિ સૂર્યથી થએલી તેથી આ મણિ ઘણું ઉત્પન્ન કરનારો હતો. હે પ્રભુ ! એ સંબોધન કરેલું છે. મણિ માત્ર ઈચ્છેલું પ્રાપ્ત કરાવનાર ન હતો. પણ અનિષ્ટને પણ દૂર કરતો ઈચ્છેલું પ્રાપ્ત કરાવનાર ન હતો પણ અનિષ્ટને પણ દૂર કરતો એમ કહેલ છે. દુકાળ એટલે વરસાદ ન વરસવાથી અનાજની તંગી.મારી એટલે વ્યાધિથી થતાં મરણ. અરિષ્ટ એટલે મનના અને દેહના રોગના કારણરૂપ મરણનાં ચિન્હો.મનના રોગો, દેહના રોગો અશુભ સ્વપ્નો -રાક્ષસો -પુતના વિગેરે માયાવાળાઓ જયાં પુજેલા આ મણિ રહેતો ત્યાં રહેતા નહિ. તેનું સામર્થ્ય હતું. (૧૧)

અયોગ્ય પુરૂષમાં મોટો ધર્મ યોગ્ય નથી એમ વિચારી આ મણિને લીધે સત્રાજિતનો નાશ થશે અને પોતાના શહેરમાં તેનો નાશ થાય તે ઠીક નહિ. બીજા દેવોની અહીં દ્વારકામાં તેનો નાશ થાય તે ઠીક નહિ. બીજા દેવોની અહીં દ્વારકામાં સત્તા નથી તેથી તેની કૃપા પણ નકામી છે. એવા હેતુથી એવો હેતુથી સત્રાજિતને ભગવાને ઉગ્રસેનને મણિ અપાવવા માટે કાંઈક કહ્યું તે હવે કહે છે.

**स याचितो मणिं क्वपि यदुराजाय शौरिणा ।**
**नैवार्थकामुकः प्रदाधाश्चाभङ्गमतर्कयत् ॥१२॥**

क्वापीति । कियत्कालं प्रयच्छ । यावता मृत्युरपगच्छति । ततः स्वयमेव ग्राह्यमिति भगवदभिप्रायो बोधितः । ननु तस्यैव मृत्युर्भविष्यतीत्याशङ्क्याह

यदुराजायेति । शौरिणेति सामर्थ्यं दापने निरूपितम् । लौकिकपक्षपातश्च । तथापि न दत्तवानित्याह नैवार्थकामुक इति । स ह्यर्थमेव कामयते सिद्धम्, न तु मृत्युनिराकणमपि, अतो न प्रादात् । यथैवायं न याचते, तथोपायं च विचारितवान् । सूर्यो वक्तव्यः, तद्वारा उपद्रवश्च कारणीयः, ततो न याचिष्यतीति याञ्चाभङ्ग तर्कितवान् ॥१२॥

एवं दोषद्वयं तस्य निरूपितम् । आज्ञोल्लङ्घनमपकारचिन्तनं चेति । तत्र स्वस्यैवापकारो जातः । आज्ञाभङ्गफलं मृत्युरपि जात इत्यध्यायद्वयेन निरूप्यते । एतादृशोऽपि मणिः भगवद्भावरहितः अनर्थपर्यवसायी जात इति निरूपयन् भगवदाज्ञाल्लङ्घनात् तदीयानां बुद्धिरेव दुष्टा जातेति, पूज्यमपि मणिं सत्राजिन्मात्रपरिधेयं च, भक्तस्यैव भगवद्धर्मा उपकारिण इति सामन्यं तं मणिं ज्ञात्वा प्रसेनोऽपि तत्प्रतिष्ठार्थं तद्भ्राता कण्ठे उन्मुच्यगत वानित्याह तमेकदेति ।

<u>શ્લોકાર્થ - ૧૨ :</u> *કાંઈ સમયે શૌરીએ યાદવોનારાજા માટે તેની પાસે મણિ માગ્યો. ધનની કામનાવાળાએ તે નજ આપ્યો અને માગણી ન થાયતે માટે વિચાર કરવા લાગ્યો. (૧૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કોઈ સમયે શબ્દથી જેટલા સમયમાં તારૂં મૃત્યું દૂર થાય તેટલા સમય માટે તુ મણિ આપ અને પછી તું પોતે પોતાની પાસે રાખજે. પણ મણિ હોય તેનું જ મૃત્યુ થાય એવી શંકા થાય તેથી 'યાદવોના રાજા માટે' શબ્દ યોજેલ છે. 'શૌરિએ' શબ્દથી મણિ ઉગ્રસેનને આપવાનું જણાવેલ છે. છતાં મણિ તેને આપ્યો નહિ. એમ 'ધનની કામનાવાળાએ' શબ્દોથી તે મણિ ન જ આપ્યો. કારણ કે તે પ્રાપ્ત થએલ ધનથી કામના રાખતો હતો. પણ મૃત્યુની દૂર કરવાની કામના નહતો રાખતો. તેથી તેને ન આપ્યો.

ભગવદભાવ વિનાનો આવો મણિ નુકશાનકારક થયો એમ જણાવતાં ભગવાનની આજ્ઞાના ઉલ્લઘનથી તેમની બુદ્ધિ જ દુષ્ટ થઈ તેથી ભગવાનના ગુણો ભક્ત ઉપર જ ઉપકાર કરનારા હોવાથી માત્ર સત્રાજિતને પહેરવા યોગ્ય તે પૂજય મણિને સામાન્ય મણિ જાણીને તેનો ભાઈ પ્રસેન તેની પોતાની કિર્તી થાય તે માટે કંઠમાં મણિ રાખીને મૃગયા રમવા ગયો એમ નીચેના

શ્લોકથી કહે છે. (૧૨)

**तमेकदा मणिं कण्ठे प्रतिमुच्य महाप्रभम् ।**
**प्रसेनो हयमारुह्य मृगयां व्यचरद्वने ॥१३॥**

कण्ठे मणिं प्रतिमुच्य एतत्प्रभया मृगा अन्धा भविष्यन्ति, ततो धर्तव्या इति, महाप्रभं सूर्यवत्प्रकाशमानम्, प्रसेनः, प्रकृष्टसेनायुक्तोऽपि एकाकी हयमारूह्य मृगयां कर्तुं व्यचरत् । मृगा यान्त्यस्यामिति मृगनाशिका राजलीला मृगया, तामुद्दिश्य वने व्यचरत् ॥१३॥

महाप्रभत्वात् असहिष्णुः सिंहः तं हत्वा मणिं नीतवानित्याह प्रसेनमिति।

શ્લોકાર્થ : *એક સમયે તે ઘણા તેજસ્વી મણિને કંઠમાં પહેરીને ઘોડા ઉપર બેસીને પ્રસેન વનમાં મૃગયા કરવા ગયો. (૧૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : આના તેજથી જનાવરો આંધળા થશે અને પછી પકડાશે એવા વિચારથી તે તેજસ્વી મણિને કંઠમાં પહેરીને પ્રસેન એકલો ઘોડા ઉપર બેસીને મૃગયા કરવા ફરતો હતો. મૃગયા એટલે જાનવરોને નાશ કરવાની રમત. તે ફરતો હતો. (૧૩)

મણિ ઘણા તેજવાળો હોવાથી તેના તેજનો વિરોધ કરનાર સિંહ તે પ્રસેનને હણીને મણી લઈ ગયો. તે હવે કહે છે.

**प्रसेनं सहयं हत्वा मणिमाच्छिद्य केसरी ।**
**गिरिं विशञ्जाम्बवता निहतो मणिमिच्छता ॥१४॥**

अलौकिकेनोपायेन न मृगा हन्तव्याः, भगवांस्तेषु नालौकिकं दत्तवानिति, मृगयैव तदर्थं निर्मिता । तेषां वधं मणिना चिन्तयन् तेनैव स्वमृत्युं प्राप्तवान् । स मणिर्देवरूप इति क्रुद्धो मणिर्यत्रैव स्थितः, तमेव धातयतीति परम्परया बहूनां वध उच्यते । हयसहितं प्रसेनं हत्वा मणिः केसरिणा गृहीतः । सोऽपि निकृष्टस्थाने मणिं नयन् गिरिं विविक्षन् कन्दरां प्रविशन् जाम्बवता निहतः । ननु महान् सः, किमिति सिंहं हतवान्, तत्राह मणिमिच्छतेति । अहतः सिंहो मणिं न मुञ्चतीति ॥१४॥

तस्य मणेः प्रयोजनमाह सोऽपि चक्र इति ।

શ્લોકાર્થ - ૧૪ : પ્રસેનને ઘોડા સાથે હણી, મણી પડાવી લઈ સિંહ પર્વતમાં પ્રવેશ કરતો હતો ત્યારે મણીની ઈચ્છાવાળા જાંબુવાને તેને હણ્યો. (૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : અલૌકિક ઉપાયથી જાનવરોને હણવા ન જોઈએ કારણ કે ભગવાને તેઓને અલૌકિક ંઈ આપેલ નથી. તેને હણવા મૃગયાજ નકિક કરેલ છે. મણિને લીધે જ તે મરણ પામ્યો. તે મણિ દેવરૂપ હોવાથી, કોપેલો મણિ જેની પાસે રહે તેની જ હત્યા કરાવે છે. એમ પરંપરાથી કહેવામાં આવેલ છે. ઘોડા સાથે પ્રસેનને હણીને સિંહે મણિ લીધો. પર્વતમાં પ્રવેશ કરતાં તેને જાંબુવાને હણ્યો.

તે જાંબુવાન મોટા મનવાળો હતો તો તેને સિંહને કેમ હણ્યો? એવી શંકા થાય તેથી 'મણિની ઈચ્છાવાળો' વિશેષણ યોજેલ છે. તેને સિંહને હણ્યો તે સિવાય સિંહ મણિ મુકતો ન હતો. (૧૪)

જાંબુવાનને તે મણિનું જે પ્રયોજન હતું તે હવે કહે છે.

**सोऽपि चक्रे कुमारस्य मणिं क्रीडनकं बिले ।**
**अपश्यन्भ्रातरं भ्राता सत्राजित्पर्यतप्यत ॥१५॥**

बिले स्वस्थानविवरे कुमारस्यातिबालकस्य (स्थाने) क्रीडनकं क्रीडासाधनं चक्रे । एतावदेकेनैव दिनेन निर्वृत्तम् । ततो भ्रातृस्नेहात् भ्रातरमपश्यन् सत्राजित्पर्यप्यत । मणिरपि गतो, भ्रातापि गत इति ॥१५॥

ततः किं जातमिति विचारे भ्रातुरिवास्यापि दुर्बुद्धिरुत्पन्नेत्याह प्रायः कृष्णेनेति ।

*શ્લોકાર્થ - ૧૫ : તેને પણ ગુફામાં મણિને કુમારનું રમકડું બનાવ્યું. ભાઈને નહિ જોતાં ભાઈ સત્રાજિત દુઃખી થયો. (૧૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : ગુફામાં નાના બાળકના રહેવાના સ્થાનમાં મણિને રમવાનું સાધન બનાવ્યું. આટલું એક જ દિવસમાં થયું. પછી ભાઈને શોધવા માટે શત્રાજિતે માણસો મોકલ્યા. પણ તે કોઈ જગ્યાએ પણ મળ્યો નહિ. તેથી ભાઈના સ્નેહને લઈને ભાઈને નહિ જોતાં સત્રાજિત દુઃખી થયો

કારણ કે મણિ પણ ગુમાવ્યો અને ભાઈ પણ ગુમાવ્યો. (૧૫)

પછી શું થયું ? ભાઈની પેઠે સત્રાજિતની પણ બુદ્ધિ દુષ્ટ થઈ તે નીચેનાં શ્લોકથી કહે છે.

**प्रायः कृष्णेन निहतो मणिग्रीवो वनं गतः ।**
**भ्राता ममेति तच्छ्रुत्वा कर्णे कर्णेऽजपज्जनः ॥१६॥**

अयमपि गतः । भगवान् स्वतोऽन्येन वा स्वयमपि मृगयां गतो मारितवानिति । प्राय इत्युत्कटा कोटिः । कृष्ण एव समर्थो मणिगुणान् दूरीकर्तुम् । हेतुश्चाप्यस्ति । मणिः पूर्वं याचित इति, वने च मारणे न कोऽपि ज्ञास्यतीति । एवं निश्चित्य भगवति क्लिष्टमारोपितवान् । ननु केनापि नोच्यते, कथं त्वं कल्पयसीत्याशङ्क्याह भ्राता ममेति । मम तु प्रिय इत्यहं ब्रवीमि, अन्यः किमर्थं वक्ष्यतीति भावः । तद्गृहे उक्तं भार्यादिस्थाने, पश्चात्कर्णे कर्णे समागतमजपत् । मन्त्रवत् शनैः भगवत्कीर्तिमुक्तवान् । यतो जनः, नह्यल्पेन दोषेण जन्ममरणादिकं प्राप्नोति ॥१६॥

पूर्वं भगवान् विदितवृत्तान्तोऽपि लोकन्यायेनैव व्यवहरन् स्वयमपि श्रुत्वा आप्तमुखात् तत्प्रतीकारर्थं यत्नं कृतवानित्याह भगवानिति ।

<u>શ્લોકાર્થ-૧૬:</u> *કંઠમાં મણિ રાખીને વનમાં ગએલા મારા ભાઈને ઘણું કરી શ્રીકૃષ્ણે મારી નાખ્યો છે.એમ તેને કહ્યું. તે સાંભળીને જનો એકબીજાને કહેવા લાગ્યા. (૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ પ્રસેન મૃગયા કરવા ગએલો, ભગવાન પણ મૃગયા કરવા પધારેલા. તેમને પ્રસેનને હણ્યો અથવા બીજા પાસે હણાવ્યો. ને 'ઘણી કરી' શબ્દથી કહેલ છે. આ ઉત્તમ માન્યતા છે.શ્રીકૃષ્ણ મણિના ગુણોને હઠાવવા શક્તિવાળા છે. વળી પહેલાં તેમને મણિ માગેલો અને વનમાં કોઈને ખબર નહિ પડે એમ વિચારી હણવાનું કારણ કહી તહોમત મૂકયું. કોઈ પણ એક કહેતું નથી. તો તે કેમ એવો વિચાર કર્યો ? એવી શંકામાં 'મારો ભાઈ' શબ્દ યોજેલ છે. મને તો મારો ભાઈ પ્રસેન વ્હાલો હતો. તેથી હું કહું છું. તેને સ્ત્રીઓને આ કહેલું . તેથી એકબીજાના કાને વાત આવતાં લોક ધીરે ધીરે બોલવા લાગ્યા.

મંત્રની પેઠે ભગવાનની અપકિર્તિ બોલતા હતા. કારણ કે જન એટલે જન્મ લેનારા હતા.હલકા દોષથી જન્મમરણ પ્રાપ્ત થતા નથી. (૧૬)

ભગવાન પહેલાં આ વૃતાંત જાણતા હતા. છતાં લોકના નિયમ મુજબ વ્યવહાર કરતાં તેનો ઉપાય કરવા પ્રયત્ન કર્યો. તે કહે છે.




**भगवांस्तदुपश्रुत्य दुर्यशो लिप्तमात्मनः ।**

**मार्ष्टुं प्रसेनपदवीमन्वपद्यत नागरैः ॥१७॥**

तद्वृत्तान्तं श्रुत्वा आप्तमुखात् अकस्माद्वा उपश्रुत्य । उपश्रुतिः सर्वानेव ज्ञापयति। ततस्तत्प्रतीकारार्थं प्रवृत्त इति वक्तुं निराकरणीयत्वे हेतुमाह दुर्यशो लिप्तमिति ।दुर्यशस आलिप्तमालेपनं लेपवदुपर्यपि प्रतिभासनम् । आत्मन इति । यदि भगवान् न दूरीकुर्यात्, सर्वेषामात्मा स्वयमिति तद्दोषे कस्यापि मुक्तिर्न भवेत्। अतो युक्तमेव तन्निराकरणम् । तल्लोकन्यायेनैव कर्तव्यमिति प्रसेनपदवी नागरैः पदमार्गाभिज्ञैः तद्गतमार्गमन्वपद्यत । तेनैव मार्गेण स्वयं नागरैः सह गतः । अन्यथा लोकः कृत्रिमं जानीयात् ॥१७॥

ततस्तं दृष्टवानित्याह हतं प्रसेनमिति ।

*<u>શ્લોકાર્થ - ૧૭ :</u> ભગવાન તે સાંભળીને પોતાને ચોટેલુ કલંક દૂર કરવા નગરવાસીઓ સાથે પ્રસેનના પગલે પગલે પધાર્યા. (૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે વૃત્તાંત સાંભળીને ભગવાન પ્રસેનના પગલે પગલે 'પોતાને ચોટેલું કલંક દૂર કરવા શબ્દોથી ઉપાયનું પ્રયોજન કરેલ છે. પોતાને શબ્દથી જો ભગવાન તેને તે દોષ રહેવાથી કોઈની પણ લોકના નિયમ મુજબ પ્રયત્ન કરવો જોઈએ તેથી ભગવાન નગરવાસીઓ સાથે પ્રસેનના પગલે પગલે પધાર્યા. તે પ્રસેન ગયો હતો તેજ માર્ગે બધાની સાથે પધાર્યા. તેમ ન કરે તો લોકો બનાવટ છે એમ માને .

પછી તેને જોયો તે નીચેના શ્લોકથી કહે છે. (૧૭)

**हतं प्रसेनमश्वं च वीक्ष्य केसरिणा वने ।**

**तं चाद्रिपृष्ठे निहतमृक्षेण ददृशुर्जनाः ॥१८॥**

केसरिनखनां चिह्नदर्शनात् केसरिणैव हतं ज्ञातवन्तः । ततो मणिरप्यस्मै देय इति, यादवः स्वगोत्रजो मारित इति, पदाभिज्ञैरेव केसरिमार्गमन्वगमत् । तं चापि अद्रिपृष्ठष पर्वतोपरि निहतं ददृशुः सर्व एव जनाः । तत्रापि ऋक्षेण ऋक्षपदचिह्नैस्तज्ज्ञानम् ॥१८॥

શ્લોકાર્થ - ૧૮ : લોકોએ પ્રસેનને અને ઘોડાને વનમાં સિંહથી હણાએલા જોયા અને તેને પર્વત પર રીંછે હણેલો જોયો. (૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : સિંહના નખોના ચિન્હ દેખાડવાથી સિંહે જ હણેલો જાણ્યો. પછી મણિ પણ સત્રાજિતને અપાવાનો હતો તેથી સિંહે પ્રસેનને હણ્યો હતો તેથી ભગવાન પગલાનાં ચિન્હો જાણનાર સાથે સિંહ ગયો હતો તે માર્ગે પધાર્યા. તેને પણ પર્વત પર હણાએલો લોકોએ જોયો. તે પણ રીંછથી હણાએલો હતો. તે રીંછના પગલાથી જાણ્યું.(૧૮)

રીંછને શોધવા ભગવાને પ્રવૃતિ કરી તે હવે કહે છે.

**ऋक्षान्वेषणार्थं भगवान् प्रवृत्त इत्याह ऋक्षराजबिलमिति ।**
**एको विवेश भगवानवस्थाप्य बहिः प्रजाः ॥१९॥**

यद्यपि भगवान् भक्तार्थमेव तत्र प्रविष्टः, तथापि लोके मण्यर्थं कष्टमपि कृतवानिति ज्ञापयितुं तस्मिन्बिले प्रविष्टः । ननु ऋक्षः प्राकृतः पशुः, भगवानंस्तत्र किमर्थं गत इत्याशङ्क्याह राजेति । ऋक्षाणां राजा महानेव भवति । तत्रान्यस्य प्रवेशाभावाय विशिनष्टि भीममन्धेन तमसावृतमिति । अन्तःकरणस्य इन्द्रियाणां च प्रवृत्त्यभावाय विशेषणद्वयम् । अन्धतमः कदापि सूर्यतेजोरहितम् । अनेन मणिनापि तत्र प्रकाशो न कृत इति सूचितम् । अतो भगवान् अन्यान् स्थापयित्वा दयावन्तमिवात्मानं ज्ञापयित्वा। साधारणत्वादसमर्थत्वादनियामकत्वाच्च ताभिर्भगवन्निवारणं न कृतमिति ज्ञापयितुं प्रजापदम् । साधारणास्तु ततो निवृत्ता इति ज्ञापयितुं प्रजानामेवावस्थापनमाह । प्रायश्चित्तमेकेनैव कर्तव्यमिति मर्यादां पालयन्निव भगवानेक एव प्रविष्टः यादवा अपि भगवदिच्छया अकीर्त्यापि शङ्किता न सङ्गे गताः॥१९॥

तत्र प्रतिष्ठस्य मणिदर्शनमाह तत्र द्दष्ट्वेति ।

શ્લોકાર્થ -૧૯ : પ્રજાને બહાર રાખીને રીંછરાજની ભયંકર અને ગાઢ અંધકારથી છવાએલી ગુફામાં ભગવાન એકલા પધાર્યા. (૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : જો કે ભગવાન ભકતને માટે જ ત્યાં પધાર્યા હતા. છતાં પણ મણિને માટે તે ગુફામાં પ્રવેશ કર્યો. રીંછ હલકો પશુ છે. ભગવાન ત્યાં ગુફામાં શા માટે પધાર્યા? એવી શંકા થાય તેથી 'રાજ' શબ્દ યોજેલ છે. રીંછનો રાજા મોટો હોવો જોઇએ. 'ભયંકર અને ગાઢ અંધકારવાળી ગુફામાં' વિશેષણો કહેલા છે. ત્યાં અન્તઃકરણ અને ઈંદ્રિયોના કાર્યો થઇ શકે એવાં નહતાં તે બે વિશેષણો કહેલા છે.

ગાઢ અંધકારને લીધે સૂર્યનું તેજ તેમાં પ્રવેશ કરતું નહતું તેથી મણિએ પણ ત્યાં પ્રકાશ કરવો ન હતો.તેથી ભગવાન બીજાઓને બહાર રાખીને પોતે દયાળુ હોઇ એકલા જ ગુફામાં રોક્યા નહિ પણ તેઓ પાછા દ્વારકાં ગયાં.

'પ્રાયશ્ચિત એકલાજ કરવું જોઇએ' એવી મર્યાદાનું પાલન કરતા હોય તેમ ભગવાન એકલા જ ગુફામાં પધાર્યા. યાદવો પણ ભગવાનની ઇચ્છાથી અને અપકિર્તિના ભયથી સાથે ગયા નહિ. (૧૯)




ત્યાં પ્રવેશ કર્યા પછી ભગવાને મણિ જોયો તે હવે કહે છે.

**तत्र द्दष्ट्वा मणिश्रेष्ठं बालक्रीडनकं कृतम् ।**
**हर्तुं कृतमतिस्तस्मिन्नवतस्थेऽर्भकान्तिके ॥२०॥**

यद्यपि तत्र नागलोकमण्यः अन्येऽपि दिव्याः सन्ति, ततः स्यमन्तकपरिज्ञानं कठिनम्, तथापि स्वत एवोत्तममिति लौकिकेनापि प्रकारेण ज्ञातुं शक्यमिति ज्ञापयितुं मणिश्रेष्ठमित्युक्तम् । तथापि मणिः गुप्त एव स्थाने स्थाप्यत इति भगवान लोकिकप्रकारेण कथं द्दष्टवान्, तत्राह बालक्रीडनकमिति । बलास्य क्रीडार्थमुपरि निवद्धमित्यर्थः । पुराणान्तरे तु स्यमन्तकमणिज्ञापकं वाक्यमपि श्रुतवानित्युक्तम् । तत्र धात्रीवालं लालयन्ती आह । सिंह प्रसेनमवधीत् सिंहो जाम्बवता हतः । सुकुमारक मा रोदीस्तव ह्येष स्यमन्तक इति । अतो लौकिकेनापि प्रकारेण ज्ञात्वा

**अपकीर्तिनिराकणार्थमिदं हर्तव्यमिति स्वाभाविकं चैतस्य न भवतीति, उपयोगश्च तथा नास्तीति, वालप्रबोधो वर्णमार्गोणापि भवतीति, पूजाभावात् धनप्रसवो नास्तीति, सुवर्णेनाप्युपयोगाभाव इति, अक्लिष्टर्मापि पामरा न प्रष्टव्या इति स्वयमेव हर्तुं कृतमतिर्जात : । ततो मत्यैव सर्वा सामग्री अक्लिष्टत्वाय सम्पादितेत्याह । आद्रौ भगवान् अर्भकान्तिके तूर्णीं कियत्कालमवतस्थे, न तु गृहीत्वा ततो निर्गतः । चौर्यादिना जीवन् अपथप्रवृत्तः महानपि भक्तोपि विषयासङ्गात् प्राकृतो जातः अतस्तत्सम्बन्धात् तदीया अपि प्राकृता एव जाताः ॥२०॥**

**अतो भगवान्तं द्दष्ट्वा सद्धुद्धयभावात् विषयाभिनिवेशाच्च विचारमकृत्वापि आक्रोशं कृतवतीत्याह तमपूर्वमिति ।**

*શ્લોકાર્થ - ૨૦ : ત્યાં ઉત્તમ મણીને બાળકનું રમકડું બનાવેલું જોઈને તેને હરવાનો વિચાર કરી ભગવાન તે બાળકની નજીક ઉભા રહ્યા. (૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : જો કે ત્યાં પણ બીજા દિવ્ય નાગલોકના મણિઓ હતા. તેથી આ સ્યમંતકને ઓળખવો કઠીન હતો છતાં પણ તે સ્વભાવથી ઉત્તમ હતો તેથી 'ઉત્તમમણીને' શબ્દો યોજેલ છે. છતાં પણ મણી છુપા સ્થાને રાખવામાં આવે છે. તો ભગવાનને તેને લૌકિક પ્રકારથી કેવી રીતે જોયો? એવી શંકામાં તેથી 'બાળકનું રમકડું બાનવેલું' શબ્દો યોજેલ છે. બાળક રમે તે માટે પારણા પર બાંધેલો હતો એવો અર્થ છે.

બીજા પુરાણોમાં એમ કહ્યું છે કે સ્યમંતકને ઓળખવાનાડું વચન પણ ભગવાને સાંભળેલું. સિંહે પ્રસેનને હણ્યા. જાંબવાને સિંહને હણ્યો. હે સુંદર બાળક તું રડ નહિ કારણ કે આ સ્યમંતક તારો છે. એમ ત્યાં ધાવ તરફથી કહેવાએલું છે. તેથી તેને ઓળખીને અપકિર્તિ દૂર કરવા તેને લઈ જવો જોઈએ. આને તેનો ઉપયોગ નથી. મણીની પૂજા થતી ન હોવાથી ધનની ઉત્પત્તિ થતી નથી. આ જાંબવાન અને બાળકને સુવર્ણનો પણ ઉપયોગ નથી. પામર જીવોને પુંછવું ન પડે એમ કલેશ વગર પણ કાર્ય થાય એ અભિપ્રાયથી ભગવાને મણિને લઈ જવાનો વિચાર કર્યો. આરંભમાં ભગવાન બાળક પાસે કેટલો વખત સુધી શાંત

જ ઉભા રહ્યા. પણ મણિ લઈને બહાર ન પધાર્યા. (૨૦)

જાંબવાન મોટો ભક્ત હતો પણ ચોરીથી જીવન વિતાવતાં પ્રાકૃત થએલો અને તેના સંબંધને લઈને તેના સેવકો પણ પ્રાકૃત બનેલા. તેથી સદ્દબુદ્ધિ નહિ હોવાથી અને વિષયમાં આસક્તિ હોવાથી ભગવાનને જોઈને વિચાર કર્યા વગર ધાવે રાડ પાડી એમ નીચેના શ્લોકથી કહે છે.




**तमपूर्वं नरं दृष्ट्वा धात्री चुक्रोश भीतवत् ।**
**तच्छ्रुत्वाभ्यद्रवत्क्रुद्धो जाम्बवान्बलिनां वरः ॥२१॥**

देवादीनामन्यतर श्चेद्वाक्स्तम्भनादिकमपि कुर्यादिति । तदभावात् भगवतो क्लिष्टकर्मत्वं ज्ञात्वा नरोऽयमिति ज्ञातवती । आकृतिवचनो वा नरशब्दः । स्वस्थस्याप्याक्रोशो भवतीति तद्वयावृत्त्यर्थं पुत्रं वा मारयिष्यतीति बुद्धया जाम्बवानपि महानिति तथा भयाभावात् भीतवत् चुक्रोश । यतो धात्री बालकरक्षापरा । ततोऽन्तःकार्यान्तरव्यापृतोऽपि तद्वाक्यं श्रुत्वा समागत इत्याह तच्छ्रुत्वेति । मदायतनेऽपि मण्यर्थं कः समागत इति क्रोधः । जाम्बवानिति नाम्ना प्रसिद्धो रामायणे बुद्धिविशेषे, तादृशोऽप्यविचार्य समागतः। तत्र हेतुर्बलाभिमान इति अभिप्रायेणाह बलिनां वर इति । बलिभिरपि वरणीय इत्यर्थः । एतादृशोऽपि कालादिवशादज्ञो भूत्वा भगवता सह युद्धं कृतवानित्याह स वा इति ।

<u>શ્લોકાર્થ - ૨૧ :</u> તે નવા નરને જોઈને ભય પામેલી ધાવે રાડ પાડી.તે સાંભળીને બલવાન જાંબુવાન કોપ કરીને દોડી આવ્યો. (૨૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પણ કોઈ દેવ નહિ હોવાથી અને ભગવાન કલેશ વિના કર્મ કરનારા છે એમ જાણીને આ નર છે એમ ધાવે જાણ્યું અથવા 'નર' શબ્દ આકૃતિ જણાવનારો છે. સ્વસ્થ હોય તે પણ રાડ પામે એવું સંભવે છે પણ તેમ ન હતું. પણ આ નર પુત્રને મારશે એ વિચારથી ભય પામેલીએ રાડ પાડી કારણ કે જાંબવાને પણ મોટા બહાદૂર હોવાથી ભય ન હતો. ધાવનું વચન સાંભળીને ઘરના કામમાં રચ્યો પચ્યો હોવા છતાં જાંબવાન આવ્યો 'મારા રહેઠાણે મણિ માટે કોણ આવ્યો'?

એવા વિચારથી ક્રોધ થયો. પણ તે પણ વિચાર કર્યા વગર આવ્યો. 'બલવાનોમાં ઉત્તમ' વિશેષણથી તે બલવન હતો એવો અર્થ છે. (૨૧)

પછી તેને અજ્ઞાની થઈ ભગવાન સાથે યુદ્ધ કર્યું. તે હવે કહે છે.

**स वै भगवता तेन युयुधे स्वामिनात्मनः ।**

**पुरुषं प्राकृतं मत्वा कुपितो नानुभाववित् ॥२२॥**

स्वयमपि प्रसिद्धः, तथा कुर्वन् लोके अपकीर्तिमपि प्राप्स्यतीति सूचितम् । तत्रापि वै निश्चयेन । शरीरेण जीवस्याराध्यो भगवान् । तत्राप्यात्मनः स्वामिना स्वस्यैवोपास्यरूपेण । तत्कथमित्याकाङ्क्षायामाह **तेनेति** । रघुनाथेन । कृष्ण एव रघुनाथः, तामेव सर्वां सामग्रीं गृहीत्वा समागत इति । स एव लक्ष्मणो बलः । सैव सीता रुक्मिणी । ते वानरा यादवाः, सैवायोध्या द्वारका, सैव सरयूर्गोमतीति । तर्हि कथं युयुधे तत्राह पुरुषमिति । प्राकृतं पुरुषं मत्वा प्रकृत्यधिष्ठातारम्, न तु पुरुषोत्तमम् । ननु महतः कथमेतादृशमज्ञानमिति चेत्, तत्राह कुपितो नानुभावविदिति । दृष्ट्वा क्रोधवशात् अलौकिकत्वं न ज्ञातवान् । पूर्वं तु कृतो गोवर्धनादेरनुभावो न श्रुतः । सत्सङ्गाभावात् बिलेशयत्वाच्च । अतोऽनुभावानभिज्ञत्वात् कोपावेशाच्च स्वामित्वेनाज्ञात्वा युयुधे । अक्लिष्टकर्मा च भगवान् । अनुक्त्वैव स्वयं युद्धं कृतवान् । भगवत उत्तरार्धलीलायां प्रकृतिः कालादयश्चासहमाना जाताः । तेषां पीडार्थं, पुरुषं परित्यज्य सप्तविंशति तत्त्वानि, यथा काठिन्यं जहति, तथा मुष्टिप्रहारैः सेवककृतैः चलने पादाविव कोमलानि कृतानीत्येके । चिरकालं मल्लयुद्धाकाङ्क्षया तथा कृतमित्यन्ये । रामावतारे हि तस्मै वरोदत्तो रामेण त्वदाराधनां ग्रहीष्यामीति । पुनस्तेन विज्ञापनायां कृतायां बलं मदीयं व्यर्थं जायत इति । ततो भगवान् बुद्धिमिदानी प्रकटीकुरु, बलं पश्चात्पकटीकरिष्यामीत्याह । नहि कश्चिज्जीवस्त्वत्पराक्रमं सोढुं शक्त इति । अतस्तत्र स्थापितां ज्ञानशक्तिं पूर्वावतारे गृहीत्वा इदानीं बलशक्तिमपि गृह्णन् पूजां गृहीत्वा तं मुक्तं करिष्यतीति तथा भगवदुद्योगः ॥२२॥

ग्रहादिवशाज्जयो न जायत इति कदाचित्तस्य शङ्का स्यात्, अतस्तन्निराकरणार्थं सर्वेष्वेव नक्षत्रेषु युद्धं निरन्तरं कृतवानित्याह **द्वन्द्वयुद्धमिति** ।

શ્લોકાર્થ - ૨૨ : કોપ પામેલા અને પ્રભાવ નહિ જાણનારા તેને પોતાના તે સ્વામીને પ્રાકૃત માનવ માનીને તેની સાથે યુદ્ધ કર્યું. (૨૨)

ભાવાર્થ, સુબોધિનીજી : જાંબવાન પોતે પ્રસિદ્ધ હતો. પણ યુદ્ધ કરતાં તેની અપકિર્તિ થશે છતાં પણ નિશ્ચિયપૂર્વક યુદ્ધ કર્યું.

જીવે શરીરથી ભગવાનની આરાધના કરવાની છે છતાં પણ પોતાના સ્વામી એટલે તે જેની ઉપાસના કરતો હતો તેની સાથે યુદ્ધ કર્યું. જાંબુવાન ભગવાનની ઉપાસના કરતો હતો તે કેવી રીતે? એ શંકામાં 'તમ' તે શબ્દ યોજેલ છે. તેમની એટલે રઘુનાથની સાથે યુદ્ધ કર્યું. કારણ કે શ્રીકૃષ્ણ જ રઘુનાથ હતા. તે બધી સામગ્રી લઈને ભુતલ પર પધાર્યા હતા. બલભદ્ર તેજ લક્ષ્મણ છે. રૂકિમાણી તેજ સીતા અને યાદવો વાનરો હતા. દ્વારકાં એજ અયોધ્યા અને ગોમતી તેજ સરયુ નદી હતી.

ત્યાં તેણે યુદ્ધ તેમની સાથે કેમ કર્યુ એવી શંકા થાય ? તેથી 'પ્રાકૃત પુરૂષ માનીને' શબ્દ યોજેલ છે. પ્રાકૃત પુરૂષ એટલે પ્રકૃતિને આધીન માનીને યુદ્ધ કર્યું. પણ પુરૂષોત્તમ જાણીને યુદ્ધ કર્યુ ન હતું. મોટા જાંબવાનમાં પણ આવું અજ્ઞાન કેમ? એવી શંકા થાય તે માટે 'કોપ પામેલા અને પ્રભાવ નહિ જાણનારા' વિશેષાણો યોજેલા છે. ક્રોધને લીધે અલૌકિકપણું જાણ્યું નહિ. ગોવર્ધન લીલાનો પ્રભાવ તો સત્સંગ નહિ હોવાથી અને ગુફામાં રહેનારો હોવાથી તેને સાંભળ્યો ન હતો. તેથી પ્રભાવ નહિ જાણતો હોવાથી અને ક્રોધથી તે પોતાના સ્વામીને ન જાણતાં યુદ્ધ કર્યું. અને ભગવાન કલેશ વગર કર્મ કરનારા છે એમ જાણી કાંઈ પણ કીધા વગર યુદ્ધ કર્યું. કેટલાક કહે છે કે પ્રકૃતિ, કાલ વિગેરે ભગવાનનો ઉદ્ધાર કરવાની લીલા સહન કરી શકયા નહિ. તેને પીડાવા માટે ચાલીને ચરણો કોમળ કરે તેમ પુરૂષને મૂકી દેતાં બાકીના સત્તાવીશ તત્વો જેમ કઠનાઈ ત્યજી દે તેવી રીતે તેને મુક્કીના પ્રહારોથી મલ્લયુદ્ધની ઈચ્છાથી ભગવાને યુદ્ધ કર્યું.

ભગવાને યુદ્ધ કર્યું કારણ કે રામાવતારમાં રામે તારી પૂજા હું ગ્રહણ કરીશ એવું વરદાન આપેલું . તેથી મારૂ બલ વ્યર્થ જાય છે. એવી વિજ્ઞપ્તિ કરતાં ભગવાને કહેલું. હમણાં બુદ્ધિ પ્રગટ કર, બલ પછી તું પ્રગટ કરજે. કારણ કે કોઈ પણ જીવ તારૂ બલ સહન કરવા માટે શકિતવાળો નથી. તેથી જાંબવાનમાં જ્ઞાનશકિત

રામાવતારમાં ગ્રહણ કરીને આ કૃષ્ણાવતારમાં બલશક્તિ પણ ગ્રહણ કરીને તેની પૂજા ગ્રહણ કરીને તેને મુકિત આપશે એવા અભિપ્રાયથી ભગવાને ગુફામાં પધારી યુદ્ધ કરવાનો ઉદ્યમ કર્યો. (૨૨)

ગ્રહો વિગેરેના કારણથી જય થતો નતી. એવી જાંબવાનને શંકા થાય તેથી તે દૂર કરવા બધાએ નક્ષત્રોમાં ભગવાનને યુદ્ધ કર્યું.

**द्वन्द्वयुद्धं सुतुमुलमुभयोर्विजिगीषतो: ।**
**आयुधाश्मद्रुमैर्दोर्भि: क्रव्यार्थे श्येनयोरिव ॥२३॥**

उभयोरेव द्वन्द्वयुद्धं सम्यक् प्रकारेण, न तु नटवदभिनय मात्रेण । तुमुलमधिकम् । प्रहारे सर्वबलविनियोगस्तुमुलता । उभयोर्विजिगीषतोरिति तथा करणे हेतुः । शीघ्रमेव प्रहारेण व्यथितः । युद्धं त्यजत्विति जेतुमिच्छा अज्ञानाज्जाम्बवतः । जित एव जानातीति ज्ञापनार्थं भगवतः। तत्र युद्धसाधनान्यनेकान्याह आयुधेति । आद्रौ नानाविधान्यायुधानि । महाशूरत्वाथ भगवतेऽपि दत्वा युद्धं करोतीत्येके । यदेवायुधं जाम्बवान् गृह्णाति, तज्जातीयमेव भगवानाविर्भावयतीत्यपरे। यदेव प्रक्षिपति, तदेव गृहीत्वा तेन प्रहरतीति वस्तुस्थितिः । अश्मानस्तु सुलभाः, द्रुमाश्च । सर्वेष्वेव मग्नेषु पश्चाद्दोर्भिः । नन्वस्य युद्धस्य को विधिरिति चेत्, तत्र दृष्टान्तमाह क्रव्यार्थे श्येनयोरिवेति । क्रव्यस्थानीयः स्यमन्तको मणिः, श्येनो वै वयसां बलिष्ठो भवति । यावतस्यमन्तकप्राप्तिः, तावद्युद्धमित्यर्थः । अत्यावश्यकमाग्रहं च जनयतीति क्रव्यतुल्यता । क्रव्यमुत्कृष्टमपक्वं मांसां सर्वथा जीवनार्थमपेक्षितम्, तथा लोकापवादनिराकणार्थं भगवतोऽपेक्षितम् । तस्यापि भास्वरं जयेन प्राप्तमिति मोहादपेक्षितम् । क्षुत्पीडा च श्येनजातीयस्य गोमायोश्चनास्तीति बहूनर्थान् तुल्यान् दृष्ट्वा श्येनौ दृष्टान्तीकृतौ ॥२३॥

एवं युद्धस्य कालमाह आसीत्तदष्टाविंशाहमिति ।

<u>શ્લોકાર્થ - ૨૩ :</u> જેમ માણસોને માટે બે બાજ લડે તેમ જીતવા ઈચ્છનારા બંનેનું હથીઆરો, પથરા, વૃક્ષો અને બાહુથી તુમુલ યુદ્ધ કર્યું. (૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી : બંનેનું યુદ્ધ એટલે દ્વંદ્વ યુદ્ધ પરંતુ નટોની માફક નાટક ભજવાનું ન હતું. તુમુલ એટલે ઘણું ભયંકર પહાર કરતાં બધા બલનો ઉપયોગ એ તુમુલ યુદ્ધ છે. 'જીતવા ઈચ્છાનારા બંનેએ' શબ્દોથી યુદ્ધનું પ્રયોજન કરેલ છે. ભગવાન પહારથી દુઃખ પામી યુદ્ધ પડતું મૂકે એવી અજ્ઞાનતાને લીધે જાંબવાનને જીતવાની ઈચ્છા હતી. હારેલાં જ જાંબવાન અને ઓળખશે એમ ભગવાનની ઈચ્છા હતી. હાથીઓરો, પત્થરો, વૃક્ષો અને બાહુઓથી શબ્દથી યુદ્ધના બધા જ સાધનો કહેલ છે. ઘણો શૂરવીર હોવાથી ભગવાનને પણ હથિયારો આપી યુદ્ધ કરતો હતો. સાચો વૃતાંત એવો છે કે જે હથિઆર જાંબવાન ફેંકતો તે જ પકડીને ભગવાન પહાર કરતા. પછીથી બાહુથી યુદ્ધ કરવા લાગ્યા. આ યુદ્ધ કયા પ્રકારનું હતું? એવી શંકા થાય તેથી 'જેમ માંસ માટે બે બાજ લડે' એવું દૃષ્ટાંત આપેલું છે. અહીં માંસને બદલે સ્યમંતક મણિ હતો. જ્યાંસુધી સ્યમતંક મણિ મળે નહિ ત્યાં સુધી યુદ્ધ કરવાના હતા એવો અર્થ છે.

'ક્વ્યમ્' એટલે કાચું માંસ સદા જીવન માટે જરૂરી છે. તેમ લોકમાં અપકિર્તિ દૂર કરવા ભગવાનને સ્યમંતકની જરૂર હતી. બાજ પક્ષી અને શિયાળોને ભૂખની પીડા થતી નથી. એટલે તે દૃષ્ટાંત છે. એ પ્રમાણે યુદ્ધનો સમય કહે છે.(૨૩)




**आसीत्तदष्टाविंशाहमितरेतरमुष्टिभिः ।**
**वज्रनिष्पेषपरुषैरविश्रमहर्निशम् ॥२४॥**

अष्टाविंशे दिवसे ज्ञानं जातमिति तदपि दिनं फलरूपं युद्धमध्ये गृहीतम् । इतरेतरमुष्टिभिः वज्रनिष्पेषादपि परुषैस्तद्युद्धं मध्ये विश्रामरहितम् । अहर्निशमिति ऐहिकावश्यककालकृतोऽपि विश्रामो नास्तीति सूचयति । भगवांस्तावत् प्रहारं करोति, यावत्स करोति, सोऽपि बलरुपो भवतीति वज्रनिष्पेषादपि तत्प्रहारः परुषः । अतस्तुल्यत्वात् न विरमणम्, नाप्येकस्य पराजयः । भक्तत्वाद्भगवतो न मारणीयः । भगवांस्त्वशक्य एव । अत्र काचिद्विरुद्धा कथा । महामायोपस्थानस्याग्रे निरूपितत्वात् तेन

विरोधादुपेक्षणीया । कल्पान्तरीयेत्यन्ये समादधुः ततः कालकृतं तस्य बलमिति सप्तविंशात्मके काले अतीते । प्राकृतबलपक्षेऽपि अष्टाविंशतिप्रकारं तद्बलमिति ।।२४।।

यदैव पुरुषप्रकारः समागतः, तदैव तस्य विवेक उत्पन्न इत्याह कृष्णमुष्टीति।

શ્લોકાર્થ - ૨૪ : વ્રજના પ્રહારથી કઠોર એકબીજાની મુક્કીઓથી રાતદિવસ અટકયા સિવાય અઠ્ઠાવીસ દિવસ સુધી યુદ્ધ ચાલ્યું. (૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : અઠ્ઠાવીસમા દિવસે જાંબવાનને આ ભગવાન છે. તેનું ભાન થયું. વ્રજના પ્રહારથી અને એકબીજાની મુકિકઓના પહારથી વચ્ચે અટકયા વગર રાતદિવસ યુદ્ધ ચાલ્યું. 'રાતદિવસ' શબ્દથી જણાવેલ છે. જેટલો પ્રહાર તે કરતો તેટલો ભગવાન કરતા. તેનો પ્રહાર વ્રજના પહારથી પણ વધારે કઠોર હતો. બંને સરખા હોવાથી કોઈ અટકતું ન હંતુ તેમ કોઈનો પરાજય થતો ન હતો. જાંબવાન ભકત હોવાથી ભગવાનને હણવા યોગ્ય ન હતો. ભગવાનને તો મારવાનું તેનાથી અશકય જ હતું. અહીં કોઈક ખોટી કથા કહી છે અને માયાનું પૂજન કહેલ છે. તે વિરૂધ્ધ હોવાથી તે લેવી નહિ. બીજાઓ તેને બીજી રીતે ગણી સમાધાન કરે છે.(૨૪)

જાંબવાન સતાવીશ નક્ષત્રોનો કાલ થઈ જતાં તેને વિવેક ઉત્પન્ન થયો તે નીચેના શ્લોકથી કહે છે.

**कृष्णमुष्टिविनिष्पातनिष्पिष्टाङ्गोरुबन्धन : ।**
**क्षीणसत्त्वः स्विन्नगात्रस्तमाहातीव विस्मित : ।।२५।।**

तस्य क्षीणेऽपि बले भगवतो बलं न क्षीणमिति । पश्चादल्पप्रहारैरपि निष्पिष्टाङ्गः । अङ्गानां चोरुबन्धनानि यस्य । विशीर्णसर्वावयवो जात इत्यर्थः । हस्तपादादयो भग्नाः। ततः अशक्तः जिज्ञासायां प्रवृत वक्तुं बाह्याभ्यन्तरराशक्तिमाह क्षीणसत्त्वः स्विन्न गात्र इति । अन्तःकरणे विवेकधैर्य क्षीणे, गात्रेषु प्रस्वेदेन शरीरमपि क्षीणम्, निष्पीडितमिवाभूत् । ततो विस्मितो जातः । विचारे क्रियमाणे समागमनादिभिः प्राकृतधर्मैर्जीवत्वे ज्ञाते

स्वसमानबलतैव कस्यापि नास्ति । ततोऽधिकबलः कथं जात इत्याश्चर्यम् । भगवत्त्वे वा कथमेवं रूपेणागत इति उभयत्र विरोधादतीव विस्मितो जातः ॥२५॥

ततो विरोधपरिहारे विचार्यमाणे लीलयापि प्राकृतवच्चेष्टा भवतीति निश्चित्य बलस्य प्रत्यक्षसिद्धत्वाच्च भगवानेवायामिति ज्ञात्वा स्वस्य पराजयः नातीव मनःपीडां करोतीति ज्ञापयन् भगवतं स्तौति जान इति त्रिभिः ।

*શ્લોકાર્થ -૨૫ : શ્રીકૃષ્ણની મુક્કિના પ્રહારથી જેના અવયવો અને સાંધાઓ ઢીલા થઈ ગયા હતા. જેના સત્વનો ક્ષય થયો હતો અને જેના અવયવોમાં પરસેવો થએલો હતો. તેવા જાંબુવાનને ઘણો વિસ્મય પામી નીચે પ્રમાણે કહ્યું. (૨૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેના બલનો ક્ષય થયો પણ ભગવાનના બલનો ક્ષય થયો નહતો. તેથી થોડા પહારથી જેના અવયવો અને સાંધાઓ ભાગી ગએલા છે તેવો તે થયો એવો અર્થ છે. હાથ, પગ વિગેરે ભાંગી ગયા. પછી યુદ્ધ કરવા અશક્ત થયો અને વિચાર કરવા લાગ્યો. જેના સત્વનો ક્ષય થયો હતો અને જેના અવયવોમાં પરસેવો થયો હતો એ વિશેષણથી બહાર અને અંદરની શક્તિ રહી નહિ તે જણાવે છે. અન્તઃકરણમાં વિવેકનો અને ધૈર્યનો નાશ થયો. શરીર નબળું થયું. નીચોવી નાખેલાં જેવું ઢીલું થયું. પછી તે વિસ્મય પામ્યો. પ્રાકૃત ગુણોથી 'આ જીવ છે' એમ જાણતાં કોઈ પણ જીવ મારી સમાન બલવાન નથી તો આ મારાથી બલવાન કેવી રીતે થયો? એવું આશ્ચર્ય થયું. જો ભગવાન હોય તો આવા સ્વરૂપથી કેમ પધાર્યા? એમ માની વિસ્મય પામ્યો. (૨૫)

ભગવાનની લીલાને લીધે પણ પ્રાકૃત પુરૂષના જેવી ચેષ્ટા કરે છે. એવો નિશ્ચય કરીને 'આ ભગવાન છે' એમ જાણી નીચેના શ્લોકથી ત્રણ વડે ભગવાનની સ્તુતિ કરે છે.

जाने त्वां सर्वभूतानां प्राण ओजः सहो बलम् ।
विष्णुं पुराणपुरुषं प्रभविष्णुमधीश्वरम् ॥२६॥



**त्वं हि विश्वसृजां स्रष्टा सृज्यानामपि यच्च सत् ।**
**कालः कलयतामीशः पर आत्मा तथात्मनाम् ॥२७॥**
**यस्येषदुत्कलितरोषकटाक्षमोक्षैर्वर्त्मादिशत्क्षुभितनक्रतिमिङ्गिलोऽब्धिः।**
**सेतुः कृतः स्वयशसोज्ज्वलिता च लङ्का रक्षःशिरांसि भुवि पेतुरिषुक्षतानि**
**राजसैः सात्त्विकैश्चैव तामसैस्तन्निभैर्गुणैः ।**
**सम्पूर्णैः सहितो विष्णुर्भगवानेव नान्यथा ॥२८॥**

कथं निवृत इत्याकाङ्क्षायां ज्ञात्वा निवृत्त इत्याह जान इति । ज्ञानमार्गानुसारेणापि ज्ञानं सम्भवतीत्यत आह त्वामिति । त्वामहं जाने । तत्र प्रकारानाह **सर्वभूतानां प्राण ओजः सहो बलमिति** । प्राण आसन्यः, तस्य कार्यमोजः इन्द्रियशक्तिः । सहोऽन्तकरणस्य । बलं शरीरस्य । एवं सर्वप्राणिषु बलात्मा कार्यकारणभेदेन विभक्तवीर्य आसन्यस्त्मेव । एवं नरोत्तमत्वमुक्त्वा पुरुषोत्तमत्वमाह विष्णुमिति । विष्णुरधिकार्यपि भवतीति तावन्मात्रतां निराकर्तुं विशेषमाह **पुराणपुरुषमिति** । पुरुषोत्तमम् । किञ्च । तादृशोऽपि प्रभविष्णुः । लोककृद्भावयति । प्रकर्षेण भावयति वा। किञ्च । **अधीश्वरं** सर्वनियन्तारं कालरुपम् । पूर्वं कियाशक्तिर्निरूपिता चतुर्धा रूपभेदेन । इदानीं ज्ञा-शक्तिनिरूप्यते चतुर्धा, ज्ञानं च चतुर्विधम् । नियामकमेकम्, इष्टसाधनतां ज्ञापयित्वा प्रवर्तकं द्वितीयम्, ततः फलदातृत्वेन स्थितं तृतीयम्, ततो निर्वाहकसर्वरूपं चतुर्थम् । तद्विष्णुपदेन प्रत्यवरोहकमेण अन्यैः पदैश्च निरूपितम् ।

एवं पूर्णक्रियाज्ञानशक्तिमत्त्वेन भगवन्तं निरूप्य तस्य जगज्जन्मादिमोक्षान्तकार्याणि चत्वारि निरूपयति त्वं हीति । श्रुतयः सम्मत्यर्थं गृहीताः । विश्वसृजां तत्त्वानामपि त्वं स्रष्टा । सृजयानामपि घटादीनां सत्स्वरूपं भवानेव । अनेन स्थितिरुक्ता । कलयतां कालमहादेवयमादीनामपि त्वं काल उपसंहारकर्ता । एवं सृष्टिस्थितिप्रलयानुक्त्वा मोक्षदातृत्वमाह परमात्मेति । आत्मनां सर्वेषामेव जीवानां परमात्मा फलरूपः । सायुज्यस्थानमिति यावत् । तथात्मनां वा परमात्मत्वेन सेवमानानां परमात्मा मोक्षदाता । अथवा । भगवतः

सर्वत्वं वक्तुं संदशस्योत्पत्त्यादिजनकत्वेन स्वरूपं भगवानित्युक्तवा, चिदंशमपि भगवानेवात्मेतिवदन्, आत्मत्वेनैव स्वरूपता सिद्धेति तन्नियामकान्तर्यामिरूपत्वेन भगवन्तं निरूपयति परेति ।

एवं मूलकार्यरूपे निरूप्य य एव रामो मम स्वामी, स एव भवानिति वक्तुं रामावतारपौरुषमाह यस्येषदिति । ईषदुत्कलितः पुष्पप्रायः क्रोधः, तत्रापि ऊर्ध्वं कलिकामात्रं जातः, सोऽपि मनस्येवेत्याह कटाक्षरूपा, ते च पुनः दृष्टयवयवाः मोक्षरूपा इति ज्ञापयितुं कटाक्षाणां मोक्षा निरूपिताः । अल्पजीवाश्चेतनाः तैर्भीता भविष्यन्तीति किं वक्तव्यम् । ततः अब्धिरपि वर्त्म आदिशत् । मदुपरि मार्गं कृत्वा गच्छन्त्वित्युक्तवान् । ननु देय एव मार्गः, कथमुपायमुपदिष्टवानित्याह क्षुभितनक्रतिमिङ्गिल इति । नक्राणां तिमिङ्गिलानां च क्षोभं दृष्ट्वा तथोक्तवानित्यर्थः । अब्धिश्च आपो धीयन्ते अस्मिन्निति तासां निरन्तरमुत्पत्तिर्बाधिता स्यात् । अतो मर्यादारक्षार्थमपि तथोक्तवान् । अप्स्वभावः भगवत्कृत : । तेनान्य थाकर्तुं न शक्यत इति मार्ग एव कर्तव्य इति भगवानेव प्रार्थितः । अन्तरिक्षेणापि गमनेन गत्वा मारयितुं शक्यम् , तथा सति राक्षसैस्तुल्यता भविष्यतीति अलौकिके कर्तव्ये प्रस्तराणामेव समुद्रे प्लवनं निरूपितम् , न वानराणशमिति भगवता सेतुः कृत इत्याह । क्रमेण चरित्रयं निरूप्यते । सेतुबन्धो राजसः, दाह सात्त्विकः रक्षसां वधश्च शिष्ट इति । जलाग्न्ययासन्यानां निमित्तत्वात् सत्त्वादिकमो वा । स्वयशसा लङ्का उज्ज्वलितेति । ऊर्ध्वं ज्वलिता ज्वालिता उज्ज्वलीकृता वा । अनेनैतत् ज्ञापितम्, रघुनाथेनैव लङ्का प्रकाशितेति । अन्यथा लङ्कां का जानीयात् । नह्यन्यानि राक्षसस्थानानि लोके प्रसिद्धानि । इषुभिः क्षतानि स्वमेव भूमौ पेतुः । क्षतमात्रेणैव भगवत्सामर्थ्यादिव पतितानि ।

एवं कृते स्तोत्रे भग्नसर्वाङ्गं यथापूर्वं कृत्वा भगवानुवाचेत्याह इतीति ।

श्लोकार्थ -२६ : हुं आपने सर्व प्राणीओना प्राण, ईंद्रियोनी शक्ति अने अन्तःकरणनी शक्ति अने बल पुराण पुरुष विष्णु उत्पन्न करनार अने

*વશનાર જાણું છું. (૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : જાંબવાન યુદ્ધ કરતાં કેમ અટકયો ? શંકામાં 'જાણું છુ' શબ્દથી ભગવાનને ઓળખી, જ્ઞાનમાર્ગ પ્રમાણે ભગવાનનું જ્ઞાન થવાનું સંભવે છે. 'આપને' શબ્દ યોજેલ છે. હું આપને ઓળખું છું. સર્વ પ્રાણીઓના પ્રાણ, ઈંદ્રિયોની શકિત અને અન્તઃકરણની શકિત અને બલ શબ્દથી તે જ્ઞાનના પ્રકારો કહે છે. એ પ્રાણ ઉત્તમ નરપણાનું વર્ણન કરી, પુરૂષોત્તમપણું જણાવે છે. આપ વિષ્ણુ છો. પુરાણ પુરૂષ છો એમ વધારામાં કહે છે. પુરાણ પુરૂષ એટલે પુરૂષોત્તમ આપ ઉત્પન્ન કરનાર અને પાલન કરનાર છો.વળી વશ રાખનાર છો.કાલરૂપ હોઈ બધાને વશ રાખો છો. એમ ક્રિયાશક્તિનું નિરૂપણ કરી જ્ઞાનશક્તિનું નિરૂપણ કરે છે. જ્ઞાન ચાર પદાર્થોનું સાધન અને સર્વનો નિર્વાહ કરનાર છો. 'વિષ્ણુ' શબ્દથી તે જણાવેલું છે. પૂર્ણ ક્રિયાશક્તિ અને જ્ઞાન શકિતવાળા ભગવાનને જણાવીને નીચેના શ્લોકથી જગતના જન્મથી આરંભી મોક્ષ સુધી ચાર કાર્યોનું નિરૂપણ કરે છે. (૨૬)

*<u>શ્લોકાર્થ -૨૭</u> : આપ નિશ્ચય તત્વોના રચનારા છો. અને રચવાના પદાર્થોમાં જે સત્ છે તે આપ છો. કાલ છો, ઈશ્વર છો અને આત્માઓના પણ આત્મા પરમાત્મા છો. (૨૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'હિ' શબ્દ નિશ્ચય બતાવનારો છે. તે શ્રુતિઓની સંમતિ જણાવે છે. વિશ્વ સૃનાં એટલે તત્વોના પણ આપ રચનારા છો. દરેક પદાર્થોનું 'સત્' સ્વરૂપ પણ આપ જ છો. એમ સ્થિતિ કહી કાલ-મહાદેવ, યમ વિગેરેના પણ તમો કાલ છો એટલે નાશ કરનારા છો. એ પ્રમાણે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયનું નિરૂપણ કરીને 'પરમાત્મા' શબ્દથી મોક્ષ આપનાર જણાવેલ છે. બધા જીવોના આત્મામાં આપ ફલરૂપ પરમાત્મા છો. એટલે સાયુજયનું સ્થાન છો એવો અર્થ છે.

અથવા પરમાત્મા તરીકે આપની સેવા કરનાર આપ પરમાત્મા મોક્ષ આપનાર છો એટલે ભગવાન સર્વરૂપ છે. એટલે જીવોના અંશ આત્મા પણ તમો છો. એમ કહીને આત્માઓને વશમાં રાખનાર અન્તર્યામી

સ્વરૂપ 'પર' સ્વરૂપથી સ્તુતિ કરે છે.(૨૭)

એવી રીતે મૂલ સ્વરૂપ અને કાર્યરૂપ આપ છો. એમ કહીને જે રામ મારા સ્વામી હતા તે જ આપ છો. એમ હવે જણાવે છે.

શ્લોકાર્થ - ૨૮ : જેમનો સ્હેન કટાક્ષવાળા, ક્રોધવાળા કટાક્ષોના છુટવાથી ખળભળી ઉઠેલા મગર અને મગરમચ્છવાળા સમુદ્રે માર્ગ બાંધવા જણાવ્યું. પુલ બાંધ્યો. પોતાના યશથી લંકાને ઉજ્જ્વલ કરી અને જેમના બાણથી ધવાએલા રાક્ષસોના માથાઓ ભૂમી ઉપર પડયા તે જ આપ છો.(૨૮)

ભાવાર્થ, સુબોધિનીજી : સ્હેજ ખીલેલા પુષ્પ જેવો ક્રોધ અને તેમાં ફક્ત કળી જ આવેલી તે ક્રોધ મનમાંજ હતો એમ 'કટાક્ષોના છુટવાથી' શબ્દોથી જણાવેલ છે. મનમાં જરા ક્રોધ થયો એટલે નજર તેવી થઈ અને તે પણ કટાક્ષરૂપ જ તેમાં 'કટાક્ષોના મોક્ષરૂપ' કહેલા છે. હલકા જીવો કટાક્ષોથી મોક્ષ પામે તેમાં તો કવેળું શું? કારણ કે તેથી સમુદ્રે માર્ગ બાંધવા જણાવ્યું. એટલે મારા પર માર્ગ બાંધીને જાઓ એમ કહયું.

સમુદ્રે માર્ગ આપવાં જ જોઈએ અને અમે પાર જવાનો ઉપાય કેમ જણાવ્યો? તેવી શંકામાં 'ખળભળી ઉઠેલા મઘર અને મઘર મચ્છવાળા' વિશેષણ યોજેલ છે. વળી આપ જલ વહેલ છે જેની અંદર એવો સમુદ્ર તે માર્ગ આપે જલની ઉત્પત્તિ સદા માટે ટળી જાય. તેથી મર્યાદાનું રક્ષણ થાય તે માટે સમુદ્રે તેમ કર્યું. જલને સમુદ્રમાં રહેવાનું ભગવાને નક્કિ કરેલું છે. તે તેનો સ્વભાવ છે. આકાશ માર્ગે જઈને પણ લંકા જઈ રાવણને હણી શકાત પણ તેમ ન કરતાં અલૌકિક કરવાનું થયું ત્યારે પત્થરોને સમુદ્રમાં તરવાનું જણાવ્યું અને ભગવાને પુલ બાંધ્યો. પુલ બાંધવો એ રાજસ કાર્ય છે. લંકાને બાળવી તે સાત્વિક અને રાક્ષસોનો વધ એ તામસ છે.

જલ, અગ્નિ અને પ્રાણ નિમિત હોવાથી સતાનો ક્રમ જણાયો. પોતાના યશથી લોકોને ઉજ્જ્વલ કરી એમ જણાવ્યું છે.

રામે જ લોકોને પ્રસિદ્ધ કરી નહિ તો લંકાને કોણ જાણત? કારણ કે રાક્ષસોના બીજા સ્થાનો લોકમાં પ્રસિદ્ધ નથી. બાણોથી ધવાએલા રાક્ષસોના

માથાઓ ભૂમી ઉપર પડયાં. તે ભગવાનનું સામર્થ્ય જણાવે છે.(૨૮)

એ પ્રમાણે જાંબવાને સ્તુતિ કરી ત્યારે ભગવાને તેને નીચેના બે શ્લોક વડે ભાંગેલા અવયવો પહેલાં જેવા કર્યા.

**इति विज्ञातविज्ञानमृक्षराजानमच्युतः ।**
**व्याजहार महाराज भगवान्देवकीसुतः ॥२९॥**

विशेषेण ज्ञातं विशेषज्ञानं यस्य, स्वभावतोऽपि महान्तमृक्षराजानम्, अच्युतः सर्वतः धर्मा अपि तस्य तथेति । एतत्प्रयोजनमुत्तरश्लोके वक्तव्यम् । तत्कृतपीडाभावाय वा । व्याजहार स्पष्टमुक्तवान् । निन्दितत्वात् कदाचित् व्याजेनापि वदेत् । अत एतदुक्तम् । महाराजेति संबोधनं सेवकापराधापरिगणन ज्ञापनार्थम् । ननु कथं स्पष्टं वचनं कथं वा नाज्ञापितवानित्याह भगवानिति । सर्वसमर्थः । तादृशोऽपि देवकीसुतो भक्तकृपालुः। अतो युक्तमेवास्य स्पष्टचनमिति भावः ॥२९॥

वचनात्पूर्वमेव तस्य हितं च कृतवानित्याह अभिमृश्येति ।

**अभिमृश्यारविन्दाक्षः पाणिना शंकरेण तम् ।**
**कृपया परया भक्तं मेघगम्भीरया गिरा॥३०॥**

तस्याभिमर्शोऽपि सकृत कृतो नित्यं तिष्ठति । सामान्यस्यैव वाभिमर्शः सुखकरो भवति तत्क्षणम्, किं वक्तव्यमानन्दमयस्य । तत्रापि यस्मिन् क्षणे स निष्पादितः, ततःप्रभृति तथैवानुवर्तत इति पूर्वावस्थां ततोऽप्यधिकां वा प्राप्तवान् । मानसीं व्यथां दूरीकर्तुमाह अरविन्दाक्ष इति । दृष्ट्यैव सर्वसुखदायी । शंकरेण पाणिनेति । तस्मिन्नतिशयाधानमप्युक्तम् । येनाग्रे सद्बुद्धिरप्युत्पद्यत इति । एवं कायेन मनसा च सान्त्वनं कृत्वा वचसापि सान्त्वनमाह मेघगम्भीरस्येति । मेघा हि शब्दत एव भाविवृष्टिं सूचयन्तः चिन्तादिसर्वतापहारका भवन्ति । तथाप्यनुचितं कथमुक्तवानित्याशङ्क्याह कृपया परयेति । अनेन वा मानसं सान्त्वनम् । तमिति तथा स्तोत्रकर्तारं सान्त्वनोचितम् । त्रिविधसान्त्वनेऽपि




हेतुर्भक्तमिति ॥३०॥

वाक्यमाह मणिहेतोरिति ।

શ્લોકાર્થ - ૨૯-૩૦ : સર્વ જ્ઞાન જેને સારી રીતે થએલું છે તેવા રીંછના રાજાને અચ્યુતે કહ્યું. આ કહેવાનું પ્રયોજન ત્રીસમા શ્લોકમાં કહે છે. (૨૯-૩૦)

ભાવાર્થ, સુબોધિનીજી : સર્વ જ્ઞાન જેને સારી રીતે થએલું છે તેવા રીંછના રાજાને આચ્યુતે કહ્યું. આ કહેવાનું પ્રયોજન ત્રીસમા શ્લોકમાં કહેશે. 'व्याजहार' એટલે સ્પષ્ટપર્ણે કહ્યું. સેવકના અપરાધની ગણના ન કરવી એ જાણાવવા હે મહારાજ ! એવું સંબોધન છે. સ્પષ્ટ વચન કેમ કહ્યું? આજ્ઞા કેમ ન કરી? એવી શંકા થાય તેથી 'ભગવાન' શબ્દ યોજેલ છે. તે સર્વે કરવા શક્તિમાન છે. તે દેવકીના પુત્ર હોઈ ભક્ત પર કૃપા રાખનારા હતા. તેથી સ્પષ્ટ વચન કહે તે યોગ્ય જ છે. વળી પહેલાંજ તેનું હિત કર્યું તેનો ભગવાને એકવાર કરેલો સ્પર્સ પણ સદા રહે છે અને તે સ્પર્સ સુખ આપાનારો હોય છે. તો આનંદમયના સ્પર્સનું તો કહેવું જ શું?

જે ક્ષણે સ્પર્સ કરવામાં આવ્યો ત્યારથી તે તેવો જ થઈને રહે છે. તેથી જાંબવાને પહેલાં કરતાં અધિક સ્થિતિ પ્રાપ્ત કરી તેની મનની પીડા દૂર કરી તે જાણાવવા 'કમળના જેવા નયનવાળા' વિશેષણ યોજેલું છે. ભગવાન દષ્ટિથી જ બધાને સુખ આપનારા છે. 'સુખ આપનાર શ્રીહસ્તથી' શબ્દથી જાણાવેલ છે. તેથી કાયા અને મનથી સાંતવન શબ્દથી જાણાવેલ છે. તેથી કાયા અને મનથી સાંતવન કર્યું. 'મેઘના જેવી ગંભીર વાણથી' શબ્દોથી વાણીનું પણ સાંત્વન કર્યું. ચિંતાનું પર દુઃખ દૂર કર્યું. છતાં પર ભગવાને અયોગ્ય કેમ કહ્યું? એવી શંકા થાય તેથી ' ઘણી કૃપાથી' શબ્દો યોજેલ છે.

તે એટલે સ્તુતિ કરનાર છે. ત્રણે પ્રકારથી સાંત્વન કરવાનું પ્રયોજન 'ભક્ત' શબ્દથી કહેલું છે. હવે ભગવાનનું વચન કહે છે. (૨૯-૩૦)

**मणिहेतोरिह प्राप्ता वयमृक्षपते बिलम् ।**
**मिथ्याभिशापं प्रमृजन्नात्मनो मणिनामुना ॥३१॥**

अत्रागमने मणिरेव हेतुः । मणिं नेतुमागता । बहुवचनं पूर्वदृष्टसर्वसाहित्यं सूचयति । हेतुशब्दो वा निमित्तवाची । मणिनिमित्तं वयं समागता इत्यर्थः । ऋक्षपत इति । ज्ञात्वैवागमनं निरूपितम् । अन्यथा बिले समागमनं न स्यात् । मणेरपि प्रयोजनमाह मिथ्याभिशापं प्रमृजन्निति । एतद्विस्तरेणोक्तमिति लक्ष्यते । मिथ्याभिशाप : अकृतापकीर्तिकीर्तनम् । लोकाः अतत्त्वविद इति । दृष्टिमेव मन्यन्त इति । अमुना मणिना अभिशापं प्रमृजन् इहागत इति सम्बन्धः। यद्यपि अग्रे मिथ्याभिशापापगमः, तथापि क्रिया प्रारब्धेति वर्तमानप्रयोग एव युक्तः । एकवचनं तु मिथ्याभिशापा एकस्यैवेति । आत्मन इत्यावश्यकता । अन्यथा भक्तोद्धारो न सम्भवतीति भावः ॥३१॥

एवं स्वाभिप्राये निरुक्ते कथं देयमिति विचार्य तावन्मात्रे दत्ते स्वस्य सेवकत्वं न सिध्यति, याचितं सर्व एव प्रयच्छतीति स्वकन्यां च दत्तवानित्याह इत्युक्त इति ।

*श्लोकार्थ -૩૧ : હે રીંછના રાજા ! આ મણિથી પોતાની ઉપર ખોટો આરોપ દૂર કરવા મણિના નિમિત્તે અમે અહીં ગુફામાં આવ્યા છે.(૩૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : અહીં આવવાનું પ્રયોજન મણિ જ છે. મણિ લેવા માટે જ આવ્યા છે. મણિના નિમિત્તને લીધે અમે આવ્યા છે તેવો અર્થ છે.(૩૧)

'હે રીંછના રાજા' એ સંબોધનથી તેને ઓળખીને આવ્યા છે. નહિ તો ગુફામાં આવત નહિ. 'ખોટો આરોપ દૂર કરવા' શબ્દોથી મણિનું પ્રયોજન કહેલું છે. ખોટો આરોપ એટલે કાર્ય માટે નિંદા ગણાવી તે 'લોકો સત્ય જાણનારા હોતા નથી' એટલે આ મણિથી આરોપ દૂર કરવા હું અહિ પધારેલ છું. અહીં વર્તમાન કાળનો પ્રયોગ છે અને એ શબ્દ એકવચનમાં એટલા માટે છે કે તે ખોટો આરોપ હતો. જો તે દૂર કરવામાં ન આવે તો ભકતનો ઉદ્ધાર કરવાનું સંભવે નહિ એવો ભાવ છે. (૩૧)

**श्रीशुक उवाच - इत्युक्तः स्वां दुहितरं कन्यां जाम्बवतीं मुदा।**
**अर्हणार्थं स मणिना कृष्णायोपजहार ह ॥३२॥**

जाम्बवतः अपत्यं जाम्बवती , अनेन पालिता कन्या न भवतीति सूचितम् । ऋक्षाणां विधानान्तराभावात् दानमेव कृतवान् । सापि ततः पूर्वं कन्या अदत्तैव स्थिता । मुदेति भाग्यं जातमिति । भगवानपि पूजितः, कन्यायाः वरोऽपि प्राप्त इति । ततस्तस्या एव कन्यायाः दानसमये अर्हणार्थं मणिमपि दत्तवान् । एतद्द्वयमपि न कुशोदकपूर्वकं प्रादात्, किन्तु उपजहार समीपे आनीय स्थापितवानित्यर्थः ॥३२॥

एवमन्तःस्थितिमुक्त्वा बहिःस्थितिमाह अदृष्ट्वा निर्गममिति त्रिभिः ।

<u>શ્લોકાર્થ - ૩૨:</u> એક કહેવાએલા શ્રીકૃષ્ણને સત્કાર માટે મણિની સાથે પોતાની પુત્રી જાંબવતી આનંદથી આપી. (૩૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જાંબવાનનું સંતાન તે જાંબવતી છે. તે પાલન કરેલી પુત્રી ન હતી. તે બીજાની પુત્રી ન હતી. તેમનામાં બીજી વિધિ નહિ હોવાથી દાન જ કર્યું.

'આનંદ' શબ્દથી જણાવે છે કે જાંબવાનનું ભાગ્ય ખુલ્યું કારણ કે ભગવાનની પૂજા પણ થઈ અને કન્યાને વર પણ મળ્યા. તે કન્યાના દાન સમયે સત્કાર માટે મણિ પણ આવ્યો. આ બંને કુશવાળા જળથી પ્રતિજ્ઞા કરીને આવ્યાં નહિ પરંતુ 'उपजहार' એટલે પાસે લાવીને મૂકયાં એવો અર્થ છે.

તે પ્રમાણે ગુફાની અંદરની સ્થિતિ વર્ણવી નીચેના શ્લોકથી બહારની સ્થિતિનું વર્ણન કરે છે. (૩૨)

**अदृष्ट्वा निर्गमं शौरेः प्रविष्टस्य बिलं जनाः ।**
**प्रतीक्ष्य द्वादशाहानि दुःखिताः स्वपुरं ययुः ॥३३॥**
**निशम्य देवकी देवी रुक्मिण्यानकदुन्दुभिः ।**
**सुहृदो ज्ञातयोऽशोचन्बिलात्कृष्णमनिर्गतम् ॥३४॥**
**सत्राजितं शपन्तस्ते दुःखिता द्वारकौकसः ।**
**उपतस्थुर्महामायां दुर्गां कृष्णोपलब्धये ॥३५॥**

प्रविष्टो हि तस्मिन्ने दिवसे समायास्यतीति तत्रत्या बहि:स्थिता: । निरन्तराकाङ्क्षया भोजनादिरहिता: द्वादशदिवसपर्यन्तं स्थित्वा द्वादशाङ्केष्वपि क्षीणेषु जना विवेकरहिता: भगवानपि शौरिरिति विशेषतस्तत्प्रभावानभिज्ञा: दु:खिता: सन्त: द्वादशाहानि प्रतीक्ष्य स्वपुरं ययु । 'संवत्सरप्रतिमा वै द्वादशरात्रय' इति । ततो येऽपि नागता:, तेऽपि द्वारकायां स्थिता: भगवन्निर्गमाभावं श्रुत्वा दु:खिता जाता इत्याह निशम्येति । क्षीणशमविवेको भूयानिति । तत्रापि पुत्रस्नेहो महानिति देवक्यादिकम उक्त: । वयो मुख्या: । अन्येऽपि सुहृद: सम्बन्धिन: ज्ञातयो गोत्रिणश्च बिलादनिर्गतं कृष्णं श्रुत्वा अशोचन् । वस्तुतत्त्वानभिज्ञा: । कृष्णो हि भक्तहितार्थमेवावतीर्ण: । कथं विलम्बं कृतवानिति । एवं सर्वेषां शोकं राजसं दु:खमुक्त्वा तामसं सात्त्विकं चाह सत्राजितं शपन्तस्त इति । दु:खेऽपि विशिष्टो हेतु: द्वारकौकस इति । मथुरां परित्यज्य देशप्रान्ते द्वारकायां स्थिता: कृष्णैकशरणा: भगवत्यनागते दु:खिता भवन्तीति युक्तमित्यर्थ: । द्वारकावासित्वेन तेषां शापोऽपि सत्राजित फलिष्यतीति सूचितम् । सात्त्विकं दु:खमाह उपतस्थुर्महामायामिति । माया हि भगवदुद्गमे प्रतिबन्धिका भवति । भगवांश्च तस्यै वरं दत्तवान् 'अर्चिष्यन्ती'ति । अतो भगवता दत्तो वर: अवश्यं तेनैर्व सत्य: कर्तव्य इति देवतान्तरभजनापेक्षया भगवदाविर्भावार्थं दुर्गैवानुसन्धेयो ॥३५॥

एवं भक्तानां त्रिविधं दु:खं दृष्ट्वा स्वयमाविर्भावं कुर्वन्नेव कृतकार्य: अर्धमासव्रते कृत एव स्वयमाविर्भूत:, स्ववाक्यमपि सत्यं कृतवानित्याह तेषां तु देव्युपस्थानादिति ।

*શ્લોકાર્થ - ૩૩ :* ગુફામાં પ્રવેશ કરાએલા શૌરિ બહાર પધાર્યા નહિ તે જોઈને બાર દિવસ રાહ જોઈને દુઃખી થઈને લોકો પાછા પોતાને ઘેર ગયા. (૩૩)

ભાવાર્થ, સુબોધિનીજી : ગુફામાં પ્રવેશ કરાએલા ભગવાન તેજ દિવસે બહાર પધારશે એમ માનીને ગુફાની બહાર રહ્યા. તેઓ બાર દિવસ ભોજન વિગેરે કર્યા વગર રાહ જોઈ અને બધા અંગો ક્ષીણ થતાં વિવેક ગુમાવી બેઠો એટલે ભગવાન શૌરી સુરના પુત્ર છે એવો તેમનો પ્રભાવ ભૂલી દુઃખી થઈ

બાર દિવસ રાહ જોઈ પોતાને ઘેર ગયા. કારણ કે બાર રાત્રીઓ સવત્સરની સમાન છે.(૩૩)

પછી જેઓ ગુફા સુધી આવ્યા ન હતા તે દ્વારકાવાસીઓ ભગવાન ગુફામાંથી આવ્યા નથી એ જાણી દુ:ખી થયા.

<u>શ્લોકાર્થ - ૩૪ :</u> *શ્રીકૃષ્ણ ગુફાની બહાર પધાર્યા તે સાંભળીને દેવકીજી રૂકિમણીજી, વસુદેવ મિત્રો બધાએ શોક કર્યો. (૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સ્ત્રીઓમાં અવિવેક વધારે હોય છે અને પુત્ર માટે ઘણો સ્નેહ હોય છે. તેથી દેવકીજી ક્રમ જણાવેલો છે. દેવકીજી, રૂકિમણી અને વસુદેવ ત્રણ મુખ્ય છે. બીજા મિત્રો અને સંબંધીઓ અને સગાંઓ શ્રીકૃષ્ણ ગુફામાંથી બહાર પધાર્યા નથી એ સાંભળીને શોક કર્યો. કારણ કે શ્રીકૃષ્ણે ભક્તનું હિત કરવા માટે અવતાર લીધો છે. એ વસ્તુના તત્વને તેઓ જાણતા ન હતા. (૩૪)

એ પ્રમાણે બધાના શોક અને દુ:ખતું વર્ણન કહી નીચેના શ્લોકમાં તામસ અને સાત્વિક દુ:ખતું વર્ણન કહી  નીચેના શ્લોકમાં તામસ અને સાત્વિક દુ:ખ જણાવે છે. (૬)

<u>શ્લોકાર્થ - ૩૫ :</u> *દુ:ખી થએલા તે દ્વારકાવાસીઓએ સત્રાજિતને શાપ આપતા શ્રીકૃષ્ણ પ્રાપ્ત થાય તે માટે મહામાયા દુર્ગાની ઉપાસના કરી.(૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ દુષ્ટ સત્રાજિત પ્રસેનની માફક મરણ પામો એવો શાપ આપ્યો. તે દુ:ખી થએલા શબ્દોથી કહેલ છે. 'દ્વારકાવાસીઓ' શબ્દોથી મથુરાથી ત્યાગ કરીને દ્વારકામાં રહેલા શ્રીકૃષ્ણ એકલા જેમનું રક્ષણ છે તેવા લોકો ભગવાન ન પધારતાં દુ:ખી થાય તે યોગ્ય જ છે. દ્વારકાવાસીઓ કહ્યાં તેથી તેમનો શાપ પણ ફળશે.

ભગવાનને પ્રગટ થવામાં અડચણરૂપ માયા છે. અને મનુષ્યો તારી પુજા કરશે. એવું ભગવાને તેને વરદાન આપેલું છે. તેથી ભગવાન પ્રગટ થાય તે માટે બીજા દેવનું ભજન  કરવા કરતાં દુર્ગાનું પૂજન કરવું જોઈએ. (૩૫)

આ પ્રકારે ભક્તોનું ત્રણ પ્રકારનું દુ:ખ જોઈને પોતે પ્રગટ ન થતાં અર્ધ

માસ સુધી તેઓએ દુર્ગાનું પૂજન કર્યું. ત્યારે ભગવાન પોતે પ્રગટ થયા અને પોતાનું વચન સત્ય કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**तेषां तु देव्युपस्थानात्प्रत्यादिष्टाशिषासवः ।**
**प्रादुर्बभूव सिद्धार्थः सदारो हर्षयन्हरिः ॥३६॥**

प्रत्यादिष्टाः आशिषा सह असवो येन तादृशो भगवान् स्वयमेव समागतः। असुशब्दात् समासान्तः अच्प्रत्ययः । आशिषत्यलुक् तृतीयायाः । प्रत्यादिष्टमुपदिष्टम् । प्रतिरानुगुण्ये । देव्युपस्थानात् या आशीः तया सह भगवान् प्राणानपि दत्तवानिति । अथवा । देव्युपस्थानात् प्रत्यादिष्टाशिषा कृत्वा दुर्गाया आशीर्वादेन सवो यज्ञरूपः प्रादुर्भूतः। प्रत्यादिष्टाशिषां सवेति पाठश्चिन्त्यः । राजानं प्रति वा । वो युष्माकं भक्तानां स कार्यकर्ता सिद्धार्थः सन् प्रादुर्भूत इति । दुर्गाया वा आशीनिर्राकृत्य प्रत्यादिष्टाशिषा कृत्वा स्वयमेव सर्वकामपूरको यज्ञः प्रादुर्भूतः । सिद्धार्थः स्यमन्तकसहितः । सदारः स्त्रीसहितोऽपि । हर्षयन् हरिरिति । हृष्टः सर्वाभरणभूषितः । भोजनादिना च पुष्टो, नतु ग्लानियुक्तः । यतो हरिः सर्वदुःखहर्ता ॥३६॥

ततः परमानन्दो जात इत्याह उपलभ्येति ।

*<u>શ્લોકાર્થ - ૩૬ :</u> દેવીના સ્થાનમાંથી જાગાવેલી આશિષ સાથે પ્રગટ કરેલા છે પ્રાણ જેમને તેવા અર્થ પ્રાપ્ત કરેલા હરિ પત્ની સહીત તેઓની અંદર પ્રગટ થયા. (૩૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પ્રગટ થયા છે આશિષ સાથે પ્રાણ જેના તેવા ભગવાન પોતે ત્યાં પધાર્યા. દેવીના સ્થાનમાંથી જે આશિષ નીકળી તેની સાથે ભગવાનેહ પ્રાણો પણ આવ્યાં એવો અર્થ છે. તેઓ દેવી દુર્ગાના આશિષથી યજ્ઞરૂપ ભગવાન પ્રગટ થયા. શુક રાજાને કહે છે કે તમો ભક્તોના કામ કરનારા અર્થ પ્રાપ્ત કરી પ્રગટ થયા. એવો અર્થ લેવો. અર્થ પ્રાપ્ત કરેલાં અને 'હર્ષ ઉત્પન્ન કરતાં' શબ્દોથી હરિ પ્રગટ થયા. હર્ષ ઉત્પન્ન કરતા બધા આભરણોથી શોભતા અને ભોજન વડે તૃપ્ત થએલા પાણ થાકેલા નહિ કારણ કે હરિ સર્વનું દુઃખ હરનાર છે. (૩૬)

સર્વેને પરમાનંદ થયો તે હવે નીચેના શ્લોકથી કહે છે.




**उपलभ्य हृषीकेशं मृतं पुनरिवागतम् ।**
**सहपत्न्या मणिग्रीवं सर्वे जातमहोत्सवा : ॥३७॥**

असभ्यो दृष्टान्तो लौकिकभाषायां न दोषाय । श्वशुरेणैव स मणिः कण्ठे निबद्धः । अतस्तदनुरोधेन मणिः स्वकीयं एवेति ज्ञापयन् स्त्रीसहितो मणिग्रीवः स्वयमागतः । न केवलं समागमने अपकीर्त्यभावः, किन्तु निरोधोऽप्यनेन जात इत्याह सर्वे जातमहोत्सवा इति । हृषीकेशत्वात्तथैव तेषु प्रेरितवान् ॥३७॥

एवमपि प्राप्य उपक्रमवलीयस्त्वार्थं समानयनार्थं प्रकान्त इति सत्राजितायैव दत्तवानित्याह सत्राजितमिति ।

*શ્લોકાર્થ -૩૭ : મરણ પામેલા ફરીથી પ્રાપ્ત થાય તેમ કંઠમાં મણિવાળાં હૃષિકેશને પત્ની સામે પ્રાપ્ત કરી મોટો ઉત્સવ કર્યો. (૩૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : લૌકિક ભાષામાં અસભ્ય દૃષ્ટાંત દોષ કરનાર થતો નથી. સસરાએજ તે મણિ ભગવાનના કંઠમાં બાંધેલો તે જણાવતા 'કંઠમાં મણિવાળા પોતે સ્ત્રી સહીત પધાર્યા' પધારવાથી અપકિર્તિ દૂર થઈ ગઈ એટલું જ નહિ પણ નિરોધ પણ થયો. સર્વે મોટો ઉત્સવ કર્યો. ભગવાન હોવાથી તેમને ઉત્સવની પ્રેરણા કરી. (૩૭)

આ રીતે મણિ પ્રાપ્ત કરીને ભગવાને મણિ સત્રાજિતને આપ્યો. એ નીચેના શ્લોકથી કહે છે.

**सत्राजितं समाहूय सभायां राजसंनिधौ ।**
**प्राप्तिं चाख्याय भगवान्मणिं तस्मै न्यवेदयत् ॥३८॥**

यदादौ भगवान् विचारयति, तदेव करोति । आदौ च तस्य स्यमन्तक इति प्रवृत्तः । न केनाप्युपायेन स्वकीयं मन्यते । अत एवाग्रेऽपि न ग्रहीष्यति । निवन्धे तवन्योऽपि हेतुरुक्तः ।

**सर्वात्मनान्यद्धाति हरिः स्वयम् ।**
**सर्वात्मनाऽप्रपन्नं च नाशायेव सुयोधनम् ॥१॥ इति।**

सभायामाह्वानम् । पश्चाद्दुरात्मा अन्यथा वक्ष्यतीति, लज्जां च जनयितुम्, तत्रापि राजसन्निधौ निर्भयम् । यथा राजापि न ग्रहीष्यतीत्याज्ञापयितुं वा । प्राप्त्युपायं प्रकारं वा सम्यगुक्त्वा तत्सत्तां दूरकृत्य मणिं तस्मै न्यवेदयत् । यतो भगवान् स्वेच्छो, मारयितुं वा, न कोऽपि ज्ञातवान् किमर्थं दत्तवानिति । निवेदनं 'तवेदमानीतं गृहाणे'ति ।

ततस्यस्य कृत्यमाह स चातिव्रीडित इति पञ्चभिः ।

શ્લોકાર્થ -૩૮ : ભગવાને સત્રાજિતને સભામાં રાજાની રૂબરૂ બોલાવીને મણિની પ્રાપ્ત કરવાનો વૃતાંત કહી મણિ આપ્યો. (૩૮)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન આરંભમાં જે કરવાનો વિચાર કરે છે. તે જ કરે છે. મણિ લાવવા તેમને પ્રવૃતિ કરેલી. કોઈ પણ ઉપાયથી તેને તેઓ પોતાનો માનતા નથી. તેથી ભવિષ્યમાં પણ તે તેને લેશે નહિ. નિબંધમાં તો જેની અંદર બીજાનું મન છે તે હરિ પોતે કોઈપણ પ્રકારે ગ્રહણ કરતા નથી જેમ સુયોધનનો નાશ માટે વિચાર કર્યો તેમ જે સંપૂર્ણપણે શરણે આવેલો નથી. તેને પોતાનો ગણતા નથી.(૭)

પાછળથી સત્રાજિત જુઠુ બોલશે એમ માની તેને શરમ પાછળથી સત્રાજિત જુઠું બોલાવી અને રાજાની હાજરીમાં થાય તે માટે સભામાં બોલાવી અને રાજાની હાજરીમાં મણિ આપ્યો. મણિની પ્રાપ્તિનો ઉપાય પણ તેને વૃતાંતથી બતાવ્યો. પોતાની માલીકી દૂર કરીને મણિ તેને આપ્યો. આ તારો મણિ લાવ્યો છું તે તું લે એમ કહ્યું. (૩૮)

પછી સત્રાજિતે જે કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**स चातिव्रीडितो रत्नं गृहीत्वावाङ्मुखस्ततः ।**
**अनुतप्यमानो भवनमगमत्स्वेन पाप्मना ॥३९॥**

लोभाद्दण्डभयाच्च गृहीत्वा लज्जितो जातः । लाके अपकीर्तिमुत्पादितवानिति अवाङ्मखो जातः । ततः पूर्वोक्तादेव हेतो : अपकीर्तिजननात् । अनुतापोऽपि तत एव । अतोऽस्य प्रायश्चित्ते परलोकशुद्धिर्भविष्यतीति ज्ञापितम् । न कोऽपि

तस्य बन्धुरिति कमप्यपृष्ट्वा स्वभवनमेवागमत् । ननु रत्नं प्राप्य संतोषे कर्तव्ये कथमनुताप इति चेत्, तत्राह स्वेन पाप्मनेति । देवान्तरप्रसादापेक्षया भगवदपराधो महानिति ॥ ३९॥

बलवता विग्रहे आकुलः सन् तमेवार्थमनुध्यायन् जात इत्याह सोऽनुध्यायन्निति ।

श्लोकार्थ - ३९ : घणो शरमाएलो ते रत्न लई, नीचुं मोढुं राखी पोताना पापथी दुःखी थतो घेर गयो.(३९)

भावार्थ, सुबोधिनीजी : लोभने लीधे अने शिक्षा थवाना भयने लईने रत्न लईने शरमायो. अपकिर्ति कराव्याना कारणने लीधे नीचुं मोढुं कर्युं. दुःखी पण थयो. तेथी एम सूचवे छे के प्रायश्चित थतां आनी परलोकमां शुद्धि थशे.

तेने कोई बंधु न हतो. एटले कोईने पण पूछया वगर घेर गयो. रत्न मेळवीने संतोष थवो जोईए तो दुःख केम थयुं? एवी शंकामां 'पोताना पापथी' शब्दो योजेल छे. कारण के बीजा देवनी कृपा करतां भगवाननो अपराध मोटो छे. (३९)

ते हवे मुंझायो अने विचार करवा लाग्यो ते हवे कहे छे.




**सोऽनुध्यायंस्तदेवाघं बलवद्विग्रहाकुलः ।**

**कथं मृजाम्यात्मरजः प्रसीदेद्वाच्युतः कथम् ॥४०॥**

अयत्नेनापि स एवार्थः ध्यातो भवति । यद्यपि विग्रह : स्वयं न कृत : नापि करिष्यति, भगवानपि न करोति, तथापि भगवदीयैः बलवद्भिः सह विग्रहः संभविष्यतीति व्याकुलता । अयं दोषस्तदापगच्छेत्, यदि भगवान् प्रसन्नो भवेत् । तदेव विचारयति कथं मृजामीति । स हि देवोपासक इति तस्य प्रायश्चित्ते मतिः । रजः पापम् । अच्युतस्य सर्वथा नित्यधर्मस्य अवश्यंभाविनरके हेतुभूतापराधस्य कृतत्वात् तत्प्रसाद एव तदपगम इति प्रसीदेद्वाच्युतः कथमिति विचारयति ॥ ४०॥

यथा वाक्येन अपकीर्तिर्जाता । अधना क्रियया कथं [illegible]

तदाह किं कृत्वेति ।

श्लोकार्थ -४० : બલવાન સાથે વિગ્રહની લીધે મુંઝાએલો તેજ પાપનું ચિંતન કરતો તે વિચારવા લાગ્યો કે મારૂં પાપ હું કેવી રીતે દૂર કરૂં? અથવા અચ્યુત કેમ પ્રસન્ન થાય. (૪૦)

ભાવાર્થ, સુબોધિનીજી : પ્રયાસ વગર પણ તેજ વિષયનું ચિંતન થવા લાગ્યું. જો કે પોતે વિગ્રહ કર્યો ન હતો અને કરવાનો પણ નહતો. ભગવાન પણ વિગ્રહ કરતા નથી. છતાં બલવાન ભગવદીઓ સાથે વિગ્રહની સંભાવના થશે એમ તેને મુજવણ થઈ.

જો ભગવાન પ્રસન્ન થાય તો આ દોષ દૂર થાય તેથી તેનો જ વિચાર કરે છે. કારણ કે તે દેવની ઉપાસના કરનારો હોવાથી તેની બુદ્ધિ પ્રાયશ્ચિત કરવાની હતી. કેવી રીતે પ્રાયશ્ચિત કરૂં? અચ્યુતનો સંપૂર્ણપણે એટલે ભગવાનનો અવશ્ય પ્રાપ્ત કરનાર નરકના કારણરૂપ અપરાધ કરેલો હોવાથી તેમની પ્રસન્નતા થાય તોજ અપરાધ દૂર થાય અથવા અચ્યુત કેમ પ્રસન્ન થાય? તે વિચાર કરે છે. (૪૦)

જેમ વાક્ય બોલવાથી અપકિર્તિ થઈ હતી તેમ હવે ક્રિયાથી કીર્તિ થાય તેનો વિચાર કર્યો તે નીચેના શ્લોકથી કહે છે.

**किं कृत्वा साधु मह्यं स्यान्न शपेद्वा जनो यथा ।**
**अदीर्घदर्शनं क्षुद्रं मूढं द्रविणलोलुपम् ॥४१॥**

मास्तु वा किर्ति, जनो लोकः यथा न शपेत्। शापे हेतुर्वाग्दोष एव मम, न त्वन्यदिति। स्वदोषाननुवदति अदीर्घशर्नमिति । स्यमन्तकेन वचनेन्न वा इष्टमनिष्टं वा भविष्यतीति दीर्घदर्शनं कर्तव्यम्, तन्न कृतमिति सात्त्विको दोषः । तत्रापि हेतुः क्षुद्रमिति । अल्पोऽहं राजसः । महान्तो हि गम्भीरा भवन्ति । किञ्च । प्रथमवाक्योल्लङ्घनमेव मम दोषः पतितः । तत्र हेतुः द्रविणलोलुपमिति ॥४१॥

एवं दोषत्रये कः प्रतिकार इति चिन्तायां क्रियमाणशयां निमित्तभूत्तो

मणिरेव देय इति स्वस्य स्फूरितः । तदा सूर्यः । न मणिर्देय । तर्ह्युभयं देयम्, तथा सति भगवानपि संतुष्टो, लोका अपि न वाच्यं वदिष्यन्ति इति निश्चित्य, स्वाध्यवसायमाह दास्ये दुहितरमिति ।

શ્લોકાર્થ-૪૧ : શું કરવાથી મારૂં ભલું થાય અથવા લાંબી દષ્ટિ વગરના મૂર્ખ અને દ્રવ્યના લોભી મને લોક શાપ ન આપે? (૪૧)

ભાવાર્થ, સુબોધિનીજી : કીર્તિ ભલે પ્રાપ્ત ન થાય પણ લોકો શાપ ન આપે કારણ કે શાપ આપવાનું કારણ વાણીનો દોષ છે.

ઉત્તરાર્ધથી પોતાના દોષો જણાવે છે. મારી વાણીથી અનિષ્ટ થશે એ માટે વિચારવું જોઈતું હતું તે કરી નથી તે સાત્વિક થશે એ માટે વિચારવું જોઈતુ હતું. તે કરી નથી તે સાત્વિક દોષ તે 'નજીવો' શબ્દથી જણાવે છે. હું નજીવો રાજ્ય છું. મોટા પુરૂષો ગંભીર હોય છે. 'દ્રવ્યનો લોભી' શબ્દથી ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન બતાવે છે.

એવા ત્રણ દોષ થતાં કયા ઉપાયો કરવા એનો વિચાર કરતાં મણિ ભગવાનને આપ્યો એ ઉપાય તેને સ્ફૂર્યો ત્યારે સૂર્યે જણાવ્યું કે મણિ ન આપવો એ ઉપાય પરંતુ કન્યા આપવી. બંને આપવાં તેમ થતાં ભગવાન પ્રસન્ન થશે અને લોકો નિંદા પણ કરશે નહિ. એવો નિશ્ચય કરી નીચેના શ્લોકથી જણાવે છે.

**दास्ये दुहितरं तस्मै स्त्रीरत्नं रत्नमेव च।**
**उपायोऽयं समीचीनस्तस्य शान्तिर्न चान्यथा ॥४२॥**

तस्मै प्रसिद्धाय । सर्वथा ग्रहीष्यतीत्यत्र हेतुः स्त्रीरत्नमिति । यथा जाम्बवान् कायिकमपराधं कृत्वापि मणिं दुहितरं च दत्वा कृतार्थो जातः, एवमहमपि भविष्यामीत्यभिप्रायेणाह रत्नमेव चेति । नन्वन्यः भक्तिमार्गानुसारी उपायः कथं न क्रियते, तत्राह उपायोऽयं समीचीन इति । व्यवहारे अस्मिन्नर्थे अयमेवोपायः समीचीनः, अन्यथा तस्य शान्तिर्न भविष्यतीति । स्वस्यार्धदुर्बुद्धिः, भवेदेवं यदि भगवान् (न) मणिं गृह्णीयात्, सर्वथा प्रपन्नता च न कृतेति ॥४२॥

न केवलमेवं विचारितवान्, किन्तु कृतवानित्याह एवं व्यवसित इति ।

શ્લોકાર્થ - ૪૨ : તમને રત્નરૂપ પુત્રી અને રત્ન પણ આપીશ. આજ યોગ્ય ઉપાય છે. તેની શાંતિ બીજે થશે નહિ. (૪૨)

ભાવાર્થ, સુબોધિનીજી :એટલે શ્રીકૃષ્ણને મારી પુત્રી આપીશ અને તે ગ્રહણ કરશે તેનું કારણ 'સ્ત્રીઓમાં રત્નરૂપ' શબ્દથી કહેલું છે. જેમ કાયાથી અપરાધ કર્યા પછી જેમ જાંબુવાન રત્ન અને પુત્રી આપી કૃતાર્થ થયો તેમ હું પણ કૃતાર્થ થઈશ. એવો અભિપ્રાય છે.

ભક્તિમાર્ગને અનુસરતો બીજો ઉપાય કેમ ન કર્યો? એવી શંકા થાય તેથી આ યોગ્ય ઉપાય છે. આ ઉપાય વગર બીજા પ્રકારે અપરાધની શાંતિ થશે નહિ. આ વિચારથી ભગવાન મણિ ગ્રહણ કરે તો અપરાધની શાંતિ થાય. (૪૨)

તેને તે પ્રમાણે વિચાર કર્યો તે હવે કહે છે.

**एवं व्यवसितो बुद्धया सत्राजित्स्वसुतां शुभाम् ।**
**मणिं च स्वयमुद्यम्य कृष्णायोपजहार ह ॥४३॥**

बुद्धयैव, न तु कश्चित्पृष्टः । शुभां शोभनरूपाम् । विवाहे समलङ्कृतां स्वयं गृहे नीत्वा दोषपरिहाराय कृष्णाय सदानन्दरूपाय उपजहार । हेत्याश्चर्यं, कथमेवं कृतवानिति ॥४३॥

ततो भगवानेकं गृहीतवान्, एकं नेत्याह द्वाभ्याम् ।

શ્લોકાર્થ -૪૩ : અહો ! બુદ્ધિથી એ પ્રમાણે નિશ્ચય કરી સત્રાજિતને પોતે પ્રયાસ કરી પોતાની સુંદર પુત્રી અને મણિ આપ્યાં. (૪૩)

ભાવાર્થ, સુબોધિનીજી : પોતાની બુદ્ધિથી એ પ્રમાણે નિશ્ચય કર્યો પણ કોઈને પૂછ્યું નહિ. શણગારેલી પુત્રીને પોતે શ્રીકૃષ્ણના મહેલે લઈ જઈ શ્રીકૃષ્ણને આપી. અહો ! શબ્દ તે આશ્ચર્ય દર્શાવે છે. (૪૩)

નીચેના બે શ્લોકથી ભગવાને પુત્રીને ગ્રહણ કરી અને મણી ન ગ્રહણ કર્યો.

**तां सत्यभामां भगवानुपयेमे यथाविधि ।**

**बहुभिर्याचितां शीलरूपौदार्यगुणान्विताम् ॥४४॥**

तां सत्यभामामिति । सत्येनैव भासत इति सत्यरूपा कान्तिरूपा च । यद्यपि तेन निवेदनमेव कृतम्, तथापि स्वयं यथाविधि उपयेमे । अन्यथा अन्यस्मै देया पतिष्यतीति । तत्र हेतुः बहुभिर्याचितामिति । सा हि पूर्वमन्यस्मै सन्दिग्धा प्रतिश्रुता । अतो विवादास्पेदति यथाविध्येव विवाह : कर्तुमुचितः। किञ्च । गुणा अपि तस्यां सन्तीत्याहशीलेति । शीलमन्तःकरणधर्म इन्द्रियाणां वा कियारूपम् । रूपं शरीरस्य । औदार्यमन्तःकरणस्य । एवमुत्कृष्टैर्गुणैरन्विताम् ॥४४॥




एकं गृहीत्वा द्वितीयं प्रत्याचष्टे भगवानाहेति ।

श्लोकार्थ -४४ : બહુ પુરૂષોએ જેને માટે માગણી કરેલી તેવી શીલ, રૂપ, ઉદારતા ગુણોવાળી સત્યભામાને ભગવાન વિધિ પ્રમાણે પરણ્યા. (૪૪)

ભાવાર્થ, સુબોધિનીજી : સત્યરૂપ અને કિર્તિરૂપ સત્યભામા હતી. સત્રાજિતે ફકત સત્યભામા જ આપી હતી છતાં પણ ભગવાન પોતે તેની સાથે વિધિ પ્રમાણે પરણ્યા.

'બહુ પુરૂષોએ જેને માટે માગણી કરેલી' વિશેષણથી તેનું વિધિ પ્રમાણે પરણવાનું કારણ કહેલું છે.

કારણ કે બીજાની સાથે તેનું સગપણ કરેલુ કે નહિ તે સંદેહ હતો. તેથી વિધિ પ્રમાણે વિવાહ કરવો યોગ્ય હતો.

વળી તેનામાં ગુણો પણ હતા. શીલરૂપ ઉદારતા ગુણોથી વિશેષણ જણાવ્યું છે. શીલ એ અન્તઃકરણનો ગુણ છે. રૂપ શરીરનો ગુણ છે. ઉદારતા અન્તઃકરણનો ગુણ છે. એમ ઉત્તમ ગુણોવાળી હતી. (૪૪)

એકનું ગ્રહણ કરીને ભગવાને બીજાને લેવાની ના પાડી તે નીચેના શ્લોકથી કહે છે.

**भगवानाह न मणिं प्रतिच्छामो वयं नृप ।**
**तवास्तु देवभक्तस्य वयं च फलभागिनः ॥४५॥**

ईश्वरत्वान्नात्र संनियोगशिष्टन्यायो वक्तुं शक्यः । न मणिं प्रतिच्छाम इति । विवाहे तु अहमेव प्रयोजकः । मणौ तु सर्वसम्मतिरपेक्ष्यत इति । अत एव वयमिति बहुवचनम् । नृपेति परीक्षित्संबोधनं भगवानाहेति वाक्ये संबध्यते, न तु भगवदुक्ते । राजानो हि तथा वदन्तीति ज्ञापनाय । किञ्च । द्वयं समर्पितम् । तत्रैकं ममास्तु, एकं च तवास्तित्याह तवास्त्विति । तत्र हेतुः देवभक्तस्येति । अन्यथा सूर्यः क्रोधं करिष्यतीति भावः । तथापि निवेदितं कथं त्यज्यत इत्याशङ्कयाह वयं च फलभागिन इति । मणिफलस्माकमपि भविष्यति । श्वशुरस्य धनसम्परात्कश्चित्समुचितः । सत्राजितस्तु स्वात्मानां समुचिनोतीति प्रत्ययः । भगवदभिप्रायस्तवखूरः । भगवदभिप्रायस्त्वक्रूरः । तस्मै पूर्वं तेन कन्या प्रतिश्रुता । उभयग्रहणे तस्य दुःखं भविष्यतीति भक्तहितं भक्तिमार्गं च सत्यं कर्तुं तथोक्तवानित्यर्थः ॥४५॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां

दशमस्कन्धविवरेण उत्तरार्धे सप्तमोऽध्याय : ॥७॥

## इति दशम - उत्तरार्ध - राजस-साधन-प्रकरणं समाप्तम् ।

<u>શ્લોકાર્થ -૪૫ :</u> *હે રાજા ! ભગવાને કહ્યું કે અમે મણિ લઈશું નહિ. દેવના ભક્ત તે તને ભલે રહે. અમે ફલ ભોગવીશું. (૪૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શ્રીકૃષ્ણ ઈશ્વર હોવાથી તેમને સંનિયોગ શિષ્ટનો નિયમ લાગું પાડી શકાય નહિ. વિવાહમાં તો હું જ નિર્ણય કરવામાં છું. પણ મણિ લેવો તેમાં બધાની સંમતિની જરૂર છે. તેથી અમે મણિ લઈશું નહિ. 'અમે' એમ બહુવચન છે. હે રાજા ! શુક પરિક્ષિતને સંબોધન કરેલ છે. ભગવાને કહ્યું એ વાકય સાથે તેનો સંબંધ છે. રાજાઓ તે પ્રમાણે કહે છે. એમ જાણાવવા એ સંબોધન કરેલું છે. સત્રાજિતે બે આપ્યાં. તેમાંથી એક મારૂં છે અને બીજું તને ભલે રહે. તે 'તને ભલે રહે' શબ્દોથી કહે છે. 'દેવના ભકત' શબ્દથી તું મણિ નહિ રાખે તો સૂર્ય તારી પર ક્રોધ કરશે એવો ભાવ છે.

છતાં આપેલ મણિ કેમ ત્યજો છો? એવી શંકામાં અને અમે ફલ ભોગવીશું શબ્દો યોજેલ છે. મણિનું ફલ અમને પણ મળશે. કારણ કે સસરાનું બધું ધન હોય તે જમાઈ જ ભોગવે છે. ભગવાનનો અભિપ્રાય તો અક્રુરનો સમાવેશ કરવાનો છે. તે અક્રુર સાથે સત્રાજિતે કન્યાનું સગપણ કરેલું. ભગવાન કન્યા અને મણિ બંને લે તો અક્રુરને દુઃખ થાય તેથી ભક્તિનું હિત કરવા અને ભક્તિમાર્ગને સત્ય કરવા ભગવાંને તેમ કર્યું એવો અર્થ છે.

## દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય સાતમો

## રાજસ સાધન પ્રકરણ

## સમાપ્ત




